## અનુક્રમણિકા

બિસ્મિહી તઆલા

# પ્રકાશકીય

**હામિદંવ વ મુસલ્લિયંવ્ વમુસલ્લિમા......**

આજના યુગમાં નિર્લજ્જતા અને બેશરમીના પૂરે નીતિમત્તા અને સદાચારનો જનાઝો કાઢી નાંખ્યો છે. ઈસ્લામનો આ સુરક્ષિત કિલ્લો બિન મુસ્લિમો દ્વારા નિશાન બની ચુકયો છે. મીડિયાની દુઃખદ કાર્યશૈલીથી તેમાં વધારો થતો રહયો છે. અને તેની પાછળ ઈસ્લામના દુશ્મનોની ચાંપતી નજર છે. પરંતુ, અફસોસ કે જાતે મુસલમાનોએ પણ પશ્ચિમનું આંધળું અનુકરણ શરૂ કરી દીધું છે તેઓ તેને સામાન્ય બાબત ગણે છે. હાલાંકે આ ઈસ્લામની અંતિમ હદ છે.

અલ્લાહના રસૂલ (સલ.) એ ફરમાવ્યું :

اذافَاتت الحياء ففعل ما شئت

"જયારે તુ લજ્જાનો પોશાક ઉતારી દે તો પછી જે ઈચ્છે તે કર."

કુર્આન અને હદીસમાં અનેક જગ્યાએ મુસલમાનોને ગુપ્તાંગોની હિફાઝત કરવાનો હુકમ આપ્યો છે. ઈજ્જત અને આબરૂની તાકીદ કરી છે. અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

وَلَا تَقْرَبُوْا الزِّنٰى اِنَّهٗ كَنَ فَاحِشَةَ وَسَاءَ سَبِيْلا

"અને વ્યભિચારની નજીક પણ ન જાઓ, તે બહુ બેશરમીની વાત છે અને ખોટો માર્ગ છે. (સૂરએ બની ઈસ્રાઈલ : ૩૨)

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) થી પૂછવામાં આવ્યું કે લોકોને જહન્નમમાં લઈ જનારું મુખ્ય પરિબળ કયું હશે ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું:

અર્થ : જીભ અને ગુપ્ત અવયવોની કાળજી ન લેવી (મુસ્નદે અહમદ)

પ્રસ્તુત પુસ્તક " ઈસ્લામમાં ઈજ્જત અને આબરૂનું મહત્વ"ભાગ (૧) અને ભાગ (૨) નવ પ્રકરણોમાં વહેંચવામાં આવ્યું છે. તેમાં ઈજ્જત અને આબરૂની બરકતો, વ્યભિચાર અને નિર્લજ્જતાના નુકસાનો, પડદાના ફાયદા અને પડદાપ્રથાની નાબુદીના નુકસાનો, લગ્નનો મકસદ અને સ્ત્રીઓની જવાબદારીઓ વગેરે વિશે વર્ણન કરવામાં આવ્યું છે. અલ્લાહ તઆલા પુસ્તકના સંપાદક "મવલાના ડોકટર અસ્જદ કાસમી નદવી (દા.બ.) તથા અનુવાદક, પ્રેરક, પ્રકાશક અને સહાયકોને જઝાએ ખૈર અતા ફરમાવે અને સૌના પ્રયત્નોને કબૂલ ફરમાવી સઆદતે દારૈનનું નિમિત્ત બનાવે. આમીન

ઉપરાંત આ સમાજ ઉપયોગી પુસ્તક છપાવવામાં સખી સજ્જન મુહતરમ જનાબ હાજી ઈસ્હાક ખરાદી વકીલ સાહેબે સંપૂર્ણ ખર્ચ ઉઠાવ્યો છે. જામિઅહ તેમના આ કાર્યને બિરદાવી તેમનો અંતઃ કરણથી આભાર વ્યકત કરે છે. અલ્લાહ તઆલા તેમના જાન – માલમાં ખુબ બરકત આપે અને તેમના આ કાર્યને આખીરતમાં નજાતનો જરીયો બનાવે. આમીન !

**લી. મુફતી અહમદ દેવલ્વી**

**મોહતમિમ જામિઅહ ઉલૂમુલ કુર્આન,જંબુસર**





# આયતે કુર્આની

بسم الله الرحمن الرحيم

قُل لِّلْمُؤْمِنِينَ يَغُضُّوا مِنْ أَبْصَارِهِمْ وَيَحْفَظُوا فُرُوجَهُمْ ذٰلِكَ أَزْكٰى لَهُمْ إِنَّ اللهَ خَبِيرٌ بِمَا يَصْنَعُونَ، وَقُل لِّلْمُؤْمِنَاتِ يَغْضُضْنَ مِنْ أَبْصَارِهِنَّ وَيَحْفَظْنَ فُرُوجَهُنَّ .

હે નબી (સલ.) ઈમાનવાળા પુરુષોને ફરમાવી દો કે પોતાની નજર નીચી રાખે અને પોતાના ગુપ્તાંગોની સંભાળ રાખે એમાં તેમના માટે વધારે સફાઈ છે. નિઃશંક અલ્લાહ તેને જાણે છે જે કંઈ લોકો કરતા રહે છે અને (એવી જ રીતે) ઈમાનવાળી સ્ત્રીઓઓને ફરમાવી દો કે પોતાની નજર નીચી રાખે અને પોતાના ગુપ્તાંગોની સંભાળ રાખે.

(સૂ. નૂર : ૩૦,૩૧)

# હદીષે નબવી

قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّم :
اِنَّ الْاِيْـمَـانَ سِـرْبَـالٌ، يُسَرْبِلُهُ اللّٰهُ مَنْ يَّشَاءُ ،
فَـاِذَازَنَـى الْـعَبْـدُنُزِعَ مِنْهُ سِرْبَالُ الْاِيْمَانِ،فَاِنْ
تَابَ رُدَّ عَلَيْهِ، وَالْمُقِيْمُ عَلَى الزِّنَا كَعَابِدِ وَثَنٍ.

**નિ:શંક ઈમાન (આસ્થા) એક પોષાક છે, અલ્લાહ તઆલા જેને ચાહે છે તેને આ પોષાક પહેરાવે છે, જયારે બંદો ઝિના–વ્યભિચાર કરે છે તો અલ્લાહ તઆલા તેનો ઈમાની પોષાક ઉતારી લે છે, પછી જો તે તૌબા–પ્રાયશ્ચિત કરે છે તો આ પોષાક તેને પરત કરી દે છે, ઝીના–વ્યભિચાર થી ટેવાયેલો માનવી બુતપરસ્ત (મૂર્તિપૂજક)ની જેમ ગુનેહગાર–પાપી છે.**

**(અત્તરગીબ વત્તરહીબ લિલ્મુન્ઝિરી : ૩ / ૨૭૩)**

# કડવી વાસ્તવિકતા

ન ઈશ્ક બા અદબ રહા, ન હુસ્ન મેં હયા રહી
હવસ કી ધુમધામ હૈ, નગર નગર, ગલી ગલી



કમાલે ઈલ્મો હુનરને આમિર બના દિયા રાત કો સવેરા
ગુનાહ ઈતના હસીન કબ થા, કમાલે ઈલ્મો હુનર સે પહલે



અસ્રે હાઝિર કે હવસનાક તકાઝોં કી ન પૂછ
અહલે દિલ શીફતએ દામો દરમ દેખે હૈં

(મવલાના આમિર ઉસ્માની મર્હુમ)



# દુઆના શબ્દો

## આરીફ બિલ્લાહ હઝરત અકદસ
## મવલાના શાહ હકીમ મુહમ્મદ અખ્તર સાહેબ (રહ.)

*વ્યવસ્થાપક મજલિસે ઈશાઅતુલહક ગુલ્શને ઈકબાલ કરાંચી, પાકિસ્તાન*

મુકર્રમી મવલાના મુહમ્મદ અસ્જદ કાસમી સાહેબ

અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહિ વ બરકાતુહૂ

આપનું સંપાદન કરેલ ''ઈસ્લામમેં ઈફ્ફત વ ઈસ્મત કા મકામ'' પુસ્તક મળ્યું. હું વૃધ્ધાવસ્થા અને કમજોરીને કારણે વાંચવાથી મજબૂર છું. દુઆ કરું છું કે અલ્લાહ તઆલા તમારી આ મહેનતને કબૂલ ફરમાવે અને કયામત સુધી સદકાનું કારણ બનાવે. આમીન

મુહમ્મદ અખ્તર અફલ્લાહુ અન્હૂ
૧૨ / શા'બાન હિ.સ. ૧૪૩૧



# અભિપ્રાય

## હઝરત મુફ્તી સૈયદ મુહમ્મદ સલમાન સાહેબ મન્સુરપુરી (મુદ.)

*મુફ્તી વ ઉસ્તાદે હદીસ જામિઅહ કાસિમિયા મદ્રસા શાહી મુરાદાબાદ*

બિસ્મિહી તઆલા

મુકર્રમ વ મોહતરમ હઝ. મવ. મુહમ્મદ અસ્જદ કાસમી નદવી (દા.બ.)

અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહિ વ બરકાતુહૂ

તાજુ સંપાદન "ઈસ્લામમેં ઈફ્ફત વ ઈસ્મત કા મકામ" પર દિલી મુબારકબાદ કબૂલ ફરમાવો, ખૂબ ફાયદા કારક, માહિતીવર્ધક અને અસરકારક છે. આમ જનતા અને ખાસ લોકો તેમજ સ્ત્રીઓ માટે વાંચવા લાયક છે, તેનો જેટલો ફેલાવો થાય તેટલો ઓછો છે. અલ્લાહ તઆલા આપ હઝરતને સમગ્ર ઉમ્મત તરફથી બેહતર બદલો અર્પણ કરે અને આવી બીજી સેવાઓની તૌફીક આપે. આમીન

ફકત વસ્સલામ

મુહમ્મદ સલમાન મન્સુરપુરી ગુફિર લહુ

૪ / ૭ /૧૪૩૦ હિ.સ.



# પ્રસ્તાવના

اَلْحَمْدُلِلّٰهِ رَبِّ الْعَالَمِيْنَ وَالصَّلٰوةُ وَالسَّلَامُ عَلٰى سَيِّدِ الْمُرْسَلِيْن، وَعَلٰى آلِهٖ وَصَحْبِهٖ اَجْمَعِيْن

ચારિત્ર્યની પવિત્રતા અને આબરૂ માનવીના જીવનની અમૂલ્ય પૂંજી છે.ઈસ્લામી શરીઅતે દરેક સ્ત્રી – પુરુષને ચારિત્ર્યની પવિત્રતાનો પાબંદ બનાવ્યો છે. અને તેમાં કોઈ પણ પ્રકારની તિરાડ ન પડવી જોઈએ. એ માનવીની ધાર્મિક, સામાજિક અને વ્યવહારુ જવાબદારી છે.

નગ્ન અને અશ્લિલ સંસ્કૃતિઓએ માનવીના ચારિત્ર અને પ્રતિષ્ઠાને કલંકિત કરવામાં કોઈ કસર રાખી નથી. કામવાસના અને ઈચ્છા પૂર્તિના તકાદાએ સમાજના અનેક લોકોને બેપર્દગી અને અનૈતિકતાના પુરમાં વહાવી દીધા છે.

અલ્લાહવાળા કે જેઓ સમયની દુખતી રગને જાણે છે અને માનવીના સાચા અર્થમાં હિતેચ્છુ હોય છે, તેમનું સંપૂર્ણ ધ્યાન એ તરફ જ હોય છે કે નિર્લજ્જતા, નગ્નતા અને અશ્લીલતાના માહોલથી દરેક ઈમાનવાળો બચવાની કોશિશ કરે અને પવિત્રતા, હયા, ચારિત્રતા ઈમાની તકાદાઓને પોતાની પહેલી ફરજ સમજે.

અમારા મહાન ગુરૂ, નામાંકિત આલિમ અને ઈસ્લામી સાહિત્યના પ્રખર અભ્યાસી મવલાના શાહ હકીમ મુહમ્મદ મખ્તર સાહેબ (રહ.) ની મજલિસ, બયાનાત અને લખાણોમાં ખાસ આ તરફ ધ્યાન દોરવામાં આવે છે.

અલ્પજ્ઞને હઝરતના સિલસિલાથી સંબંધ હોવાને કારણે અને આપની મજલિસો અને બયાનોને કારણે ઈસ્લામી વ્યવસ્થામાં પવિત્રતા અને ચારિત્ર્ય ઉપર કલમ ઉઠાવવાની હિમ્મત થઈ. શિક્ષણ અને વકતવ્યની વ્યસ્તતાને લીધે લગભગ દોઢ વરસમાં આ પુસ્તક પૂર્ણ થયું.

દિલ તો એવું ઈચ્છતું હતું કે હઝરતના સ્નેહભર્યા શબ્દો આ પુસ્તકના પૃષ્ઠો બને પરંતુ હઝરતની બિમારી અને પરિસ્થિતિની મજબુરીને કારણે આ ઈચ્છા પૂરી ન થઈ શકી.

આ પુસ્તકને નવ પ્રકરણોમાં વહેંચવામાં આવ્યું છે.

● પહેલા પ્રકરણમાં પવિત્રતા અને ચારિત્ર્યની અગત્યતા, પરિણામો અને બરકતો તેમજ તેના માટેની યુકિતઓ અને નજર નીચી રાખવાના ફાયદા તેમજ કુદષ્ટિના નુકસાન.

● બીજા પ્રકરણમાં નિર્લજ્જતા ઉપર વિસ્તૃત ચર્ચા કરવામાં આવી છે, સાથે સાથે સ્ત્રીઓના મહત્વ વિશે પણ વાત કરવામાં આવી છે.

● ત્રીજા પ્રકરણમાં બિભત્સતા અને નિર્લજ્જતાના ધાર્મિક, સામાજિક, વ્યવહારુ, આત્મિય, શારીરિક, આલોક અને પરલોકના નુકસાનો પર સમજુતી આપવામાં આવી છે.

● ચોથા પ્રકરણમાં ઈસ્લામની પડદા પ્રથા અને પડદા પ્રથાની નાબૂદીના નુકસાનોનું વર્ણન છે.

● પાંચમાં પ્રકરણમાં નિકાહ વિશે વિસ્તૃત માહિતી આપવામાં આવી છે, તેમાં તેના ફાયદા, હેતુઓ, વડીલોની જવાબદારીઓ, પતિ – પત્નીની જવાબદારીઓ, પતિ – પત્નીના સંબંધો સમાપ્ત થવા, નિકાહ અને ઝિના (વ્યભિચાર) વચ્ચે ભેદ, બહુપત્નીત્વ વગેરે વિષયોની સમજુતી આપી છે.

● છટ્ઠા પ્રકરણમાં પવિત્રતા અને ચારિત્ર્યના બનાવો નમૂના માટે રજૂ કર્યા છે.

● સાતમાં પ્રકરણમાં આધુનિક સમાજ પર એક નજર નાંખવામાં આવી છે.

● આઠમાં પ્રકરણમાં સ્ત્રીઓની જવાબદારીઓ

● નવમાં પ્રકરણમાં તૌબા–પ્રાયશ્ચિત અને ખુદા તરફ લપકવું

પવિત્રતા અને ચારિત્ર્યનો વિષય અગત્યનો છે તે માટે મર્હુમ અલ કાદરીનો એક લેખ વાંચો તેઓ લખે છે :

" બે પર્દગીનો શોખ માત્ર ચેહરો ખોલાવવા પર સંતોષ કરાવતો નથી, પહેલા નકાબ (પડદો) ઉઠે છે, પછી ઝુકેલી નજર ધીરે ધીરે ઊંચી થાય છે, પછી પોશાકમાં ઘટાડો થાય છે, પછી બનાવ શૃંગારમાં એવો શોખ પેદા થાય છે

કે લોકો જુએ. આમ આ બુરાઈનો ઘટનાક્રમ ધીરે ધીરે આગળ વધે છે, અહીંયા સુધી કે જે સ્ત્રી પહેલી વખત પડદો ઉઠવાથી શરમને કારણે પાણી પાણી થઈ ગઈ હતી તે આગળ જઈને કલબોમાં પુરુષો સાથે બાથ ભીડીને નાચે છે. (ઈસ્લામ કા નિઝામે ઈફફત : ૨૨૬, મુફતી જફીરૂદ્દીન સાહબ (મુદ)

આજે મુસ્લિમ સમાજની આ જ સ્થિતિ થઈ રહી છે,જરૂરત એ બાબતની છે કે નિર્લજ્જતા, બેપર્દગી અને મેળ મેળાપની ઘટનાઓ પર બ્રેક લગાવવામાં આવે. હયા અને પવિત્રતાના ઈસ્લામી ગુણથી બધાને વાકેફ કરવામાં આવે. ઈસ્લામના ચારિત્ર્યની બરકતોથી લોકોને માહિતગાર કરવામાં આવે અને બતાવવામાં આવે કે દુનિયાની સમસ્યાઓનો ઉકેલ યુરોપની અશ્લિલતા અને નગ્નતામાં નથી, પરંતુ ઈસ્લામના પવિત્ર ચારિત્ર્યમાં છે.

فساد قلب و نظر ہے فرنگ کی تہذیب

کہ روح اس مدنیت کی رہ سکی نہ عفیف

આ પુસ્તક ઉપરોકત હેતુઓ માટે લખવામાં આવ્યું છે અને લગભગ બધા જ ક્ષેત્રોને આવરી લેવાની કોશિશ કરી છે. નસીહતોને સંદર્ભ સાથે લખવાની કોશિશ કરી છે. આ લખાણનો પહેલો હું સંબોધિત છું. દુઆ છે કે અલ્લાહ તઆલા તેને કબૂલ ફરમાવે.

مَنْ لَمْ يَشْكُرِ النَّاس لَمْ يَشْكُرِ اللّٰه

(જે લોકોનો આભાર ન માને તે અલ્લાહનો પણ આભાર માની શકતો નથી.) તેના અનુસંધાનમાં હું તે બધા સહાયકોનો હૃદયપૂર્વક આભાર માનું છું, જેમની સહાયતાથી આ પુસ્તક આપણા હાથમાં આવ્યું. ખુદા તઆલા તે બધાની કોશિશોને કબૂલ ફરમાવે અને આ પુસ્તકને લાંબા સમય સુધી ફાયદાકારક બનાવે. આમીન યા રબ્બલ આલમીન.

(મવલાના) મુહમ્મદ અસ્જદ કાસમી નદવી
ખાદિમુલ હદીષીન્નબવી શરીફ
જામિઅહ અરબિયહ ઈમદાદિયહ, મુરાદાબાદ
૧૦ / રબીઉલ અવ્વલ હિ.સ. ૧૪૩૦

# ઈસ્લામમાં પવિત્રતા અને ચારિત્ર્યની સુરક્ષાનું સ્થાન

## કુર્આન,હદીષ અને બુઝૂર્ગોના કથનોની દ્રષ્ટિએ

## ઈસ્લામની ઉત્તમ તાલીમ

ઈસ્લામ આકાશી અને પ્રાકૃતિક ધર્મ છે, અને તેની બધી તાલીમ શરૂઆતથી અંત સુધી માનવીની ભલાઈ, સફળતા, મુકિત તેમજ ચેન – સુકૂન અને રાહતની બાંયધરી આપે છે. ઈસ્લામે દરેક મુસલમાનને તાકીદ અને વિસ્તારપૂર્વક ચારિત્ર્ય તેમજ પવિત્રતાની સુરક્ષાનો ઉપદેશ આપ્યો છે.

કુર્આન અને હદીષ અનેક જગ્યાએ દરેક મુસલમાન પુરુષ – સ્ત્રીને ગુપ્તાંગોની હિફાઝતનો આદેશ આપે છે. પવિત્રતાની તાકીદ કરે છે. નજરોની અને આત્મશુદ્ધિની પવિત્રતા પર ભાર મુકે છે. પોતાના ઘર અને સમાજને સ્વચ્છંદિતાથી બચાવવાની જવાબદારી આપે છે અને સ્પષ્ટ ફરમાવી દીધું કે સમાજની બુનિયાદ ત્યારે જ મજબુત બની શકે છે જયારે સમાજનો દરેક વ્યકિત પોતાની પવિત્રતા અને ચારિત્ર્યની હિફાઝત માટે તેને પોતાની ધાર્મિક, સામાજિક, સંસ્કારિક ફરજ સમજીને તેના કાર્યમાં લાગી જાય અને આ મકસદમાં કોઈ પણ પ્રકારની કસર અને બાંધછોડ ન રાખે.

ઈસ્લામી તાલીમના પ્રખર અભ્યાસી ઈમામ ઈબ્ને કય્યિમ (રહ) એ લખ્યું છે :

"વ્યભિચાર (ઝિના) શરૂથી અંત સુધી બુરાઈઓનું કેન્દ્ર છે. દીન (ધર્મ) અને ઈમાન તેનાથી નષ્ટ થાય છે, તકવા અને પરહેઝગારીનું ખૂન તેનાથી જ થાય છે. શરાફતનો અંત તેનાથી જ આવે છે. વ્યભિચારથી ટેવાયેલો વ્યકિત પરહેઝગાર, વફાદાર અને હયાદાર–શાલીન નથી હોતો. વચનભંગ, દુષ્કૃત્યો, ખયાનત, નિર્લજ્જતા વગેરે વ્યભિચારથી જ જન્મે છે.

(ગિઝાઉલ અલબાબી લિસ્સફારીની : ૨)

તેનાથી માલુમ થાય છે કે જે વ્યકિત પવિત્ર અને ચારિત્રવાન તેમજ પોતાના ગુપ્તાંગોની સંભાળ રાખે છે તે ઉપરોકત મુસીબતોથી પણ

પાક–સુરક્ષિત રહે છે.

## પવિત્રતાની હકીકત

ઈસ્લામની પરિભાષામાં પવિત્રતા હકીકતમાં તમામ દુર્ગણો અને દુષ્કાર્યોથી બચવાનું નામ છે. (લિસાનુલ્ અરબ : ૪ / ૩૦૧૫)

ઈમામ રાબિગના મતે પવિત્રતા ખરેખર તેનું નામ છે જે માનવીને કામવાસનાથી બે કાબુ ન બનવા દે, આત્માને કામવાસનાથી રોકવો જ પવિત્રતા છે. (અલ્ મુફ્રદાત :૩૩૯)

અરબી ભાષાના પ્રખ્યાત નિષ્ણાત "અલ જાહિઝે" લખ્યું છે :

પવિત્રતા કામવાસનાની આઝાદીથી રોકવાનું નામ છે, ઈચ્છાપૂર્તિને લગામ આપવી અને ઈચ્છાપૂર્તિના તકાદાઓ પર જાઈઝ હદમાં તંદુરસ્તીનો ખ્યાલ રાખી અમલ કરવો. વધુ અને ઓછાથી બચી મધ્યમમાર્ગ અપનાવવો. જરૂરત વખતે જરૂરત પ્રમાણે પ્રચલિત તરીકા મુજબ ઈચ્છાપૂર્તિ કરવી પવિત્રતામાં દાખલ છે. (મવસુઆ નઝરતુન્નઈમ :૭ / ૨૮૭૩)

## નિકાહ પવિત્રતાનો સાક્ષી

ઈસ્લામે દરેક મુસલમાન પુરુષ – સ્ત્રી પર ચારિત્ર્યની હિફાઝત અને ગુપ્તાંગોની હિફાઝતને ફરજિયાત ઠેરવ્યું છે અને હરામ ઈચ્છાપૂર્તિના બધા માર્ગો, ઝિના, વ્યભિચાર, સ્ત્રીની સ્ત્રી સાથે અને પુરુષની પુરુષ સાથે ઈચ્છાપૂર્તિ કરવી, સમલૈંગિકતા, પતિનું પોતાની પત્ની અથવા બીજી સ્ત્રીઓના પાછળના ભાગે સંભોગ કરવો વગેરે હરામ કર્યુ છે, જે શાદી કરી શકે છે તેને શાદી કરવાનો હુકમ અને જે નથી કરી શકતો તે પોતાની ઈચ્છાપૂર્તિને કાબૂમાં રાખવા રોઝા રાખે એવો હુકમ આપ્યો છે. નજરો નીચે રાખવાની તાકીદ,પડદા પ્રથાનો ઉપદેશ અને નિર્લજ્જતાના કાર્યો પર પાબંદી, ઝિના–વ્યભિચાર પર સખતમાં સખત સજા એટલા માટે છે કે સમાજમાં પુરુષ – સ્ત્રીના સંબંધો નિકાહ પર કાયમ થાય અને કોઈ પણ હરામ ઈચ્છાપૂર્તિને મોકો ન મળે અને મુસ્લિમ સમાજનો દરેક વ્યકિત ભાવનાઓ અને અમલની રીતે ચરિત્ર્યવાન બની જાય.

કુર્આને કરીમમાં અનેક જગ્યાએ શાદીનો આદેશ,ગુપ્તાંગોની સુરક્ષા અને વ્યવહારની પડતી તેમજ સ્વચ્છંદિતાથી રોકયા છે. અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

وَأَنكِحُوا الْأَيَامَىٰ مِنكُمْ وَالصَّالِحِينَ مِنْ عِبَادِكُمْ وَإِمَائِكُمْ

તર્જુમો : અને તમારા જે ધણી વિનાની સ્ત્રીઓ હોય તેણીઓના તથા તમારા ગુલામો અને લોંડીઓમાંથી જે (નિકાહના) લાયક હોય તેમના પણ નિકાહ કરી આપો. (સૂ. નૂર : ૩૨)

હદીષ શરીફમાં છે કે એક સહાબી (રદિ.)એ શાદી ન કરવી અને સ્ત્રીઓથી હમેશાં અળગા રહેવાનો નિર્ણય કરી લીધો. જયારે આ વાતની રસૂલુલ્લાહ (સલ.)ને જાણ થઈ તો આપ (સલ.)એ ફરમાવ્યું લગ્ન મારી સુન્નત છે અને મારી સુન્નતનો અનાદર કરનારો મારા પંથ પર નથી.

(મિશ્કાતુલ મસાબીહઃબાબુલ ઈઅતિસામી બિલકિતાબી વસ્સુન્નહઃ ૨૭)

માલૂમ થયું કે લગ્નનો અનાદર કરવો સન્યાસપણું છે, રૂઢિચુસ્ત ખ્રિસ્તીઓનો તરીકો છે, નબીઓનો તરીકો નથી.

ઈમામ ગઝાલી (રહ.) લખે છે :

"શાદીના હેતુઓ અને ફાયદાઓમાં એક તો વંશાવળીનું બાકી રહેવું છે, બીજુ ગુપ્તાંગો અને નજરોની હિફાઝત છે." (ઈહ્યાઉલ ઉલૂમ :૨ / ૨૪)

ઈમામ સફારીની હમ્બલી (રહ.) લખે છે :

" શાદી શરીઅતોનો હુકમ છે. વંશાવળીનું અસ્તિત્વ તેનાથી જ છે, દુનિયાની રોનક તેનાથી જ છે, ખુદાની ઈબાદતનો માર્ગ તેનાથી જ આસાન થાય છે,શકિતશાળી વ્યકિત માટે શાદી મસ્નૂન છે,ભલે તેને વ્યભિચારનો ખતરો ન હોય અને ભલે તે મોહતાજ – ગરીબ હોય. નફીલ કાર્યોમાં લાગવા કરતાં ઉત્તમ શાદી છે. જેને વ્યભિચારનો ખતરો હોય તેના માટે શાદી કરવી વાજિબ–આવશ્યક છે.(મવસુઆ નઝરતુન્નઈમ :૫ /૧૬૫૬)

## ચારિત્ર્યની હિફાઝત કુર્આનની દ્દષ્ટિએ

ચારિત્ર્યની હિફાઝત સંબંધિત કુર્આનની અનેક આયતો છે, પરંતુ નમૂનારૂપ અમુક રજૂ કરવામાં આવે છે.

(૧) قَدْ أَفْلَحَ الْمُؤْمِنُونَ الَّذِيْنَ هُمْ فِيْ صَلَاتِهِمْ خَاشِعُوْنَ وَالَّذِيْنَ هُمْ عَنِ اللَّغْوِ مُعْرِضُوْنَ وَالَّذِيْنَ هُمْ لِلزَّكٰوةِ فَاعِلُوْنَ وَالَّذِيْنَ هُمْ لِفُرُوْجِهِمْ حَافِظُوْنَ إِلَّا عَلٰى أَزْوَاجِهِمْ أَوْ مَا مَلَكَتْ أَيْمَانُهُمْ فَإِنَّهُمْ غَيْرُ مَلُوْمِيْنَ فَمَنِ ابْتَغٰى وَرَاءَ ذٰلِكَ فَأُوْلٰئِكَ هُمُ الْعَادُوْنَ.

અર્થાત : અલબત્ત,તે ઈમાનવાળા (અઝાબથી) નજાત પામ્યા, જેઓ પોતાની નમાઝમાં ડરનાર છે અને જેઓ નકામી વાતોથી અળગા રહેનારા છે અને જેઓ ઝકાત આપતા રહે છે અને જેઓ પોતાની ઈન્દ્રિઓની (હરામથી) સંભાળ રાખે છે. પરંતુ પોતાની પત્નીઓથી અથવા પોતાની લોંડીઓ–દાસીઓ થી કેમકે (એમાં) તેમના ઉપર કંઈ પકડ નથી. પછી જે કોઈ એના સિવાય (હરામ)ની શોધ કરે તો તેઓ જ હદથી વધી જનારા છે.
(સૂ.મુઅ્મિનૂન : ૧ થી ૭)

(૨) قُلْ لِّلْمُؤْمِنِيْنَ يَغُضُّوْا مِنْ أَبْصَارِهِمْ وَيَحْفَظُوْا فُرُوْجَهُمْ ذٰلِكَ أَزْكٰى لَهُمْ إِنَّ اللّٰهَ خَبِيْرٌ بِمَا يَصْنَعُوْنَ وَقُلْ لِّلْمُؤْمِنَاتِ يَغْضُضْنَ مِنْ أَبْصَارِهِنَّ وَيَحْفَظْنَ فُرُوْجَهُنَّ

અર્થાત : હે નબી (સલ.) ! ઈમાનવાળા પુરુષોને ફરમાવી દો કે પોતાની નજર નીચી રાખે અને પોતાના ગુપ્ત ભાગોની સંભાળ રાખે એમાં તેમના માટે વધારે સફાઈ છે. બેશક અલ્લાહ તેને જાણે છે કે જે કોઈ લોકો કરતાં રહે છે અને (એવી જ રીતે) ઈમાનવાળી સ્ત્રીઓને ફરમાવી દો કે પોતાની નજર નીચી રાખે અને પોતાના ગુપ્ત ભાગોની સંભાળ રાખે.

(સૂ. નૂર :૩૦,૩૧)

(૩) وَالْحَافِظِيْنَ فُرُوجَهُمْ وَالْحَافِظَاتِ وَالذَّاكِرِيْنَ اللّٰهَ كَثِيْراً وَالذَّاكِرَاتِ أَعَدَّ اللّٰهُ لَهُم مَّغْفِرَةً وَأَجْراً عَظِيْما

**અર્થાત : અને પોતાના ગુપ્ત અવયવોની સંભાળ રાખનાર પુરુષો તથા સંભાળ રાખનાર સ્ત્રીઓ અને અલ્લાહને બહુ યાદ કરનાર પુરુષો તથા બહુ યાદ કરનાર સ્ત્રીઓ, એ બધા માટે અલ્લાહે (ગુનાહોથી) માફી અને મહાન સવાબ તૈયાર રાખ્યો છે. (સૂ.અહ્ઝાબ : ૩૫)**

(૪) وَلَا تَقْرَبُوا الزِّنٰى إِنَّهُ كَانَ فَاحِشَةً وَسَاءَ سَبِيْلا

**અર્થાત : અને વ્યભિચારની નજીક પણ ન જાઓ. નિઃશંક તે બહુ બેશરમીની વાત છે અને ખોટો માર્ગ છે. (સૂ.બની ઈસ્રાઈલ : ૩૨)**

(૫) وَلَا تَقْرَبُوا الْفَوَاحِشَ مَا ظَهَرَ مِنْهَا وَمَا بَطَنَ

**અર્થાત : અને બેશરમીના કામો નજીક પણ ન જાઓ, પછી તે ખુલ્લા હોય કે છુપા હોય. (સૂ.અન્આમ : ૧૫૧)**

**કુર્આને મજીદની આ આયત બધા જ પાસાઓને આવરી લે છે. મવલાના દરિયાબાદી (રહ.)ના કથન પ્રમાણે :**

**اَلْفَوَاحِشَ નો અર્થ ખૂબ જ વિશાળ છે તેનો અર્થ માત્ર વ્યભિચાર જ નથી, પરંતુ બદકારી, નિર્લજ્જતા, બેશરમીની બધી જ વાતો તેમાં સમાવિષ્ટ છે. પછી لَاتَقْرَبُوا કે તેની નજીક પણ ન જાઓ પછી مَاظَهَرَمِنْهَاوَمَابَطَنَ ની હદ બતાવી દીધી. બેપર્દગી અર્ધનગ્ન પોશાક વગેરે ભલે તે જાહેરમાં હોય કે છૂપી રીતે, બધી રીતે હરામ છે. ચહેરા પર પાવડર, લિપસ્ટીક વગેરે લગાવીને, શણગાર કરીને, અર્ધનગ્ન પોશાક પહેરીને, ખુશ્બુ લગાવીને સ્ત્રીઓનું આઝાદી સાથે બહાર નિકળવું ; પુરુષોની સભાઓમાં નિડરતાથી ચાલવું – ફરવું, હંસવું – બોલવું, સિનેમામાં ઉત્તેજક ફિલ્મોની મજા માણવી, આર્ટ ગેલેરીમાં નગ્ન ચિત્રો જોવા, ટુંકમાં આધુનિક સભ્યતાના બધા ખોટા માર્ગોને હરામ કરી દીધા. સદ્વર્તનની પવિત્રતા અને પવિત્ર વિચારો બંને પ્રગતિનું પ્રથમ સોપાન છે. તેનો જે નમૂનો શરીઅતે સ્થાપિત કાર્યો છે તેનો જોટો જળવો મુશ્કેલ છે.**

(તફસીરે માજિદી : ૨ / ૧૨૧)

હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિ.) નબીએ અકરમ (સલ.)થી નકલ કરે છે.

لَااَحَدَ اَغْيَرُ مِنَ اللّٰهِ، مِنْ اَجْلِ ذٰلِكَ حَرَّمَ الْفَوَاحِشَ مَاظَهَرَمِنْهَاوَمَابَطَنَ.

અલ્લાહથી વધારે શરમ – લજ્જા કરનાર કોઈ નથી, આ ગુણ તેની શરમ – લજ્જા જ છે કે તેને તમામ પ્રકારની આંતરિક અને બાહ્ય નિર્લજ્જતાને હરામ કરી દીધી છે.

હઝરત સઅદ બિન ઉબાદા (રદિ.) એ એક વખતે ફરમાવ્યું કે જો હું મારી પત્નીને કોઈ પરપુરુષ સાથે એકાંતમાં જોઉ તો તેની ગરદન ઉડાવી દઉ. જયારે આપ (સલ.)ને આ વાતની જાણ થઈ તો ફરમાવ્યું :

أَتَعْجَبُوْنَ مِنْ غَيْرَةِ سَعْدٍ، فَوَاللّٰهِ لَانَااَغْيَرُمِنْ سَعْدٍ، وَاللّٰهُ اَغْيَرُمِنِّى مِنْ اَجْلِ ذٰلِكَ

حَرَّمَ الْفَوَاحِشَ مَاظَهَرَمِنْهَاوَمَابَطَنَ.

શું તમને સઅદની શરમ – લજ્જા પર આશ્ચર્ય થાય છે, ખરેખર હું સઅદથી વધારે શરમ – લજ્જા કરનારો છું અને અલ્લાહ મારાથી વધારે શરમ – લજ્જા કરનાર છે, તેથી જ અલ્લાહે બધી નિર્લજ્જ અને બૂરી વાતોને હરામ કરી છે. (અત્તફસીરૂલ મુનીરી લિલ્જુહયલી :૩ /૪૫૧ બહવાલા શૈખેન)

ઉપરની આયતે કરીમા આંતરિક અને બાહય નિર્લજ્જતાના કામોને આવરી લે છે અને તેની નજીક જવાથી પણ રોકી લીધા છે. એટલે તે સ્થળો અને મજલિસોથી પણ બચવાનો હુકમ છે જયાં જઈને માનવીને નિર્લજ્જ બનવાનો ખતરો હોય.

સય્યિદ કુતુબે શહીદ લખે છે :

પવિત્રતા અને ચારિત્ર્યની શુદ્ધતા કોઈ પણ સમાજના અસ્તિત્વ માટેનો મજબુત સ્તંભ છે, એટલા માટે જ કુર્આને છૂપી અને જાહેર નિર્લજ્જતાથી રોકયા છે. નિર્લજ્જતાની ગંદકીમાં ન તો સમાજનું અસ્તિત્વ શકય છે અને ન ખાનદાનોનું બાકી રહેવું શકય છે. એટલા માટે પવિત્રતા અને ચારિત્ર્યની

શુદ્ધતા ખૂબ જ જરૂરી છે. નિર્લજ્જતા ફેલાવનાર લોકો ખાનદાનોમાં ધરતીકંપ અને સમાજના અધિકારોને નાબૂદ કરે છે. આયતે કરીમામાં નિર્લજ્જતાથી ઝિના–વ્યભિચાર સમજવું ઉત્તમ ગણાશે, ઝિના–વ્યભિચાર માત્ર એક અમલ નથી; બલ્કે પોતાની સાથે અનેક બુરાઈઓનું કેન્દ્ર છે, તેમાં બિભત્સતા, દુરાચારી, બેપર્દગી, સ્ત્રી – પુરુષ મિલન, કામવાસના ભડકાવનાર વાતો, ઈશારા, સંકેતો, નિકટ જવા માટે હસવું આ બધું ઝિના–વ્યભિચાર સાથે જોડાયેલું છે. એટલા માટે કુર્આને કરીમે ઝિના–વ્યભિચાર ને "الـــفـــواحـــش" (નિર્લજ્જતાનું કેન્દ્ર) સાથે સરખાવ્યો છે. આ નિર્લજ્જતા ખાનદાની સ્થિરતાને હચમચાવી નાખે છે અને તેમના વિચારોને ગંદા અને અપવિત્ર બનાવી દે છે."

(ફી ઝિલાલીલ કુર્આન : ૩ / ૧૨૩૧)

ઉપરોકત બધી આયતોમાં પવિત્રતાની મહત્વતા, તાકીદ,જરૂરત, બરકતો અને પરિણામોની સમજુતી આપવામાં આવી છે.

## પવિત્રતાની સુરક્ષા હદીષની દૃષ્ટિએ

(૧) اِضۡمِنُوۡالِیۡ سِتّامِنۡ اَنۡفُسِکُمۡ اَضۡمَنۡ لَکُمُ الۡجَنَّۃَ:اُصۡدُقُوۡااِذَا حَدَّثۡتُمۡ وَاَوۡفُوۡااِذَاوَعَدۡتُمۡ، وَاَدُّوۡاِذَاؤُتُمِنۡتُمۡ، وَاحۡفَظُوۡا فُرُوۡجَکُمۡ،وُغُضُّوۡا اَبۡصارَکُمۡ، وَکُفُّوۡا اَیۡدِیَکُمۡ.

હઝરત ઉબાદા બિન સામિત (રદિ.) રસૂલુલ્લાહ (સલ.)નો ઈર્શાદ નકલ કરે છે : તમે પોતાના તરફથી છ વાતોનું મને વચન આપો, હું તમને જન્નતનું વચન આપું છું, જયારે બોલો તો સાચું બોલો, જયારે વાયદો કરો તો પૂરો કરો, અમાનત–થાપણ ને પૂરેપૂરી અદા કરો, પોતાના ગુપ્ત ભાગોની હિફાઝત કરો, પોતાની નજર નીચી રાખો, પોતાના હાથ (તકલીફ પહોંચાડવાથી) રોકી રાખો. (મુસ્તદરક હાકિમ : ૪ / ૩૫૯)

(૨) اِذَا صَلَّتِ الۡمَرۡأَۃُ خَمۡسَهَا، وَصَامَتۡ شَهۡرَهَا، وَحَفِظَتۡ فَرۡجَهَا،وَاَطَاعَتۡ زَوۡجَهَا، قِیۡل لَهَا: اُدۡخُلِیۡ جَنَّۃ مِنۡ اَیِّ اَبۡوَابِ الۡجَنَّۃِشِئۡتِ.

હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ (રદિ.)થી રિવાયત છે, જો સ્ત્રી પાંચ વખતની નમાઝ, રમઝાનુલ મુબારકના રોઝા, ગુપ્તાંગોની હિફાઝત અને પતિની ફરમાબરદારી–આજ્ઞાપાલનની પાબંદી કરે, તો તેના બદલામાં કિયામતના દિવસે તેણીને કેહેવામાં આવશે કે જાઓ જે દરવાજાથી ઈચ્છો જન્નતમાં દાખલ થઈ જાઓ. (અહમદ : ૧ /૧૯૧)

(૩) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) રસૂલુલ્લાહ (સલ.)થી રિવાય ત કરે છે :

(૩) يَاشَبَابَ قُرَيْشٍ ! لَاتَزْنُوا، اَلَا مَنْ حَفِظَ فَرْجَهٗ فَلَهُ الْجَنَّةُ.

હે કુરૈશના યુવાનો ! ઝિના–વ્યભિચાર ન કરો, સાંભળો ! જેણે પોતાના ગુપ્તાંગોની હિફાઝત કરી તેના માટે જન્નત નિશ્ચિત છે.

(તરગીબ વ તરહીબ : ૨ / ૨૮૨)

(૪) હઝરત અબૂ હુરયરહ (રદિ.) થી રિવાયત છે કે આપ (સલ.)થી પૂછવામાં આવ્યું કે લોકોના જહન્નમમાં દાખલ થવા માટે મુખ્ય પરિબળ કયું હશે ? આપ (સલ.)એ ફરમાવ્યું "الفم و الفرجُ" જીભ અને ગુપ્તાંગોની કાળજી ન લેવી. (મુસ્નદે અહમદ : ૨/ ૨૯૧)

(૫) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) રિવાયત કરે છે કે રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું :

(૫) بَرُّوا اٰبائَكُمْ تبَرَّكُمْ اَبْنَائُكُمْ وَعِفُّوا تَعِفَّ نِسَائُكُمْ.

પોતાના માતા – પિતાની ફરમાંબરદારી–આજ્ઞાપાલન કરો તમારા સંતાનો તમારી ફરમાંબરદારી કરશે અને ચારિત્ર્યમાં પવિત્રતા અપનાવો તમારી પત્નીઓ પવિત્ર રહેશે. (તરગીબ વ તરહીબ : ૩/૩૧૮)

(૬) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) નું બયાન છે કે મારી માતાએ મને છોડી દીધો તો હું આપ (સલ.)ની ખિદમતમાં આવ્યો, આપ(સલ.) એ મારાથી ફરમાવ્યું :

(૬) مَنِ اسْتَغْنٰى اَغْنَاهُ اللّٰه، وَمَنْ اَسْتَعَفَّ اَعَفَّهُ اللّٰهُ

જે પારકી આશા નથી રાખતો અલ્લાહ તેને ધનવાન (સંતોષી) કરી દે

છે, જે પવિત્રતા અપનાવે છે અલ્લાહ તેને પવિત્ર બનાવી દે છે.
(અબૂ દાઉદ : ૧૬૨૮)

(૭) હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું. જન્નતમાં પહેલી હરોળમાં દાખલ થનારાઓમાં તે નસીબદાર હશે જે عفيف متعفف (પાક દામન અને બીજાઓ સામે હાથ ફેલાવવાથી બચનાર) હોય. (મુસ્નદે અહમદ : ૨ / ૪૨૫)

(૮) હઝરત સહલ બિન સઅદ સઅદી (રદિ.) આપ (સલ.)થી રિવાયત કરે છે.

(૮) مَنْ يَضْمَنْ لِىْ مَا بَيْنَ لَحْيَيْهِ وَمَا بَيْنَ رِجْلَيْهِ اَضْمَنْ لَهُ الْجَنَّةَ

જે મને પોતાની જીભ અને ગુપ્ત અવયવોની હિફાઝતનું વચન આપે, હું તેના માટે જન્નતનું વચન આપું છું. (બુખારી શરીફ)

ઉપરની હદીષોથી અંદાજો લગાવી શકાય છે કે મનની શુદ્ધતા, ચારિત્રની પવિત્રતા દીનમાં કેટલી મહત્વની અને પાયાની બાબત છે.

## મનની શુદ્ધતા અને પવિત્રતા વિશે બુઝૂર્ગોના કથનો

(૧) હઝરત અબૂ ઈદરીસ ખોલાની (રહ.) ફરમાવે છે : હઝરત આદમ (અલૈ.)ને જમીન પર ઉતારતી વખતે સૌ પ્રથમ તાકીદી હુકમ અલ્લાહ તઆલાએ ગુપ્ત અવયવોની હિફાઝતનો ફરમાવ્યો હતો. لَاتَضَعْهُ اِلَّا فِىْ حَلَالٍ ગુપ્ત અવયવોનો હલાલ જગ્યા સિવાય કયાંય ઉપયોગ કરવો નહિ.
(નઝરતુન્નઈમ : ૫ / ૧૬૬૩)

(૨) હઝરત લુકમાન હકીમનો ઈરશાદ છે : حَقِيْقَةُ الْوَرَعِ الْعَفَافُ પરહેઝગારીની હકીકત (અસલમાં) પાકદામની છે.(ઈબ્નેઅબીદુન્યા:૫૯)

(૩) હઝરત મુહમ્મદ બિન હન્ફીયા (રહ.) ફરમાવે છે :

اَلْكَمَالُ فِىْ ثَلَاثَةٍ: اَلْعِفَّةُ فِىْ الدِّيْنِ، وَالصَّبْرُعَلَى النَّوائِبِ، وَحُسْنُ التَّدْبِيْرِفِىْ الْمَعِيْشَةِ

કમાલ (નિપુણતા) ત્રણ ખુબીઓમાં છે. દીનમાં પવિત્રતા, મુસીબતમાં

ધૈર્ય અને જીવનમાં સારી યુકિત. (નઝ્રતુન્નઈમઃ ૭/૨૮૮૭)

(૪) હઝરત મુહમ્મદ બિન અબી અમ્ર (રહ.) એ પોતાના કુટુંબીજનોને વસિય્યત ફરમાવી :

اَلْعِفَّةُ وَالصِّدْقُ خَيْرٌوَاَتْقَى مِنَ الزِّنَاءِ وَالْكِذْبِ

તુર્જમો : પવિત્રતા અને ઈમાનદારી ઝિના અને જુઠથી અતિ ઉત્તમ અને અફઝલ છે. (નઝરતુન્નઈમ : ૭ / ૨૮૮૭)

(૫) હઝરત માવર્દી (રહ.)નું કથન છે

اِنَّ دِيْنَ الْمَرْءِ يُفْضِىْ اِلَى السَّتْرِ وَالْعَفَافِ، وَيُؤَدِّىْ اِلَى الْقَنَاعَةِ وَالْكَفَافِ.

માનવીનું દીન નિઃશંક તેને નગ્નતાને છુપાવવું, પર્દો કરવો, મનની શુધ્ધતા, પવિત્રતા, આત્મસંતોષ, જરૂરત પૂરતી રોઝી પર સંતોષ વગેરે અર્પણ કરે છે.

## પવિત્રતાના ફાયદા

ગુપ્ત અવયવોની સંભાળ અને મનની શુદ્ધતાના અનેક ફાયદા છે. તેમાં......

- પરલોક– આખિરતની સફળતા
- દુનિયામાં ઈજ્જત
- નસલ(વંશ)ની હિફાઝત
- મનની હિફાઝત
- તંદુરસ્તીની હિફાઝત
- ઈમાની નૂરનું પ્રાપ્ત થવું
- સત્કાર્યનો શોખ
- ગુનાહથી નફરત વગેરે

ઈસ્લામી શરીઅત સમાજના દરેક સભ્યથી હૃદય,દષ્ટિ અને ગુપ્ત અવયવોની પવિત્રતાની માંગ કરે છે અને શરીઅતની સનાતન સત્યતાની આ દલીલ છે.

# શારીરિક પવિત્રતા અને મનની શુદ્ધતા માટેની અસરકારક યુક્તિઓ

કુર્આન કરીમે ખૂબ વિસ્તાર પૂર્વક મો'મિનની ખૂબી બયાન ફરમાવી જે પોતાની પવિત્રતાની હિફાઝત રાખે અને કોઈ પણ સંજોગોમાં અપવિત્રતાને આવવા ન દે.

وَالَّذِيْنَ هُمْ لِفُرُوجِهِمْ حَافِظُونَ ، إِلَّا عَلَى أَزْوَاجِهِمْ أَوْ مَا مَلَكَتْ أَيْمَانُهُمْ

فَإِنَّهُمْ غَيْرُ مَلُومِيْنَ ، فَمَنِ ابْتَغَى وَرَاءَ ذَلِكَ فَأُولَئِكَ هُمُ الْعَادُونَ

''અને જેઓ પોતાની ઈન્દ્રિયોની(હરામથી) સંભાળ રાખે છે; પરંતુ પોતાની પત્નીઓથી અથવા પોતાની લોંડીઓ–દાસીઓથી કેમકે (એમાં) તેમના ઉપર કંઈ પકડ નથી. પછી જે કોઈ એના સિવાય (હરામ)ની શોધ કરે તો તેઓ જ હદથી વધી જનારા છે.'' (સૂ. મુઅ્મિનૂન : ૫ થી ૭)

આનાથી સ્પષ્ટ થયું કે જે પોતાના ગુપ્ત અવયવોની હિફાઝત કરતો નથી તે ન કામિયાબ–સફળ છે અને ન પવિત્ર ; બલકે તે નિંદાપાત્ર છે અને શરીઅતની હદ ઓળંગવા ને કારણે ગુનેહગાર પણ છે.

મનની શુદ્ધતા અને પવિત્રતા દરેક મુસલમાનની પાયાની ફરજ છે. એટલા માટે શરીઅતે તેની કેટલીક રીતો બતાવી છે. જે નીચે મુજબ છે.

## તકવા અને પરહેઝગારી

તકવાની હકીકત એટલે અલ્લાહની રહમત અને સવાબની ઉમ્મીદમાં તેના બધા હુકમોની પાબંદી અને તેના અઝાબ અને પકડના ડરથી તેની બધી આજ્ઞાઓના ઉલ્લંઘનથી બચવું તે છે. તકવા મો'મિનનું તે હથિયાર છે જે તેને ખોટા માર્ગે જતા બચાવે છે અને તેના માટે દરેક માર્ગમાં આસાની પેદા કરે છે. કુર્આન કરીમમાં ફરમાવ્યું :

وَمَن يَتَّقِ اللَّهَ يَجْعَل لَّهُ مَخْرَجاً ، وَيَرْزُقْهُ مِنْ حَيْثُ لَا يَحْتَسِبُ

**તર્જુમો : અને જે માણસ અલ્લાહનો ડર રાખે છે તો અલ્લાહ તેને માટે છુટકારાનો માર્ગ કાઢી આપે છે અને તેને એવી જગ્યાએથી રોઝી પહોંચાડે છે જયાંથી તેને કલ્પના પણ હોતી નથી . (સૂ.તલાક : ૨૩)**

وَمَن يَتَّقِ اللَّهَ يَجْعَل لَّهُ مِنْ أَمْرِهِ يُسْراً

**તર્જુમો : અને જે કોઈ અલ્લાહથી ડરતો રહેશે તો અલ્લાહ તેના માટે મામલા—વ્યવહારમાં સરળતા કરી આપશે. (સૂ. તલાક : ૪)**

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી નકલ કરે છે : પહેલી કોમના ત્રણ વ્યકિતઓ સફરમાં ગયા, સફર દરમિયાન એક ગુફામાં આશરો લીધો, અચાનક પહાડનો એક પથ્થર ગુફાના મોં પર પડયો કે બહાર નિકળવાનો રસ્તો બંધ થઈ ગયો. તેમને પરસ્પર પરામર્શ કરી અને એ નકકી કર્યુ કે દરેક પોતાના સદ્કાર્યના વાસ્તાથી અલ્લાહથી દુઆ કરે કે આ મુસીબત દૂર થાય. એક વ્યકિતએ માતા —પિતાની ખિદમતનો અમલ યાદ કરીને દુઆ માંગી જેથી પથ્થર થોડો હટયો. બીજાએ અમાનતદારી, ઈમાનદારી, અને મજૂરની મજૂરીની ચૂકવણીનો અમલ યાદ કરી દુઆ માંગી જેથી પથ્થર હટયો, પરંતુ નિકળવા જેટલો નહિ. ત્રીજાએ કહયું ખુદા ! મારા કાકાની છોકરી હતી હું તેનાથી ખૂબ જ મુહબ્બત કરતો હતો. મારી ઈચ્છા હતી કે હું તેનાથી વાસનાપૂર્તિ કરું, પરંતુ તે તક આપતી ન હતી. એક વખતે દુકાળ પડયો. તે મદદ માટે મારી પાસે આવી, મેં તેને એકસો વીસ દીનાર એ શર્ત પર આપ્યા કે તે મને ઝિના—વ્યભિચાર કરવા દે, મજબુરીને કારણે તે તૈયાર થઈ ગઈ. જયારે હું મારી શારીરિક ભૂખ સંતોષવા તેની નજીક ગયો તો તેને રડતા રડતા શરમથી આ હરામકારીથી મને રોકયો. બસ તે સમયે મને તારો ડર લાગ્યો અને મેં તેને છોડી દીધી અને તે રકમ પણ તેને આપી દીધી. ખુદા! જો મેં આ અમલ તારા માટે કર્યો હોય તો તુ અમને આ મુસીબતથી છુટકારો આપ. માટે તે પથ્થરની શિલા હટી ગઈ.

**(બુખારી શરીફ : ૨૨૭૨)**

અંદાજો લગાવો કે આ વ્યકિત જેને પોતાની કામવાસના પૂરી કરવાની તક મળી ગઈ હતી તેની સામે કોઈ રૂકાવટ પણ ન હતી અને હરામમાં સપડાવવામાં માત્ર એક ઘડી બાકી હતી કે છોકરીના આ વાકયે તેને જાગૃત બનાવી દીધો તેના દિલનું ઈમાન જાગૃત થયું, અને મનની વાસના પર વિજયી થયું, તકવાની બરકત આ જ હોય છે કે ભટકેલો માનવી સીધા માર્ગે આવી જાય છે અને માનવી ગુનાહોના ગુનાહિત કૃત્યોથી બચી જાય છે.

હિફાઝત જિસ સફીનેકી ઉન્હેં મંઝૂર હોતી
કિનારે તક ઉસે ખૂદ લા કે તૂફાન છોડ જાતે હૈં

હઝરત ઉમર (રદિ.) ની રોજની ક્રિયા પોતાના ખિલાફતકાળમાં રાત્રે ગશ્ત (ચક્કર) લગાવવાની અને પ્રજાની ખબરગીરીની હતી. એક રાત્રે તેમનું એવા મકાન પરથી પસાર થવાનું થયું જયાં એક સ્ત્રીની નવી નવપરણિત સ્ત્રી હતી, તેનો પતિ મુસાફરીમાં હતો અને તે અરબીમાં પંકિતઓ પઢી રહી હતી જેનો ભાવાર્થ એ હતો કે રાતની મુલાકાત ખૂબ જ દૂર થઈ ગઈ છે, મારો સાથી ખૂબ જ દૂર છે, તેની યાદ મને તડપાવી રહી છે. જો મને ખુદાનો ડર ન હોત તો હું ઝિના–વ્યભિચારમાં ફસાય જતે પરંતુ મને તે ખુદાનો ડર છે જે બધુ જાણે છે અને તેના ફરિશ્તા મારી દરેક હાલત લખી રહયા છે. ખુદાનો ડર, પતિનું સન્માન અને મારી શરમ તે બાબતો છે જે મને હરામ તરફ જવાથી રોકે છે.

(તફસીર ઈબ્ને કષીર : ૧/ ૨૪૧)

માલુમ થયું કે અલ્લાહનો ડર અને તકવો માનવીને ગુનાહોથી બચાવે છે.

اِلْزَمْ يَدَيْكَ بِحَبْلِ اللّٰهِ مُعْتَصِماً
فَاِنَّهُ الرُّكْنُ اِنْ خَانَتْكَ اَرْكَانٌ

અર્થાત : પોતાના હોથોને અલ્લાહની રસ્સી(કુર્આનથી) બાંધી રાખો, તેને મજબુતીથી પકડી રાખો. જયાં બધા સહારા તૂટી જાય છે ત્યાં કુર્આન સહારો બને છે અને કદમને તકવાના માર્ગે અડગ રાખે છે.

## કામિલ–પરિપૂર્ણ ઈમાન

માનવીનું ઈમાન તેને ગુનાહોથી રોકવા અને પવિત્રતા માટેનો ઉત્તમ ઉપાય છે. ઈસ્લામી શરીઅત ઈમાનવાળઓના દિલોમાં ખુદાના ડરને મજબુત બનાવે છે. નેકીનો શોખ જન્માવે છે અને બુરાઈઓ પર રોક લગાવે છે. અલ્લાહને સર્વત્ર સમજવું અને દુનિયાની દરેક વસ્તુનું જ્ઞાન હોવું એ અનુભૂતિ માનવીને ગુનાહના તકાદા હોવા છતાં ગુનાહોથી રોકે છે. હઝરત મુરષિદ બિન અબી મુરષિદ (રદિ.)ને "ઈનાક" નામની સ્ત્રીએ વ્યભિચાર માટે મજબુર કર્યા તો તેમને સ્પષ્ટ કહી દીધું, حرم الله الزنا અલ્લાહે વ્યભિચારને હરામ કર્યો છે. (તિરમિઝી શરીફ)

રિવાયતમાં છે કે હઝરત મુરષિદ (રદિ.) ને તે સ્ત્રીથી ઈસ્લામ કબૂલ કર્યા પહેલાં મુહબ્બત હતી અને તે સ્ત્રી સાથે શાદી કરવાની ઈચ્છા પણ ધરાવતા હતા અને તે સ્ત્રી સાથે શાદી કરવા માટે આપ(સલ.)થી બે બખત ઈજાઝત માંગી હતી, પરંતુ એ મંજુર ન થઈ અને આપ (સલ.)એ આયતે કરીમા وَالزَّانِيَةُ لَا يَنكِحُهَا إِلَّا زَانٍ أَوْ مُشْرِكٌ(સૂ.નૂર ૩) પઢીને એ સિધ્ધાંત બતાવી દીધો કે વ્યભિચારી સ્ત્રીનો જોડ વ્યભિચારી પુરુષ અથવા મુશ્રિક પુરુષથી છે. ઈમાનવાળાએ તેનાથી નિકાહ ન કરવા જોઈએ. તે સ્ત્રી સાથે દિલી મુબ્બત અને તેની તરફથી આગ્રહ હોવા છતાં હઝરત મુરષિદ (રદિ.) વ્યભિચારમાં ન ફસાયા જે ઈમાનની અસર હતી.

ઈમાનની અસર એ છે કે ગુનાહમાં ડુબેલો સમાજ ઈમાન કબૂલ કરવાની સાથે જ તમામ બુરાઈઓથી પોતાને દૂર કરી દે છે. આપ (સલ.)ના જીવન ચરિત્ર વિશે લખાયેલ પુસ્તકો તે બાબતની ઝાંખી કરાવે છે. ન જાણે કેટલાયે લોકો એવા હતા કે ગુનાહના દલદલમાં ફસાયેલા હતા પરંતુ જયારે ઈમાન કબૂલ કર્યુ તો તેમની દુનિયા જ બદલાઈ ગઈ.

## સામુહિક ભરણપોષણ અને માલ દ્વારા મદદની વ્યવસ્થા

ગુનાહોના કેન્દ્રોમાં સંડોવાયેલા લોકોના સર્વે ઉપરથી એ વાત સામે આવે છે કે મોટે ભાગે ગરીબી અને બેકારી જ સ્ત્રીને વ્યભિચાર અને વેશ્યાવૃત્તિ તરફ

જવા પ્રેરે છે. ઈસ્લામે એક તરફ આ વ્યવસાય પર સખત પાબંદી લગાવી અને તેની કમાઈને હરામ અને ગુનાહની ચીઝ ગણાવી છે. તો બીજી બાજુ નાદાર ગરીબોને મદદરૂપ થવા ઝકાત, સદકા ઉપરાંત ઈસ્લામી હુકૂમતમાં ગરીબ, નાદારોના ભરણ પોષણની જવાબદારી નક્કી કરવામાં આવી છે. જો આ વ્યવસ્થા પર ખરેખર અમલ કરવામાં આવે તો ગરીબી સદંતર દૂર થઈ શકે છે. આ વ્યવસ્થા પવિત્રતા માટે ખૂબ જ અસરકારક છે.

## નજરની હિફાઝત–સંભાળ

કુદષ્ટિ ગુનાહની સીડી છે. માનવીની પવિત્રતાનું પહેલું પગથિયું નજરની હિફાઝત છે. કુર્આને કરીમમાં રસૂલુલ્લાહ (સલ.)ને હુકમ થયો કે પુરુષો અને સ્ત્રીઓને સ્પષ્ટ રીતે નજરની હિફાઝતનો તાકીદી હુકમ કરો. ઈમામ ઈબ્ને કય્યિમ (રહ.) એ લખ્યું છે કે.

''અલ્લાહે પોતાના નબી (સલ.) ને એ હુકમ આપ્યો છે કે ઈમાનવાળાઓને નજરો નીચી રાખવાનો અને ગુપ્ત અવયવોની સંભાળ રાખવાની તાકીદ કરી, ગુપ્ત અવયવોની હિફાઝત માટે નજરની હિફાઝત જરૂરી છે. એટલા માટે પહેલાં નજરો નીચી રાખવાનો હુકમ છે, પછી ગુપ્ત ભાગોની હિફાઝતનો હુકમ છે. નજર પહેલાં ઉઠે છે તેનું પરિણામ ખોટા વિચારોના રૂપમાં બહાર આવે છે પછી આ વિચારો વ્યભિચાર તરફ વળે છે અને અંતે માનવીથી ગુનાહ થઈ જાય છે. એટલા માટે કહેવામાં આવ્યું છે કે જે વ્યકિત ચાર બાબતોની કાળજી રાખે છે, તેનું દીન સુરક્ષિત થઈ જાય છે.

(૧) નજરો (૨) વિચારો (૩) જીભ અને(૪) કદમ. એક મુસ્લિમ તરીકે તેણે આ ચારેવ બાબતોની કાળજી લેવી જોઈએ. એટલે ન બુરી નજરે જુએ, ન ખોટા વિચારો લાવે; ન જીભ વડે ખરાબ વાતો કરે અને ન ગુનાહો તરફ કદમ ઉઠાવે.'' (અદાઉ વ દવાઉ : ૨૩૨)

ઈમામ કુર્તુબી (રહ.)ના કથન પ્રમાણે :

નજર દિલ સુધી પહોંચવાનો સૌથી મોટો દરવાજો છે અને આ માર્ગમાં ફિતના–ઉપદ્રવ બહુ જલ્દી અને ઘણા વધારે આવે છે, એટલે નજરની હિફાઝત

ખૂબ જરૂરી છે. (તફસીરે કુર્તુબી : ૨/૧૪૮)

એક વખતે સહાબા(રદિ.)એ આપ(સલ.)થી પુછયું કે રસ્તાનો હક કયો છે ? આપ (સલ.) એ ફરમાવ્યું : નજર નીચી રાખવી.

(બુખારી શરીફ : ૬૨૨૯)

હઝરત અબ્દુલાહ બિન મસ્ઉદ (રદિ.)ના કથન પ્રમાણેઃ

مَامِنْ نَظْرَةٍ اِلَّا وَلِلشَّيْطَانِ فِيْهَا مَطْمَعٌ

"દરેક નજરમાં શયતાનની લાલચ હોય છે."

(ઈબ્ને અબીદુનિયા :૧૬)

હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે જયારે તમારી પાસેથી કોઈ સ્ત્રી પસાર થાય તો નજર નીચી કરી લો અહીંયા સુધી કે તે પસાર થઈ જાય.

(ઈબ્ને અબીદુન્યા :૧૬)

માલુમ થયું કે નજર જ હકીકતમાં પુરુષ અને સ્ત્રી વચ્ચે લવાદનું કામ આપે છે.જો તેની ઉપર ઈમાનદારી સાથે કોઈ ચોકીદાર બેસાડી દે તો એ શયતાનના ઘણા ફિત્નાઓ–ઉપદ્રવથી બચી શકે છે.

(તદબ્બુર કુર્આન:૫ / ૩૯૬)

## પહેલી ફુરસદમાં સુન્નત નિકાહ

કુર્આને કરીમમાં અનેક જગ્યાએ ગુપ્ત અવયવોની હિફાઝત, સમાજની પવિત્રતા અને ખોટા વિચારો તેમજ અખ્લાકી–સદ્વર્તનની પડતીથી બચવા નિકાહની તાકીદ કરવામાં આવી છે. એક જગ્યાએ ફરમાવ્યું :

وَأَنكِحُوا الْأَيَامَىٰ مِنكُمْ وَالصَّالِحِينَ مِنْ عِبَادِكُمْ وَإِمَائِكُمْ إِن يَكُونُوا فُقَرَاءَ

يُغْنِهِمُ اللَّهُ مِن فَضْلِهِ

" અને તમારામાં જે પતિ વિનાની સ્ત્રીઓ હોય તેણીઓના તથા તમારા ગુલામો અને લોંડીઓ–દાસીઓમાંથી જે (નિકાહના) લાયક હોય તેમના પણ નિકાહ કરી આપો. જો તેઓ ગરીબ હશે તો અલ્લાહ પોતાની કૃપાથી તેમને ધનવાન બનાવી દેશે." (સૂ. નૂર : ૩૨)

તેનાથી માલુમ થયું કે સમાજમાં દુરાચાર ફેલાવનાર અને શૈતાની વસવસાના માર્ગને ખોલનાર નિકાહની સુન્નતથી ગફલત અને પતિનું પત્નીથી અને પત્નીનું પતિથી દુર રહેવું પણ છે. અનૈતિક સંબંધો તેનાથી પેદા થાય છે. તેથી શાદીમાં જેટલી રૂકાવટો આવશે તેટલી જ વ્યભિચારમાં આસાની પેદા થશે. શાદી જેટલી મોંઘી બનશે એટલો જ વ્યભિચાર સસ્તો બનશે. આજે સમાજમાં તે જોઈ શકાય છે. દહેજપ્રથાની લાનત અને અન્ય કુરિવાજોએ શાદીને એટલી મોંઘી બનાવી દીધી છે કે મધ્યમ વર્ગના લોકો માટે પણ પોતાની છોકરીની શાદી કરવી મુશ્કેલ બની ગઈ છે અનુભવો એ બતાવી રહયા છે કે શાદી જેટલી મોંઘી અને મુશ્કેલ બની રહી છે એટલો જ વ્યભિચાર સસ્તો અને આસાન બની રહયો છે. અને સમાજનો દરેક વર્ગ આ કુરિવાજોમાં ડુબેલો જોવા મળે છે. વ્યભિચારને રોકવા માટે શાદી કરતા આસાન બીજો કોઈ વિકલ્પ નથી.

હુઝૂર (સલ.)એ તે સહાબા(રદિ.) જે શાદી ન કરવાની અને ઈબાદતમાં મશ્ગુલ રહેવાનો દઢનિશ્ચય કરી ચુકયા હતા, તેઓને એ ફરમાવ્યું કે હું તમારામાં સૌથી વધારે અલ્લાહથી ડરનાર પરહેઝગાર છું, છતાં હું શાદી કરું છું ; શાદી મારી સુન્નત છે, જે તેની વિરુદ્ધ કરશે તેનો મારાથી કોઈ સંબંધ નથી.

(બુખારી શરીફ : ૫૦૬૩)

હુઝૂર (સલ.) ની સુન્નત દરેક પ્રકારની ખામીથી મુકત, પ્રકૃતિ પ્રમાણે, કામવાસનાને કાબૂમાં રાખવા, મનની પવિત્રતા માટે અને વંશવેલાને બાકી રાખવા માટે ખૂબ જ મદદરૂપ સાબિત થઈ છે અને તેને અપનાવવામાં જ આપણી ભલાઈ છે. (ફત્હુલ બારી :૯/૮)

હઝરત અબૂ હુરયરહ (રદિ.) રસૂલે અકરમ (સલ.)થી નકલ કરે છે. :

ثَلَاثَةٌ حَقٌّ عَلَى اللّٰهِ عَوْنُهُمْ : اَلنَّاكِحُ يُرِيْدُ الْعَفَافَ، وَالْمَكَاتَبُ يُرِيْدُ الْاَدَاءَ،

وَالْغَازِىْ فِىْ سَبِيْلِ اللّٰهِ

ત્રણ માનવી તે છે જેમની મદદ અલ્લાહની જવાબદારીમાં છે. (૧) જે

પવિત્ર રહેવા માટે શાદી કરે.(૨) તે મુકાતબ (તે ગુલામ જેને તેના માલિકે આઝાદી માટે માલ લાવવાનો નકકી કર્યો હોય) જે માલ ભરપાઈ કરવાનો ઈરાદો રાખે, માલ (પોતાની આઝાદી માટે નકકી કરેલ માલ) અદા કરવાની નિય્યત રાખે(૩) તે વ્યકિત જે અલ્લાહના રસ્તામાં જિહાદ માટે નિકળે. (તિરમિઝી શરીફ)

પ્રખર વિદ્વાન ઉસ્માની(રહ.) લખે છે. :

" કેટલાક લોકો શાદીમાં એટલા માટે પીછેહઠ કરે છે કે શાદી થઈ ગયા પછી બાળકોનું ભરણ – પોષણ કઈ રીતે થશે. તેવા લોકોને કુર્આને સમજાવી દીધું કે એવા ખોટા વહેમોને લઈને શાદીથી ન રોકાવો. રોજી અલ્લાહના હાથમાં છે,ન કે એકાકી રહેવું માલદારી છે અને ન તો શાદી કરવી ગરીબી છે."

(તફસીરે ઉસ્માની : ૨ / ૧૮૫)

તે પરથી સ્પષ્ટ થઈ ગયું કે કામવાસનાથી બચવાનો ઉત્તમ ઉપાય અને મનની પવિત્રતા માટેનો ઉત્તમ ઉપાય તેમજ પ્રકૃતિ સાથે સુસંગતતા પહેલી ફુરસદમાં શાદીની સુન્નત પુરી કરવી તે છે. હુઝૂર (સલ.) એ ફરમાવ્યું :

يَامَعْشَرَ الشَّبَابِ ! مَنْ اسْتَطَاعَ مِنْكُمُ الْبَائَةَ فَلْيَتَزَوَّجْ، فَإِنَّهُ اَغَضُّ لِلْبَصَرِ

وَاَحْصَنُ لِلْفَرَجِ، وَمَنْ لَمْ يَسْتَطِعْ فَعَلَيْهِ بِالصَّوْمِ فَإِنَّهُ لَهُ وِجَاءٌ

તર્જુમો : "હે નવયુવાનો ! તમારામાંથી જે શાદીની શકિત ધરાવે છે તે શાદી કરી લે કારણ કે આ તે કુદષ્ટિથી બચવા અને માનવીની પવિત્રતા માટેનું સૌથી મોટુ હથિયાર છે અને જે શાદીની શકિત નથી ધરાવતા તે રોઝા રાખે કારણ કે રોઝા માનવીની કામવાસનાને મંદ બનાવે છે.

(બુખારી શરીફ :૧૯૦૫)

## શાદી ન કરવાની સ્થિતિમાં રોઝાનો પ્રબંધ

હદીસની રોશનીમાં શાદીની શકિત ન ધરાવનારને વ્યભિચાર અને હરામથી બચવા માટે રોઝાનો એહતિમામ કરવો જોઈએ. હાફિઝ ઈબ્ને હજર (રહ.) ફરમાવે છે :

'' નિકાહની ઈચ્છા ખાવાની ઈચ્છા સાથે જોડાયેલી છે. ખાવાના પ્રમાણમાં વધારો થવાથી ઈચ્છા વધે છે અને ભૂખ ઈચ્છાને કમજોર બનાવે છે એટલા માટે રોઝાની પાબંદી મનની શુદ્ધતા અને પવિત્રતા માટે અસરકારક અમલ છે. (ફત્હુલબારી : ૯ /૧૪)

એક તત્વચિંતકનું કથન છે :

''રોઝા માનવીને ઉચ્ચ સ્થાન પર નિયુકત કરે છે, તેની બરકતથી મન કાબૂમાં રહે છે. રોઝામાં માનવી જેવી રીતે ખુદાના હુકમ અનુસાર ખાવું–પીવું છોડે છે તેવી રીતે માત્ર ખુદાને રાજી રાખવા પોતાની કામવાસનાને પણ કાબૂમાં રાખે છે. રોઝા તરબીયત, કામવાસના પર કાબૂની અને ઈરાદાની શકિત પેદા કરે છે અને આજ સુધી રોઝાના તે પરિણામો દેખાય રહયા છે.

(અલ્ ઈસ્લામ : સઈદહૂરી : ૧ / ૧૬૪)

ઈસ્લામની તાલીમ છે કે જાતિય આકર્ષણ જો વધુ જોર પકડે અને તે બે કાબૂ બની જાય અને ગુનાહમાં ફસાય જવાનો ખતરો હોય તો રોઝાની પાબંદી કરવામાં આવે. નફસ અને મનની ઈચ્છાના ઘોડાઓને લગામ આપવાની આ પધ્ધતિ ખૂબ જ અસરકારક પુરવાર થઈ છે.

## સ્ત્રીઓએ જરૂરત વગર બહાર નીકળવાથી બચવું

સ્ત્રીનું ઘરમાં રહેવું સમાજને ફિત્ના–ઉપદ્રવથી સુરક્ષિત રાખવામાં અને દુરાચારના દરવાજા બંધ થવામાં અગત્યનું છે. કુર્આને કરીમે અઝવાજે મુતહ્હરાતને(પયગમ્બર સલ.ની પવિત્ર પત્નિઓને) પ્રત્યક્ષ રીતે અને અન્ય સ્ત્રીઓને પરોક્ષ રીતે હુકમ આપ્યો.

وَقَرْنَ فِیْ بُیُوْتِكُنَّ وَلَا تَبَرَّجْنَ تَبَرُّجَ الْجَاهِلِيَّةِ الْاُوْلٰى

તર્જુમો : અને પોતાના ઘરોમાં નિરાંતે બેસો અને પાછલી અજ્ઞાનતાના રિવાજ મુજબ (વગર પડદે બહાર) ફર્યા ન કરો. (સૂ. અહ્ઝાબ : ૩૩)

માલુમ થયું કે સ્ત્રીનું મૂળ સ્થળ તેનું ઘર છે. તેણીએ પોતાની બધી પ્રવૃત્તિઓ ઘરમાં જ કરવાની છે અને ઘરની બહાર જરૂરત વગર ન નીકળે.

ઈસ્લામ પહેલા જાહિલિયતના જમાનામાં સ્ત્રીઓ પડદા વિના નીકળતી અને શણગાર કરીને નીકળતી. ઈસ્લામે સ્ત્રીઓના આ રીતે નીકળવા પર તેમજ સ્ત્રી પુરુષોના પરસ્પરને કુદષ્ટિથી જોવા પર પાબંદી મૂકી દીધી. એવી જ રીતે પરપુરુષ સાથે પડદામાં પણ જરૂરત વખતે જ વાત કરવાનો નિયમ બતાવી દીધો.

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદિ.) રસૂલે અકરમ (સલ.)થી નકલ કરે છે :

اَلْمَرْأَةُ عَوْرَةٌ،فَإِذَاخَرَجَتْ اِسْتَشْرَفَهَا الشَّيْطَانُ،وَأَقْرَبُ مَاتَكُوْنُ بِرَوْحَةِرَبِّهَاوَهِيَ فِيْ قَعْرِبَيْتِهَا.

સ્ત્રી પડદામાં (છુપાવવા લાયક) વસ્તુ છે જયારે તે બહાર નીકળે છે ત્યારે શૈતાન તેની તકમાં લાગી જાય છે અને અલ્લાહની રહમતની નજીક ત્યારે હોય છે જયારે તે પોતાના ઘરમાં હોય છે. (તફસીર ઈબ્ને કષીર : ૪ / ૨૧૮)

અલ્લામાં કુર્તુબી (રહ.)ના કથન પ્રમાણે :

આયતમાં ભલે અઝવાજે મુતહ્હરાતને(પયગમ્બર સાહેબની પુનિત પત્નીઓને) સંબોધન છે પરંતુ તેમાં તમામ સ્ત્રીઓ આવી ગઈ અને બધી જ સ્ત્રીઓને ઘરમાં રહેવાની અને જરૂરત વગર બહાર ન નીકળવાની પાબંદી છે.

(તફસીરે કુર્તુબી : ૧૪ / ૧૭૯)

હદીસ શરીફમાં સ્ત્રીને તેની તાકીદ કરવામાં આવે છે કે નમાઝ જેવી અગત્યની ઈબાદતને પણ ઘરમાં અદા કરે તે ઉત્તમ છે. મુસ્નદે અહમદમાં હઝરત અબુ હમીદ સઅદી (રદિ.) ના પત્ની હઝરત ઉમ્મે હમીદ(રદિ.)એ પોતાની ઈચ્છા વ્યકત કરી કે અલ્લાહના રસૂલ (સલ.) ! હું આપની સાથે નમાઝ અદા કરવા માંગુ છું, પયગમ્બર સાહેબે ફરમાવ્યું કે મને તમારી આ ઈચ્છા માલુમ છે પરંતુ તમારુ ઘરમાં જ નમાઝ પઢવું ઉત્તમ છે તેથી ઉમ્મે હમીદ(રહ.)એ ઘરના બિલ્કુલ અંધારાવાળા ભાગમાં નમાઝની જગ્યા બનાવી અને મોત સુધી ત્યાં જ નમાઝ અદા કરતા રહયા.(મુસ્નદે અહદમ : ૬ /૩૭૧)

એક રીતે સ્ત્રી માટે જુમ્આની નમાઝ અદા કરવા મસ્જીદમાં જવું વાજિબ

નથી, જુમ્આની નમાઝ સ્ત્રીઓ પર વાજિબ નથી, જુમ્આ જ સ્ત્રીઓના જિમ્મે નથી.

પુરુષોએ એકાંતમાં નમાઝ અદા કરવી સૌથી નીચો દરજ્જો છે અને જેટલી મોટી જમાઅત સાથે નમાઝ અદા કરવામાં આવે તેટલો ઊંચો દરજ્જો છે. જયારે સ્ત્રી માટે તેનાથી વિરુદ્ધ છે. તેણી એકાંતમાં નમાઝ અદા કરે તે માત્ર આમ જમાત કરતા જ નહીં પરંતુ મસ્જીદે નબવીની જમાઅત કરતા પણ ઉત્તમ છે અને તે ફરકને કારણે ઈસ્લામ સ્ત્રીના બહાર નીકળવાને અને પુરુષ – સ્ત્રીના મેળાપને પસંદ કરતો નથી.

શરીઅતે આ નિયમ બનાવ્યો છે કે :

(૧) સ્ત્રી જરૂરત પ્રમાણે જ બહાર નીકળે. ઈર્શાદ ફરમાવ્યો :

قَدْاَذِنَ اللّٰهُ اَنْ تَخْرُجْنَ لِحَوَائِجِكُنَّ

"હે સ્ત્રીઓ ! અલ્લાહે તમને જરૂરિયાતના સમયે જ બહાર નીકળવાની છૂટ આપી છે. (બુખારી શરીફ)

(૨) પોતાના વડીલની પરવાનગીથી જ બહાર નીકળે. હદીસમાં છે,

وَلَاتَخْرُجُ مِنْ بَيْتِهٖ اِلَّا بِاِذْنِهٖ، فَاِنْ فَعَلَتْ لَعَنَتْهَاالْمَلَائِكَةُ مَلَائِكَةُ الْغَضَبِ
وَالرَّحْمَةِ حَتّٰى تَتُوْبَ اَوْتُرَاجِعَ.

"સ્ત્રી પોતાના પતિના ઘરેથી તેની રજા વગર ન નીકળે, જો તે એવું કરે તો રહમત તથા અઝાબના બધા ફરિશ્તાઓ તેણી ઉપર તૌબા–પ્રાયશ્ચિત કરવા અથવા પરત ફરવા સુધી લાનત–ફિટકાર કરતા રહે છે."(બયહકી : ૭/૨૯૨)

(૩)તેણી જયારે પણ બહાર નીકળે ત્યારે ખૂબ જ પડદાથી નીકળે. કુર્આને પાકમાં છે.

يَا أَيُّهَا النَّبِيُّ قُل لِّأَزْوَاجِكَ وَبَنَاتِكَ وَنِسَاءِ الْمُؤْمِنِينَ يُدْنِينَ عَلَيْهِنَّ مِن
جَلَابِيبِهِن

હે નબી (સલ.) પોતાની પત્નીઓ તથા પોતાની પુત્રીઓ તથા મુસલીમ સ્ત્રીઓને ફરમાવી દો કે પોતાના (મુખ) ઉપર પોતાની ચાદરોને (માથાથી)

સહેજ નીચી લટકાવે.        (સૂ. અહ્ઝાબ : ૫૯)

આ આયતમાં ચાદર અથવા પડદાનો જે હુકમ આપવામાં આવ્યો છે, તેની જરૂરતનો કોઈ પણ બુદ્ધિશાળી વ્યકિત અસ્વીકાર કરી શકતો નથી. મવલાના ઈસ્લાહીના કથન પ્રમાણે :

આ બુરખાને આજના આધુનિક સંસ્કારી લોકો ભલે સભ્યતા વિરુદ્ધ સમજે ; પરંતુ કુર્આને કરીમમાં તે હુકમ સ્પષ્ટ શબ્દોમાં મોજૂદ છે. તેનો ઈન્કાર માત્ર તે લોકો જ કરી શકે છે જે ખુદા અને રસૂલથી (પયગમ્બર સાહેબથી) વધારે સભ્ય–સંસ્કારી હોવાનો દાવો કરે.

(તદબ્બુર કુર્આન : ૬ / ૨૬૯)

(૪)સ્ત્રી સામાન્ય પોશાકમાં ખુશ્બુ વગર નીકળે.હદીસ શરીફમાં છેઃ

اِذَااسۡتَعۡطَرَتِ الۡمَرۡأَةُ فَمَرَّتۡ عَلٰى قَوۡمٍ لِيَجِدُوۡارِيۡحَهَافَهِىَ كَذَاوَ كَذَا.

અર્થ :જયારે સ્ત્રી ખુશ્બુ લગાવીને લોકો પાસેથી એટલા માટે પસાર થાય કે લોકો તેની ખુશ્બુની અનુભૂતિ કરે તો તે આવી અને તેવી છે.(એટલે કે ગુનેહગાર અને અઝાબ–સજાની હકદાર છે.)   (અબૂ દાઉદ શરીફ : ૪૧૭૩)

(૫) સ્ત્રી પરપુરુષ સાથે ન નીકળે ; બલ્કે પોતાના મહરમ અથવા નેક સ્ત્રીઓ સાથે બહાર નીકળે.

હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે સ્ત્રીઓના એક સમુદાયે આપ(સલ.)થી અરજ કરી કે પુરુષોને મહત્તા હાસિલ છે, તે ખુદાના માર્ગમાં જિહાદ કરે છે., અમે કયો અમલ કરીએ કે અમને મુજાહિદનો સવાબ મળે ? આપ (સલ.)એ ફરમાવ્યું,

مَنۡ قَعَدَتۡ مِنۡكُنَّ فِىۡ بَيۡتِهَافَاِنَّهَاتَدۡرِكُ عَمَلَ الۡمُجَاهِدِيۡن.

તમારામાંથી જે સ્ત્રી પોતાના ઘરમાં રહે તેને મુજાહિદનો સવાબ મળશે.        (તફસીર ઈબ્ને કષીર :૪ / ૨૧૮)

પડદો ન કરવાના નુકસાનોમાં (૧) નિર્લજ્જતા પેદા થવી.(૨) ઝિના–વ્યભિચારનો વ્યાપ વધવો (૩) હરામની અવલાદ વધવી. (૪) વંશાવાળીનું જોખમ ઊભુ થવું(૫) પરસ્પર ઝઘડા(૬) જુઠ અને ધોકો (૭)

બેશરમી (૮) બદનામી (૯) ગુનાહની અનુભુતિનો અંત આવવો (૧૦) તકવા(સંયમ)ની રૂહ નાશ પામવી વગેરે.....

એક તત્વચિંતકના મતે.......

''સ્ત્રીઓની ઘર બહારની પ્રવૃત્તિ યોગ્ય હોવા અંગે દલીલ તે રજુ કરવામાં આવે છે કે હઝરત આયશા (રદિ.) એ જંગે જમલમાં ભાગ લીધો હતો ; પરંતુ આ દલીલ જે લોકો રજુ કરે છે તેમને કદાચ એ ખબર નહીં હોય કે જાતે હઝરત આયશા (રદિ.)નો પોતાનો ખ્યાલ આમાં કયો હતો ? મસરૂકની રિવાયતમાં છે કે હઝરત આયશા (રદિ.) જયારે તિલાવતમાં આ આયત وَقَرْنَ فِي بُيُوتِكُنَّ પર પહોંચતા તો રડી પડતા હતા અહીંયા સુધી કે તેમનો દુપટ્ટો ભીગી જતો હતો ; કારણ કે તેની ઉપર તેમને જંગે જમલમાં જવાનો ખ્યાલ આવી જતો હતો. (તફહીમ : ૪ / ૯૦)

મતલબ એ છે કે ઈસ્લામ પોતાના બહુ ગુણસંપન્ન–જામિઅ કાનૂન દ્વારા જાતીય અરાજકતા પર રોક લગાવવા માંગે છે, એટલા માટે અખ્લાક–સંસ્કારની સુધારણા, સજાપાત્ર કાનૂન અને સંપૂર્ણ પોશાકની ત્રણ યુકિતઓ ઈસ્લામે નક્કી કરી છે ; પરંતુ આધુનિક અશ્લિલતા મુસલમાનોના સમાજમાં પણ ઘુસી ગઈ છે અને તેનું પરિણામ એ છે કે સદ્‌વર્તનની ઈમારત ધરાશય થઈ રહી છે. નિર્લજ્જતા અને બદ અખ્લાકીએ ઈસ્લામના અખ્લાક પર આડી ચલાવી દીધી છે. તેને કારણે કોઈ પણ ઈસ્લામી દેશમાં પણ સાચા અર્થમાં સાચી ઈસ્લામી હુકૂમત નથી.ઈચ્છાપૂર્તિ અને દુનિયાની લાલસાએ બધાને પોતાના ગુલામ બનાવી દીધા છે એટલા માટે સજાપાત્ર કાનૂનો ઘડવા વધારે મુશ્કેલ બની ગયા છે. હવે માત્ર અંતિમ યુકિત પડદાની બાકી છે, તેને નાબુદ કરવા માટે આખી દુનિયામાં શોર છે અને તેની ઉપર ટીકા ટિપ્પણી કરવાનો એક પરંપરા ચાલું છે.

એક બાજુ ભયંકર સ્થિતિઓ છે અને બીજી બાજુ પડદાનો ઈસ્લામી હુકમ, જો સદબુદ્ધિ છે અને સભ્યતા આગેવાનોની ગુલામ નથી તો આ ફેસલો

કરવો મુશ્કેલ નથી કે દુનિયાના હાલાત પડદાના છુટછાટમાં નથી; બલકે વધારે કડક બનાવવા જરૂરી છે.

" તેમાં છુટ આપવા પહેલાં એટલી શકિત પેદા કરી લેવી જોઈએ કે જો કોઈ મુસલમાન સ્ત્રી પડદા વગર હોય તો જયાં તેને ઘોરનાર (તાકીને જોનાર) બે આંખો હોય, ત્યાં તેની આંખો કાઢી લેનાર પચાસ હાથ હાજર હોય."

(પડદા : ૨૫૫)

## અલ્લાહના નેક બંદાઓનો સહવાસ

પોતાના નફસ–મનની વાસનાને કાબૂમાં રાખવા અને મનની પવિત્રતા માટે એક અસરકારક યુકિત અલ્લાહના નેક બંદાઓનો સહવાસ અને ગુનેહગાર લોકોથી દૂર રહેવું છે. હદીસ શરીફમાં છે :

اَلْمَرْءُ عَلٰى دِيْنِ خَلِيْلِهٖ،فَلْيَنْظُرْأَحَدُكُمْ مَنْ يُخَالِلُ.

માનવી પોતાના મિત્રના દીન પર હોય છે એટલા માટે મિત્રતા પહેલાં જોઈ લેવામાં આવે કે કોનાથી દોસ્તી કરી રહયો છું. (અબુદાઉદ)

નેક સહવાસનો અસર ખુબ જ સારો હોય છે.અલ્લાહવાળાના સહવાસમાં દિલ અને નજર સભાન રહે છે. ગફલત અને સુસ્તી–આળસ નજીક આવતા નથી. કુર્આને કરીમમાં હુઝૂર (સલ.)ને હુકમ છે.

وَاصْبِرْ نَفْسَكَ مَعَ الَّذِيْنَ يَدْعُونَ رَبَّهُم بِالْغَدَاةِ وَالْعَشِيِّ يُرِيْدُونَ وَجْهَهُ وَلَا تَعْدُ
عَيْنَاكَ عَنْهُمْ تُرِيْدُ زِيْنَةَ الْحَيَاةِ الدُّنْيَا وَلَا تُطِعْ مَنْ أَغْفَلْنَا قَلْبَهٗ عَن ذِكْرِنَا وَاتَّبَعَ
هَوَاهُ وَكَانَ أَمْرُهُ فُرُطا

અને પોતાને તે લોકો સાથે રોકી રાખો જેઓ સવાર – સાંજ પોતાના પરવરદિગારની બંદગી માત્ર તેની જ ખુશી માટે કરે છે અને જગત જીવનની શોભામાં વિચારથી આપની આંખો (લક્ષ) તેઓના તરફથી હટવા પામે નહીં અને આપ એવા માણસનું કહયું માનશો નહીં જેના દિલને અમારી યાદથી અમે ગાફિલ બનાવી દીધું છે તથા તે પોતાની મનેચ્છાની પાછળ પડેલો છે અને તેની

(આ) સ્થિતિ હદથી વધી ગઈ છે. (સૂ. કહફ : ૨૮)

તેનાથી સ્પષ્ટ થઈ ગયું છે કે ઈમાનવાળાનો સંબંધ,મુહબ્બત, મદદ, મશ્વેરો બધું અલ્લાહના નેક બંદાઓ સાથે હોવું જોઈએ. ઈમાનવાળાઓને કુર્આનમાં તકવા–સંયમી અને નેક લોકો સાથે રહેવાનો હુકમ છે.

હઝરત ઉમર (રદિ.) ફરમાવે છે,

عَلَيْكَ بِاِخْوَانِ الصَّفَا وَالصِّدْقِ، فَعِشْ فِىْ اَكْنَافِهِمْ،فَاِنَّهُمْ زِيْنَةٌفِىْ الرَّخَاءِ،وَعُدَّةٌفِىْ الْبَلَاءِ.

મુખ્લિસ–નિસ્વાર્થ, નેક અને સાચા મિત્રો સાથે દોસ્તી રાખો, તેમના સહવાસમાં રહો; કારણ કે તે ખુશીમાં સાથે રહે અને ગમી–દુ:ખમાં મદદગાર બને છે. (અલ ઈખ્વતુ જાસિમુલ.......... : ૩૮)

બુઝુર્ગોનું કથન છે કે,

لَيْسَ شَىْءٌ اَنْفَعَ لِلْقَلْبِ مِنْ مُخَالَطَةِ الصَّالِحِيْنَ وَالنَّظْرِالىٰ اَفْعَالِهِمْ،وَلَيْسَ شَىْ ء اَضَرَّ عَلَى الْقَلْبِ مِنْ مُخَالَطَةِ الْفَاسِقِيْنَ وَالنَّظْرِ اِلىٰ اَفْعَالِهِمْ.

નેક લોકોનો સહવાસ અને તેમના કાર્યો પર નજર રાખવા કરતાં વધારે લાભદાયક વાત દિલ માટે કોઈ નથી અને ખરાબ લોકોનો સહવાસ અને તેમના કાર્યો પર નજર રાખવા કરતા વધારે નુકસાનકારક વાત દિલ માટે કોઈ નથી.

( અલ ઈખ્વાતુ જાસિમુલ)

અને

مُجَالِسَةُ اَهْلِ الصَّلَاحِ تُوْرِثُ فِىْ الْقَلْبِ الصَّلَاحَ

તર્જુમો : નેક લોકોની દોસ્તી (ઉઠવું–બેસવું) દિલમાં નેકી–પૂણ્યનો શોખ પેદા કરે છે. (અલ ઈખ્વાતુ જાસિમુલ)

ફારસીમાં પ્રખ્યાત છે " યારે બદ બદતર અઝ મારે બદ" ખરાબ મિત્ર સાપથી પણ વધારે ખરાબ છે.

ઈમામ ગઝાલી (રહ.) તેનું કારણ દર્શાવે છે કે, સાપ શરીરને નુકસાન

પહોંચાડે છે, જયારે ખરાબ મિત્ર આત્મા અને ઈમાન–શ્રધ્ધાને નુકસાન પહોંચાડે છે.

અનુભવ પણ છે કે ખરાબ અમલો–કાર્યોથી વ્યકિત જયારે ખરાબના સહવાસમાં આવે છે તો તેની જિંદગી પણ ખરાબ બન્યા સિવાય રહેતી નથી, એટલા માટે ગુનેહગારોના સહવાસથી દૂરી અને અલ્લાહવાળાઓના સહવાસથી મનની પવિત્રતા અને ગુનાહોથી દૂર રહેવાનું નસીબ થઈ જાય છે.

## કામવાસના ભડકાવનારા બધા કાર્યોથી સદંતર બચવું

પવિત્રતા અને મનની શુદ્ધતા માટે એક ખૂબ જ અસરકારક યુકિત એ છે કે માનવી તે બધી બાબતોથી બચે જેનાથી કામવાસનાને ઉત્તેજન મળે છે. કુર્આને કરીમમાં ઝિના–વ્યભિચારની નજીક પણ ન જવાનો હુકમ છે જયાં સુધી અન્ય કાર્યોથી દુર નહિ રહીએ ત્યાં સુધી પવિત્રતા સુરક્ષિત રહી શકતી નથી.

ઈસ્લામમાં દારૂ હરામ–પ્રતિબંધિત એટલા માટે છે કે તે બૂરાઈઓની જડ અને ગુનાહોની બુનિયાદ છે. ગાયન – વાદનને એટલા માટે હરામ–પ્રતિબંધિત કર્યુ કે તે ઝિના–વ્યભિચારની નજીક લઈ જનારું કાર્ય છે. ઈસ્લામે બિભત્સ ફિલ્મો અને નવલકથાઓ પર એટલા માટે પાબંદી લગાવી છેકે તેનાથી નિર્લજ્જતાના માર્ગો ખુલે છે. ઈસ્લામે પોતાના પવિત્ર ચારિત્ર, ઈન્સાની શરાફત–સજ્જનતા અને શ્રેષ્ઠ અખ્લાક–વર્તન માટે સાર્વજનિક સોસાયટી, પુરુષ – સ્ત્રીઓનું મિલન અને એકાંતની મુલાકાતોના બધા જ સ્વરૂપો પર કડકપણે પાબંદી લગાવી દીધી છે.

માનવીને ખરાબ વ્યકિતના સહવાસથી એટલા માટે રોકવામાં આવ્યો છે કે સામાન્ય રિપોર્ટ અને અનુભવો એ સાબિત કરે છે કે સમાજમાં બુરાઈની અસલ બુનિયાદ જ બુરાનો સહવાસ છે. અરબી શાયર કહે છે.

وَحَذَرْ مُؤَاخَذَةَ الدَّنِيءِ فَإِنَّهُ
يُعْدِىْ كَمَا يُعْدِىْ السَّلِيْمَ الأَجْرَبُ

અર્થ : ખરાબ વ્યકિતને ભાઈ અને મિત્ર બનાવવાથી બચો; એટલા માટે કે તેની બુરાઈયો બીજામાં પ્રવેશે જ છે, જેમકે ખુજલીવાળા ઊંટનો ચેપ તંદુરસ્ત ઊંટને લાગે છે. એવી રીતે ખરાબ મિત્રની બૂરાઈ તેની સાથે રહેનારને અસર કરે છે.

એક અરબ આલિમે લખ્યું છે કે એક નવયુવાન પોતાનું ગેરમુસ્લિમ મિત્રોના આગ્રહથી તેમના વિસ્તારમાં ગયો, ખુબ ફર્યો, મિત્રોએ તેને દારૂ પીવા માટે આમંત્રણ આપ્યું પરંતુ તેના અંતરાત્માએ તેને કબૂલ કર્યુ નહીં. તે બુરા મિત્રોએ એક વખત આયોજન પૂર્વક એક રાત્રે તેના રૂમમાં એક સૌંદર્યવાન સ્ત્રીને પહોંચાડી દીધી. દરવાજો બહારથી બંધ કરી દીધો. બુરા મિત્રોની લાંબી દોસ્તી, સુંદરતાનો જાદુ, નાઝ – નખરા, રાતનો સન્નાટો,શૈતાનનું બહેકાવવું, નફસ–મનની ઈચ્છા આ બધું એકત્ર થઈ ગયું, છેવટે તે યુવાન પોતાના મન મેલું કરી બેઠો અને તેની બદનસીબી કે તે જ રાત્રે તેનું મૃત્યુ થઈ ગયું અને તે ઝિના–વ્યભિચારની હાલતમાં મૃત્યુ પામ્યો.(બુરા ખાત્મા (મૃત્યુ)થી અલ્લાહની પનાહ) આ બદનસીબી બૂરા સહવાસનું પરિણામ હતું. એટલે કહેવામાં આવ્યું કે :

اِذَامَاصَحِبْتَ الْقَوْمَ فَاَصْحَبْ خِيَارَهُمْ

وَلَاتَصْحَبِ الْأَرْدىٰ فَتَرْدىٰ مَعَ الرَّدِىِّ

જો તમારે કોઈની સહવાસ અપનાવવી છે તો સારા લોકોની સહવાસ અપનાવો, બુરા લોકોની સહવાસ ન અપનાવો, નહીં તો તમે પણ બુરા બની જશો. (લહીબુશ્શહવાતઃ મુહમ્મદ અલ હિબ્દાન : ૨૩)

## બદકારી(બુરાકાર્યો)થી આખિરતમાં અઝાબ–સજાનું ધ્યાન

ઝિનાકારી–વ્યભિચાર અને બદકારી શરીઅતની નજરમાં ખુબ જ દુષ્ટ કૃત્ય છે. કુર્આન અને હદીસમાં ભયાનક પાપ અને આખિરતના અઝાબનું

વર્ણન છે, જો માનવી આ અઝાબ અને ફજેતીનો ખ્યાલ કરીને સાચા દિલથી નક્કી કરી લે તો તે આ ગુનાહથી બચી જાય.

કુર્આને કરીમમાં "عِبَادُ الرَّحْمٰنُ"(અલ્લાહના નેક બંદાઓ) ના ગુણોમાં ફરમાવ્યું :

وَلَا يَزْنُوْنَ وَمَنْ يَّفْعَلْ ذٰلِكَ يَلْقَ أَثَاماً ، يُضَاعَفُ لَهُ الْعَذَابُ يَوْمَ الْقِيَامَةِ وَيَخْلُدْ فِيْهِ مُهَاناً

(અલ્લાહના નેક બંદાઓ) અને વ્યભિચાર કરતા નથી અને જે કોઈ એવા કામ કરે તે ગુનાહમાં જઈ પડયો. કયામતના દિવસે તેનો અઝાબ વધતો જશે અને તેમાં તુચ્છ બનીને સદા પડયો રહેશે. (સૂ.ફુરકાન : ૬૮ –૬૯)

તેનાથી માલુમ પડયું કે વ્યભિચારની સજા માત્ર અઝાબ જ નથી બલ્કે અઝાબ સાથે બદનામી અને નામોશી પણ થશે.

હુઝૂર (સલ.)એ એક વખતે પોતાનું સપનુ સહાબા (રદિ.)થી બયાન ફરમાવ્યું કે આજે મારી પાસે બે વ્યકિતઓ આવ્યા અને મને સાથે લઈને ચાલ્યા, ચાલતા ચાલતા અમે આગની ભઠ્ઠી પાસેથી પસાર થયા, મેં તેમાં નજર કરી તો જોયું કે નગ્ન પુરુષો અને નગ્ન સ્ત્રીઓ છે અને તેઓ આગની લપેટમાં છે અને તેઓ બુમો પાડી રહયા છે,મેં પુછયું આ કોણ છે?જવાબ મળ્યો કે આ વ્યભિચારી પુરુષો અને સ્ત્રીઓ છે. (બુખારી શરીફ)

ઝિનાકારી–વ્યભિચારીની સજા આખિરત–પરલોકમાં થશે તે વિશે અનેક હદીસો છે. જો માનવી સાચા દિલથી ધ્યાન કરી લે તો તે અનૈતિકતાથી બચી જશે.

## આખિરતની હમેશાંની નેઅમતોનું ધ્યાન

ખુદા તઆલાએ પવિત્ર અને ચરિત્ર્યશીલ માનવીઓ માટે આખિરતમાં અનેક નેઅમતો તૈયાર કરી છે, તે બધી હમેશાં માટેની છે. અજોડ સુંદર ખુબસુરત હુરોનો વાયદો અલ્લાહ તઆલાએ કર્યો છે. કુર્આને કરીમમાં અને હદીસે પાકમાં અનેક જગ્યાએ તે હુરોના ગુણો વર્ણવ્યા છે.

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.) વર્ણવે છે કે "જન્નતી હુરોમાં એક એવી હુર પણ છે જેને "લઅબતા" કહેવામાં આવે છે, તેની ખુબસુરતી પર બીજી હુરો પણ મોહિત રહે છે અને તેનાથી કહે છે કે જો દુનિયાવાળા તમને જોઈ લે તો બધા તમને મેળવવા પાગલ બની જાય. તેની આંખની વચ્ચે એ લખેલું છે કે, જે મને અથવા મારા જેવી હુરને મેળવવા માંગે તે મારા રબના હુકમો પર ચાલે અને પોતાની પવિત્રતાને કયારેય ગંદી ન કરે." (લહીબુશ્શહવાત : મુહમ્મદ અલ હિબ્દાન : ૨૫)

અરબી શાયરનું કહેવું છે :

وَالْـمُتَّـقُـوْنَ بِـرَوْضَةٍ فِـىْ جَنَّة　　فِيُهَـا الـنّعِيُمُ الدَّائِمُ الْمُتَكَامِلْ

وَالْحُوُرُتُسْمِعُهُمْ بِصَوْتِ النَّاعِمٍ　　مَـالَذِّلِلْاَسُمَا عِ وَيُحَکَ غَافِلْ

هٰـذَاالـنَّـعِيُـمُ وَفَـوُقَـهُ مَاجَلَّ عَنْ　　دَرُکِ الْعُقُوُلِ وَكُلِ مَايَتَخَايَلْ

نَـظَـرُ الْـعِبَـادِلِـرَبِّهِـمُ مِنْ فَوُقِهِمْ　　وَكَلَامُـهُ هٰـذَاالـنَّـعِيُمُ الْكَامِلُ

لَاتَـخُـدَعَـنَّ فَـمَـا بِدُنُيَانَا سِوىٰ　　هَــمٍّ وَغَــمٍّ أَوْنَـعِيُـمٌ عَـاجِـلُ

▷ અર્થાત : અલ્લાહના પરહેઝગાર બંદાઓ ! ચારિત્ર્યવાન વ્યકિત જન્નતમાં એવા બગીચામાં હશે જયાં હમેશાં આરામ હશે.

▷ હુરો પોતાની પ્યારી મધૂર અવાજમાં ગીત સંભળાવશે જે કાનોને સારૂ લાગશે.

▷ અને તે સિવાય ન જાણે કેટલી નેઅમતો ખુદા તઆલાની હશે જે ખ્યાલમાં આવી શકતી નથી.

▷ પછી બંદાઓના રબના દર્શન અને ખુદાથી વાતચીતનો લહાવો આ મોટી નેઅમત છે.

▷ દુનિયાના ધોકામાં ન આવો. દુનિયામાં તો ગમ જ છે તેની રાહત અને આરામ નષ્ટ થવાના છે. ( લહીબુશ્શહવાત : મુહમ્મદ અલ હિબ્દાન : ૨૫)

ખુદાની જન્નત અને તેની નષ્ટ ન થનારી નેઅમતોનું યકીન દિલમાં આવી જાય તો માનવી પોતાની ઈચ્છાને કયારેય બેકાબૂ ન બનવા દે, બલ્કે દરેક ઘડીએ સાવધ બનીને જીવન વિતાવે, અને તેની અંતિમ સોચ એ બની જાય કે મને આખિરતની સફળતા પ્રાપ્ત થઈ જાય, ભલે તે માટે દુનિયામાં ગમે તે બલિદાન આપવું પડે. ઈસ્લામ પોતાના માનનારાઓમાં આ ભાવના જગાવવા માંગે છે.

## નાના ગુનાહોથી પણ બચવાનો એહતિમામ–પ્રબંધ

દરેક વ્યકિત માત્ર મોટા ગુનાહોથી જ નહીં પરંતુ નાના ગુનાહોથી પણ બચવા માટે વચનબધ્ધ–પાબંદ છે. ઝિના–વ્યભિચારથી બચવાની સાથે સાથે કામવાસનાને ઉત્તેજિત કરનારી બધી બાબતોથી બચવું જરૂરી છે,નહીં તો સામાન્ય બાબતો જ ઝિનાનું કારણ બને છે.આ બધા શૈતાનના દાવ અને હુમલા છે જેનો ઉપયોગ તે માનવીને ગુનાહમાં ફસાવવા માટે કરે છે. એટલા માટે ફરમાવ્યું છે :

يَاأَيُّهَا الَّذِيۡنَ آمَنُوا لَا تَتَّبِعُوا خُطُوَاتِ الشَّيۡطَانِ وَمَنۡ يَتَّبِعۡ خُطُوَاتِ الشَّيۡطَانِ فَإِنَّهُ يَأۡمُرُ بِالۡفَحۡشَاءِ وَالۡمُنكَرِ.

અર્થાત : "હે ઈમાનવાળાઓ! તમે શયતાનના પગલે ન ચાલો અને જે કોઈ શયતાનના પગલે ચાલશે તો નિઃશંક, તે તો (સૌને) બેશરમી તથા બુરી વાત જ બતાવશે." (સૂ.નૂર ૨૧)

હદીસ શરીફમાં છે:

اِيَّاكُمۡ وَمُحَقِّرَاتِ الذُّنُوبِ فَإِنَّهُنَّ يَجۡتَمِعۡنَ عَلَى الرَّجُلِ حَتّٰى يُهۡلِكۡنَهٗ.

અર્થાત : "નાના અને સામાન્ય ગુનાહોથી બચો, કારણ કે જો સામાન્ય ગુનાહો પણ એકત્ર થઈ જશે તો માનવીને બરબાદ કરી દેશે."(મુસ્નદે અહમદ)

હકીમુલ ઉમ્મત હઝરત થાનવી (રહ.) નો મલફૂઝ છે :

"મોટા અને નાના ગુનાહોનું ઉદાહરણ એવું છે જેમકે આગનો મોટો અંગારો અને નાની ચિંગારી. નાની ચિંગારી પણ સળગાવી દે છે જેવી રીતે મોટો

અંગારો સળગાવી દે છે અથવા જેમકે નાનો સાંપ અને મોટો સાંપ ડંખમાં બન્ને બરાબર છે, એવી રીતે ગુનાહ નાનો હોય કે મોટો જયારે તે અલ્લાહ તઆલાની નાફરમાની–અનાદરનો અમલ છે તો શું નાનો અને મોટો."

(ઈસ્લાહી ખુત્બાત : ૬/ ૨૪૨)

ઈમામ ઈબ્ને કય્યિમ (રહ.) એ લખ્યું છે:

"સંશોધકોએ લખ્યું છે કે બંદાએ એ ન જોવું જોઈએ કે ગુનાહ મોટો છે કે નાના; બલકે ગુનાહ દ્વારા અલ્લાહની જે નાફરમાની થઈ રહી છે અને તેનો હુકમ તુટી રહયો છે તેનું ધ્યાન રાખવું જોઈએ, જો આ વાત સમજમાં આવી જાય તો માનવી દરેક ગુનાહથી બચવા લાગે. એક મહાન અને આદરણીય હાકિમ–શાસક પોતાના અને ગુલામને કોઈ કામ અર્થે દુરના વિસ્તારમાં જવાનો હુકમ આપે એક બીજા ગુલામને કોઈ નજીકના વિસ્તારમાં જવાનો હુકમ આપે અને બંને ગુલામ હુકમનું પાલન ન કરે તો સજામાં બંને સરખા છે. દુર નજીકના સ્થળથી કોઈ મતલબ નથી. બસો (૨૦૦) દિરહમનો માલિક ઝકાત અદા ન કરે અને બે લાખ દિરહમનો માલિક ઝકાત અદા ન કરે, સજા સરખી છે. માલના ઓછા – વધારેથી કોઈ ફરક પડતો નથી. એવી રીતે ગુનાહ કરનાર અલ્લાહનો નાફરમાન છે, મોટા કે નાના ગુનાહો બધાથી બચવું જોઈએ." (અલજવાબુલ કાફી : ૧૯૦)

આગળ લખે છે :

"ઝિનાનો ખ્યાલ ન આવવા દો, નહિ તો આ વિચાર ફિકર બની જશે, જો વિચાર આવી જાય તો ફિકર ન બનવા દો, જો ફિકર બની જાય તો તેને કામવાસના ન બનવા દો, નહિ તો તે પાકા ઈરાદામાં બદલાય જશે, જો કામવાસના અને ઈચ્છા થઈ જાય તો તેને પાકો ઈરાદો ન બનવા દો, નહિ તો તે અમલ સુધી પહોંચી જશે. પછી એક વખત કામવાસનાના તકાદા પર અમલ થઈ જાય અને તેનો ઈલાજ ન થયો તો તે આદત બની જાય છે અને પછી તેનાથી બચવું ખુબ જ મુશ્કેલ બની જાય છે.

(લહીબુશ્શહવાત : ૨૬, ઈબ્ને કય્યિમના હવાલાથી)

ખરેખર નાના ગુનાહોથી બચવાનો એહતિમામ–પ્રબંધ જ માનવીને

પવિત્ર અને ચારિત્ર્યવાન બનાવી શકે છે.

## ઘાતક અને ચેપી રોગોનો ભય

પવિત્રતા અને મનની શુદ્ધતાની યુકિતઓમાં એક એ પણ છે કે ઝિના–વ્યભિચારથી પેદા થનારી લાઈલાજ અને ચેપી બિમારીઓ અને તેના પરિણામોનો વિચાર કરવામાં આવે અને તેનો ભય દિલમાં એવી રીતે પેદા થઈ જાય કે નફસની સરકશી છતાં અકલ ઝિનાના માર્ગથી રોકી દે.

આજે અનૈતિક શારીરિક સંબંધોને કારણે એઈડ્સ અને તેના જેવી બીજી ભયાનક બિમારીઓનું પુર આવ્યું છે. તે હકીકતમાં ખુદાનો અઝાબ–પ્રકોપ જ છે. હુઝૂર (સલ.) એ સહાબા(રદી.)થી ફરમાવ્યું :

لَمْتَظْهَرِ الْفَاحِشَةُفِیْ قَوْمٍ قَطُّ حتّٰی یُعْلِنُوْابِهَااِلَّافَشَافِیْهِمُ الطَّاعُوْنُ وَالْاَوْجَاعُ

الَّتِیْ لَمْ تَكُنْ مَضَتْ فِیْ اَسْلَافِهِمُ الَّذِیْنَ مَضَوْا.

જે કોમમાં નિર્લજ્જતા – બદકારી ફેલાય જાય અને જાહેરમાં થવા લાગે, તેમાં પ્લેગ અને બીજી એવી બિમારીઓ ફેલાય જશે જે પહેલાં લોકોમાં ન હતી. (ઈબ્ને માજહ:અબ્વાબુલ ફિતન,બાબુલ ઉકુબાત: ૨૯૦)

જે માનવી એવું વિચારે કે બદકારી–દુરાચારીને કારણે લાઈલાજ અને ભયંકર બિમારીનો સામનો કરવો પડશે,પછી તે ન ઘરમાં મોઢુ બતાવવાને લાયક રહેશે અને ન ઘર બહાર, તેને અછુત સમજવામાં આવશે, સમાજ તેને તુચ્છ સમજશે, જો આ ખ્યાલ દિલમાં પેદા થઈ જાય તો ઈન્શાઅલ્લાહ આ વિચાર તેને બુરાઈથી રોકવામાં મદદરૂપ થઈ શકે છે.

## ઈસ્લામના દુશ્મનોના ષડયંત્રની જાણ હોવી

બધી દુશ્મન શકિતઓ (યહુદિયત, નસરાનિયત) ઈસ્લામના પવિત્ર અખ્લાક–સદાચાર અને ચારિત્ર્યને નષ્ટ કરવા અને મુસલમાનોને બદકારીના માર્ગ પર લાવવા બધા જ તરીકાઓ વર્તમાનપત્રો,રેડિયો, મેગેઝીન, ડિશ, ટી.વી., ઈન્ટરનેટ, પ્રોગ્રામ, ફિલ્મો, જાહેરાત વગેરે દ્વારા નગ્નતા અને અશ્લિલતા ફેલાવવાની કોશિશ કરવામાં આવી રહી છે તે કોઈનાથી છુપી નથી.

તેથી કહેવામાં આવ્યું છે કે,

"દારૂ અને ખુબસુરત સ્ત્રીનું સૌંદર્ય મુસલમાનોની હુકૂમતને નષ્ટ કરવામાં બધા હથિયારો અને આક્રમણો કરતા વધારે છે.

(લહીબુશ્શહવાત :૨૭)

કાર્લ માર્કસે જયારે અકીદએ અલવહયતમાં બગાડ નાખ્યો તો તેનાથી પૂછવામાં આવ્યું કે આ અકીદાનો બદલ શું છે ? તો તેને જવાબ આપ્યો કે થિયેટર છે. આ અકીદાના સમર્થકોને સારંગી,ગીત,વાજિંત્ર,નૃત્ય વગેરેમાં ફસાવી દેવામાં આવે તો પછી કોઈ અકીદાની જરૂરત નથી.

(લહીબુશ્શહવાત : ૨૭)

એક બાજુ ઈસ્લામના દુશ્મનોની જિંદગી અપનાવવામાં મુસલમાનોની અખ્લાકી–નૈતિક પડતી છે તો બીજી બાજુ આપણાં અમલો–કાર્યોથી મુસલમાનોનું પતન અને દરિદ્રતા છે. શાયરના મતે :

اَنّٰی اِتَّجَهْتَ اِلَی الاِسْلَامِ فِیْ بَلَدٍ

تَجِدُهٗ كَالطَّيْرِ مَقْصُوْصاً جَنَاحَاهٗ

અર્થ : જે વિસ્તારમાં પણ તમે ઈસ્લામ અને મુસલમાનોની સ્થિતિ જોવા માંગો; તેનું ઉદાહરણ બિલ્કુલ તે પક્ષી જેવું હશે જેના વાળ અને પાંખ કાપી લીધી હોય.

હકીકત એ છે કે:

لِمِثْلِ هٰذَا يَذُوْبُ الْقَلْبُ مِنْ كَمَدٍ

اِنْ كَـانَ فِیْ الْقَلْبِ اِسْلَامٌ وَاِيْمَانٌ

અર્થ : જો દિલમાં ઈમાન અને ઈસ્લામ છે તો એવી સ્થિતિથી દિલ ગમ અને દુ:ખથી ફાટી જશે અને આંખમાંથી આંસુ વહેવા લાગશે.

જે મુસલમાનને આ સ્થિતિની ખબર હશે તે કયારેય ઝિના–વ્યભિચાર તરફ નહિ જાય બલકે ઉમ્મતની સમસ્યાના નિરાકરણ માટે તેના કદમ ઉઠશે

અને આ હકીકત તરફ તેનું ધ્યાન જશે કે આ યુગ પ્રગતિનો છે, લાપરવાહી અને વિમુખતાનો નથી. પરિસ્થિતિથી ગભરાયા વગર મેદાનમાં આવવાની જરૂરત છે.

બે ખતર કૂદ પડા આતિશે નમરૂદ મેં ઈશ્ક
અક્લ હૈ મહ્વ તમાશાએ લબે બામ અભી

તે એ સમજી લેશે કે,

હદીસ કમ નઝરાં હૈ તો બા ઝમાના બ સાઝ
ઝમાના બા તો ન સાઝદ,તો બા ઝમાના સતીઝ

તેનું એ યકીન–શ્રદ્ધા બની જશે કે જિંદગી અને ઈજ્જત તેનું મુકદ્દર–ભાગ્ય છે. જે મરવા તૈયાર થઈ જાય અને ઈરાદો ન કરે તે લુકમો બની જાય છે. અરબી કહેવત છે.

اِنْ لَمْ تَكُنْ اٰكِلاً مَاكولاً

અર્થ : જો તમે નહિ ખાઓ તો તમને ખાઈ લેવામાં આવશે

જે નિર્ણય શકિત અને અડગતાથી વંચિત હોય છે દુશ્મન તેને નિવાલો–કોળિયો બનાવી દે છે. મતલબ એ છે કે આજના યુગમાં મુસલમાનો વિરુદ્ધ જે ષડયંત્ર અને કાવતરા થઈ રહયા છે તેનાથી વાકેફ રહેવું મુસલમાનોની જવાબદારી છે, અને આ જાણકારીના અનેક ફાયદાઓમાંનો એક ફાયદો પોતાના અખ્લાક–સદ્‌વર્તનમાં જોવા મળે છે.

## દાખલ થતાં પહેલાં પરવાનગી લેવી

ઈસ્લામે ઘરમાં દાખલ થતા પહેલા ઈજાઝત–પરવાનગી લેવાનો હુકમ કર્યો છે અને તેને ભલાઈ અને પવિત્રતાનું કારણ ગણાવ્યું છે. અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે.

يَا اَيُّهَا الَّذِيْنَ آمَنُوْا لَاتَدْخُلُوْا بُيُوْتاًغَيْرَ بُيُوْتِكُمْ حَتّٰى تَسْتَأْنِسُوْا وَتُسَلِّمُوْا عَلٰى
أَهْلِهَا ذٰلِكُمْ خَيْرٌ لَّكُمْ لَعَلَّكُمْ تَذَكَّرُوْنَ .

હે ઈમાનવાળાઓ ! તમે પોતાના (ખાસ) ઘરો સિવાય (બીજા) કોઈ ઘરમાં દાખલ ન થાઓ, જયાં સુધી કે ઈજાઝત ન મેળવો અને તે ઘરવાળાઓ પર સલામ ન કરી લો. એ(ઈજાઝત લેવી) તમારા માટે બેહતર છે.(અને આ વાત એટલા માટે બતાવી) કે જેથી તમે ખ્યાલ રાખો. (સૂ.નૂર :૨૭)

ઈજાઝત લેવાનો હુકમ પુરુષ અને સ્ત્રી બંને માટે છે અને ખાસ સમયમાં નાબાલિગ–સગીર બાળકો માટે પણ છે.

શરીઅતનો હુકમ બૂરી નજર અને બદકારી–ખરાબકાર્યોથી બચવા માટે છે એટલા માટે કે જાહિલિયત–અજ્ઞાનતાના આ તરીકા પર પાબંદી આવી ગઈ જેમાં લોકો બેધડક ઈજાઝત–પરવાનગી વગર બીજાના ઘરોમાં દાખલ થઈ જતા હતા. શરીઅતે આ આમ હુકમ બનાવી દીધો કેદ રેક વ્યકિતને પોતાના ઘરમાં એકાંતમાં રહેવાનો પણ હક છે અને તેમાં કોઈને ઈજાઝત વગર દાખલ થવાની છૂટ નથી. આ ઉસૂલ પ્રમાણે બીજાના ઘરમાં ઝાંકવાનું મના કર્યુ; તેમજ બીજાનો પત્ર ઈજાઝત વગર વાંચવો અથવા ફોન પર તેની ખાનગી વાત સાંભળવી તેની મનાઈ કરી દીધી.

## શરઈ હદો–મર્યાદાઓ નક્કી કરવી

નિર્લજ્જતા અને બુરાઈના નિવારણ માટે ઈસ્લામે હદો નક્કી કરે છે. હદીસ શરીફમાં છે.

حَدٌّيُعمَلُ بِهٖ فِیْ الْاَرْضِ خَیْرٌ لِاَھْلِ الْاَرْضِ مِنْ اَنْ یَمْطَرُوْا اَرْبَعِیْنَ صَبَاحاً.

તર્જુમા : ઈસ્લામી સજા નક્કી કરવી માનવો માટે ચાલીસ દિવસની વર્ષાના નફા કરતા ઉત્તમ છે. (ઈબ્ને માજહ :૨/૭૮)

ઝિના; બદકારી અને નાજાઈઝ વ્યભિચારી પર રજમ (પથ્થર મારીને મારી નાંખવો) અને કોરડા મારવાની સજાનો હેતુ એ જ છે કે પાપી બીજી વખત ગુનોહ કરવાની હિમ્મત ન કરે,બીજા લોકોને બોધ મળે અને સમાજમાં અમન,શાંતિ અને સલામતી ફેલાય તેમજ અલ્લાહની રહમતો ઉતરે. જે સમાજમાં ઝિના–વ્યભિચાર આમ થઈ જાય છે તે સમાજ અલ્લાહની રહમતથી દુર થઈ જાય છે. ઝિનાની સજા માત્ર સજા જ નથી બલકે એ એલાન

પણ છે કે મુસ્લિમ સમાજ અખ્લાકી હદોની આઝાદી અને ના જાઈઝ કામવાસનાની બિલ્કુલ છુટ આપતો નથી. અને તે ઝિના તેમજ અનૈતિક સંબંધોની ગંદકીથી પાક રહેવા માંગે છે.

## નમાઝોમાં ખુશુઅ અને ખુઝુઅનો એહતિમામ–પ્રબંધ

અલ્લાહ તઆલાનું ફરમાન છે :

إِنَّ الصَّلَاةَ تَنْهَى عَنِ الْفَحْشَاءِ وَالْمُنكَرِ

નિઃશંક, નમાઝ નિર્લજ્જતા અને અયોગ્ય કામોથી રોકે છે.

(સૂ. અનકબૂત :૪૫)

એટલા માટે અનેક આયતોમાં તેનાથી મદદ મેળવવાનો હુકમ છે. ખુશુઅ–અંતરધ્યાન અને ખુઝુઅ–નમ્રતાથી પઢવામાં આવેલી નમાઝો માનવીના કદમને ગુનાહોથી બચાવે છે અને નિર્લજ્જતાના માર્ગોથી દુર રાખે છે. તેનાથી સ્પષ્ટ થયું કે મનની શદ્ધતા માટે નમાઝને ખુશુઅ–અંતરધ્યાન અને ખુઝુઅ–નમ્રતાથી અદા કરવામાં આવે.

## દુઆનો એહતિમામ–પ્રબંધ

દુઆ મો'મિનનું હથિયાર છે. બંદગીની આત્મા છે. રહમતો ઉતારવાની ચાવી છે. હુઝૂર (સલ.)ની આ દુઆ ખૂબ જ મકબૂલ છ.

اَللّٰهُمَّ اِنِّىْ اَسْئَلُكَ الْهُدٰى وَالتُّقٰى وَالْعَفَافَ والْغِنٰى.

હે અલ્લાહ હું આપથી હિદાયત, તકવો–સંયમ, પવિત્રતા પરહેઝગારી અને દિલની બેફિકરી ઈચ્છું છું. (મુસ્લિમ શરીફ)

એવી રીતે સ્ત્રીઓના ફિત્ના–ઉપદ્રવ અને નફસ–મનની ઈચ્છાપૂર્તિથી સુરક્ષિત રહેવાની દુઆઓ હદીસોમાં મળે છે. રિવાયત છે કે એક નવયુવાને આપ (સલ.)થી ઝિના–વ્યભિચારની ઈજાઝત–પરવાનગી માંગી, આપ (સલ.) એ તેની મા,બેટી બેહેનનું ઉદાહરણ આપી તેને સમજાવ્યો અને પછી દુઆ ફરમાવી.

اللّٰهُمَّ اغْفِرْ ذَنْبَهٗ وَطَهِّرْ قَلْبَهٗ وَحَصِّنْ فَرْجَهٗ.

હે અલ્લાહ તેના ગુનાહ માફ કર, તેના દિલને પાક બનાવી દે અને તેના ગુપ્ત અવયવોની રક્ષા કર.

તેથી એ દુઆની બરકતથી તે નવયુવાનના દિલમાં કયારેય ઝિનાનો ખ્યાલ પણ ન આવ્યો. હદીષોમાં બધા જાહેરી અને બાતીની–છૂપા ફિત્નાઓથી પનાહ માંગવાની દુઆ આવી છે. હઝરત યુસૂફ (અલૈ.) એ પણ દુઆ કરી હતી.

رَبِّ السِّجۡنُ أَحَبُّ إِلَیَّ مِمَّا یَدۡعُوۡنَنِیۡ إِلَیۡهِ وَإِلَّا تَصۡرِفۡ عَنِّیۡ کَیۡدَهُنَّ أَصۡبُ إِلَیۡهِنَّ وَأَکُنۡ مِّنَ الۡجَاهِلِیۡنَ فَاسۡتَجَابَ لَهٗ رَبُّهٗ فَصَرَفَ عَنۡهُ کَیۡدَهُنَّ إِنَّهٗ هُوَ السَّمِیۡعُ الۡعَلِیۡمُ.

યૂસુફ (અલૈ.)એ દુઆ કરી કે હે પરવરદિગાર ! જે (દુષ્ટ) કામ તરફ એ સ્ત્રીઓ મને બોલાવે છે તેના કરતાં જેલ મને વધુ ગમે છે અને જો તું તેણીઓના પ્રપંચને મારાથી દૂર નહિ કરે તો હું તેણીઓ તરફ ઢળી પડીશ અને તેણીઓનાં થઈ જઈશ. ફરી તેમના પરવરદિગારે તેમની દુઆ કબૂલ કરી લીધી  અને તેણીઓમાં પ્રપંચને તેમનાથી દૂર કર્યો, બેશક, તે જ(દુઆનો) સાંભળનાર (અને હાલતનો) જાણનાર છે. (સૂ.યૂસુફ : ૩૩ /૩૪)

તેનાથી માલુમ થયું કે ઈખ્લાસ( માત્ર અલ્લાહ માટે) થી કરેલી દુઆ અલ્લાહની રહમતના દરવાજા ખોલાવે છે અને જેની ઉપર અલ્લાહની રહમત ઉતરી જાય છે તે સફળ થઈ જાય છે.

## ચર્ચાનો હેતુ

મનની શુદ્ધતા અને પવિત્રતાની સુરક્ષા માટે તેમજ કામવાસનાના માર્ગથી બચવા માટે ની અનેક યુકિતઓ છે, તેમાં હમેશાં વુઝૂ સાથે રહેવું, કાર્યમાં પ્રવૃત્ત રહેવું, કામવાસના પ્રેરિત પુસ્તકોના વાંચન બચવું. બુરી નજરના સ્થળો પર ન જવું, મૃત્યુ અને ખુદાના અઝાબ–સજાનો ખ્યાલ, કબ્રસ્તાન જવાનો એહતિમામ, અશ્લિલ અને નગ્ન માહોલથી દુર રહેવું વગેરે. એવી રીતે નેકીના કામોમાં મશ્ગુલ રહેવું ખૂબ જ જરૂરી છે. પ્રવૃત્તિ ન હોવાને કારણે માનવી ગુનાહો તરફ વળે છે.

ઈમામ શાફઈ (રહ.)નું કથન છે.

نَفُسَكَ اِنُ لَمُ تَشُغَلُهَابِالُحَقِّ شَغَلُتَهَا بِالُبَاطِلِ

જો તમે પોતાના નફસ–મનને સારા કામોમાં મશ્ગુલ નહીં કરો તો નિઃશક ખરાબ કાર્યોમાં મશ્ગુલ થઈ જશો. (લહીબુશ્શહવાત : ૩૧)

અરબી શાયરનું કહેવું છે :

اِنَّ الُفَرَا غَ وَالشَّبَابَ والُجِدَةَ

مَـفُسَـدَةٌ لِـلُـمَـرُءِ اَیُّ مَـفُسَدَةٍ

ખાલી વખત(ફુરસદ), જવાની અને માલ – દોલત આ ત્રણે માનવીને બરબાદીની છેલ્લી હદે પહોંચાડનાર છે.

ઈમામ ઈબ્ને કય્યિમ(રહ.)ના કથન પ્રમાણે :

اِذاغَفَلَ الُقَلُبُ سَاعَةً عَنُ ذِكُرِاللّٰهِ جَشَمَ عَلَيُهِ الشَّيُطَانُ وَاَخَذَ يَعِدُهٗ وَيُمَنِّيُهِ.

જો દિલ એક ઘડી પણ અલ્લાહની યાદથી ખાલી રહે છે તો શયતાન તેની ઉપર હુમલો કરે છે અને તેને બેહકાવે–ઉશ્કેરે છે.(લહબુશ્શહવાત :૩૧)

એટલા માટે નેકીના કામોમાં મશ્ગુલ રહેવું ખૂબ જ મુબારક–શુભ અમલ છે, અને તેની બરકત માનવીને ખોટા માર્ગથી રોકે છે.

તેનાથી સ્પષ્ટ થયું કે માનવી એ ઈરાદો કરી લે કે મારે નિર્લજ્જતા અને બદકારી–ખરાબ કર્યોથી બચવું છે તો ઉપરની યુકિતઓ તેના માટે સરળ બની જાય છે અને તેની પવિત્રતાને કલંક નહિ આવવા દે.

# આબરૂની હિફાઝતના ફાયદા અને અસરો

આબરૂની હિફાઝત અને બદકારી–દુષ્કાર્યોના તમામ માર્ગોથી દૂર રહેવું ઈસ્લામી ધર્મશાસ્ત્રની દષ્ટિએ ખૂબ જ ફાયદાકારક છે. તેના પરિણામો ખૂબ જ સારા હોય છે. નીચે સંક્ષેપમાં તેના ફાયદા વર્ણવવામાં આવ્યા છે.

## જન્નતની નેઅમતોનું પ્રાપ્ત થવું અને જહન્નમથી છૂટકારો

અલ્લાહ તઆલાએ ગુપ્ત અવયવોની હિફાઝત પર જન્નતુલ ફિરદૌસનો વાયદો કર્યો છે.કુર્આને કરીમમાં ઈમાનવાળાઓના ગુણોમાં ફરમાવ્યું والذين هم لفروجهم حافظون અને જેઓ પોતાની ઈન્દ્રિયોની(હરામથી) સંભાળ રાખે છે;(સૂ. મુઅ્મિનૂન:૫)માં વર્ણન કરી અંતે ઈરશાદ ફરમાવ્યો

أُولٰئِكَ هُمُ الْوَارِثُونَ الَّذِيْنَ يَرِثُونَ الْفِرْدَوْسَ هُمْ فِيْهَا خَالِدُونَ

એવા જ લોકો વારસદાર થનારા છે. જેઓ (શીતળ છાયાના બગીચાઓ) ફિરદૌસના વારસદાર થશે(અને)તેઓ તેમાં જ સદા રહેશે.

(સૂ.મુઅ્મિનૂન : ૧૦,૧૧)

એવી રીતે કુર્આને કરીમમાં સૂરએ મઆરિજમાં જન્નતવાળાઓના વર્ણનમાં والذين هم لفروجهم حافظون (જેઓ પોતાની શહવતની જગ્યાને(હરામથી) જાળવી રાખનારા છે.) તેનું બયાન ફરમાવી અંતે ઈરશાદ ફરમાવ્યો. اولئك فى جنات مكرمون " એવા લોકો જ (જન્નતના) બગીચાઓમાં માનપૂર્વક દાખલ થશે. (સૂ.મઆરિજ : ૩૫)

હદીસ શરીફમાં પણ પવિત્રતાનું ઈનામ જન્નત છે. અનેક હદીસોમાં જીભ અને ઈન્દ્રિયોની સંભાળ પર રસૂલે અકરમ સલ. તરફથી જન્નતની બાંયધરીનું વર્ણન આવ્યું છે.(બુખારી શરીફ)

એક હદીસમાં ઈરશાદ છે.

ثَلَاثَةٌ لَاتَرىٰ اَعْيُنُهُمُ النَّارَ :عَيْنٌ حَرَسَتْ فِيْ سَبِيْلِ اللّٰهِ، وَعَيْنٌ بَكَتْ مِنْ خَشْيَةِ اللّٰهِ، وَعَيْنٌ كَفَّتْ عَنْ مَحَارِمِ اللّٰهِ.

ત્રણ ખુશનસીબ એવા છે કે તેમની આંખ જહન્નમની આગને ન જોશે. (૧)અલ્લાહના રસ્તામાં ચોકીદારી કરનારી આંખ(૨) ખુદાના ડરથી ડરનારી આંખ અને(૩) હરામ–અધર્મ કાર્યોથી બચનારી આંખ.

## અર્શે ઈલાહીના છાંયડામાં

હદીસની રોશનીમાં સાત પ્રકારના લોકો કયામતના દિવસે અર્શના છાંયડામાં હશે, તે દિવસે ખુદાની બધી મખ્લુક હશ્રના મેદાનમાં એકત્ર હશે અને અલ્લાહના અર્શના છાંયડા સિવાય બીજો કયાંય છાંયડો નહી હોય. લોકો ખુદા સામે ઉભા હશે, સુરજ બિલ્કુલ નજીક હશે, સખત ગરમી હશે. બધા પરસેવામાં ડુબેલા હશે પરંતુ એવા વખતમાં એવો નવયુવાન અલ્લાહના અર્શના છાંયડામાં હશે જેને ખુબસુરત અને ખાનદાની સ્ત્રી ઝિના–વ્યભિચાર માટે આમંત્રણ આપે પરંતુ તેની ઉપર ખુદાનો ડર છવાય જાય અને તે મના કરી દે અને કહી દે કે મને અલ્લાહનો ડર છે અને પોતાના મનને અપવિત્ર ન થવા દે.

## શાંતિ અને ઈજ્જત–આબરૂ

મનની પવિત્રતાનું એક પરિણામ દિલની શાંતિ,નફસ–મનને રાહત અને ઈમાનની ઈજ્જત–આબરૂ છે.અલ્લાહની કુદરત એ છે કે જે બંદો–ગુલામ અલ્લાહ માટે કંઈ છોડે છે, અલ્લાહ તેના માટે ઉત્તમ ચીજ લખી દે છે. જે બંદો હરામ શહવતોને છોડે છે અલ્લાહ તેના બદલામાં એવું ઈમાન નસીબ કરે છે જે ગમ અને રંજને બદલે સુકૂન પેદા કરે છે અને તેને ઈજ્જત–આબરૂ, ઉન્નતિ, રાહત અને સુકૂન પ્રાપ્ત થાય છે જે નષ્ટ થતું નથી. શેખુલ ઈસ્લામ ઈબ્ને તયમિય્યહ(રહ.) લખે છે, દુનિયામાં પણ જન્નત છે, જે તેમાં દાખલ ન થયો તે આખિરતની જન્નતમાં દાખલ થશે નહીં. (જામિઉર્રસાઈલ : ૨ / ૩૬૩)

એટલે આજ્ઞાપાલનની મજા અને રાહત જન્નતથી ઓછી નથી અને તેના વગર કયામતમાં જન્નતનો પ્રવેશ થશે નહિ.

ઈમામ ઈબ્ને તયમિય્યહ (રહ.) લખે છે, માનવીને ખુદાની યાદ, અલ્લાહના સિફાત અને નેઅમતોના બયાનથી તેમજ ઈબાદતમાં જે હૃદયને

**સંતોષ થાય છે તે બીજી કોઈ ચીજમાં પ્રાપ્ત થતા નથી.**

**(જામિઉર્રસાઈલ :૨/૩૬૩)**

**કુફ્ર–નાસ્તિકતા અને ગુમરાહીથી તૌબા–પ્રાયશ્ચિત કરીને ઈસ્લામમાં આવનારો હોય, ગુનાહોથી તૌબા–પ્રાયશ્ચિત કરીને ઈતાઅતનો માર્ગ અપનાવનારો હોય, ફિલ્મ, થિયેટર, મ્યુઝિકની લા'નતથી નીકળીને હયા અને ઈમાન–શ્રદ્ધાના માહોલમાં આવનારો હોય. બધાનો આ જ અસર હોય છે કે તેની મુસીબતોવાળી જિંદગીને પાક કરી દે છે અને ઈમાન–શ્રદ્ધા તેમજ ઈતાઅતમાં તેને જે રાહત નસીબ થાય છે, દુનિયાની કોઈ દોલત તેની બરાબરી કરી શકતી નથી.**

## ઈલાહી હિફાઝત

**મનની પવિત્રતાનું એક પરિણામ એ આવે છેકે માનવી અલ્લાહની હિફાઝતમાં આવી જાય છે, તેનો કોઈ નમૂનો નથી અને ન કોઈ તોડ છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી પયગમ્બર (સલ.)એ ફરમાવ્યું :**

اِحْفَظِ اللّٰهَ يَحْفَظْكَ،اِحْفَظِ اللّٰهَ تَجِدْهُ تِجَاهَكَ

**તમે અલ્લાહની હિફાઝત–રક્ષા કરો (એટલે તેની ફરમાંબરદારી કરો અને મનાઈ કરેલા કાર્યોથી બચો.) અલ્લાહ તમારી હિફાઝત કરશે. તમે અલ્લાહ(ના દીન)ની હિફાઝત કરો, તમે અલ્લાહને પોતાની આગળ પામશો.**

**(તિરમિઝી :૨૫૧૬)**

**માનવી જેટલો ગુનાહોથી દુર રહે છે, પોતાના આંખ, કાન, નાક, જીભ,હાથ,પગ,દિલ, દિમાગ, ગુપ્ત અવયવો અને માથાથી પગ સુધી હરામ–અધર્મથી હિફાઝત કરે(બચે) છે તેટલી જ અલ્લાહની રહમતો તેની તરફ વધે છે અને અલ્લાહ દરેક આફત અને મુસીબતથી તેની હિફાઝત–રક્ષા કરે છે.**

## અજ અને સવાબમાં વધારો

**હરામકારી–અધર્મ અને મનેચ્છાના તકાદા જેટલા બળવાન બને છે,**

ઝિના અને ગુનાહનો માહોલ એટલો સરળ બને છે. તેને લાનત અને ગુનાહથી પોતાને બચાવવામાં અલ્લાહ તરફથી એટલો જ વધારે સવાબ મળે છે. એક હદીષમાં મદીનાની હિજરત પહેલાની ઈબાદતોને તેમની કુરબાનીઓને લીધે તેના અજ્રનું કારણ ગણાવ્યું છે એવી રીતે ફિત્ના–કનડગતના મહોલમાં જેટલા નેક અમાલો કરવામાં આવશે એટલા જ તે ખુદાની બારગાહમાં કબૂલ થશે.

## ઈરાદાની શકિત–દૃઢ નિશ્ચય

ગુનાહોથી બચવાનું એક કારણ ઈરાદાની શકિત પણ છે. હૃદયમાં તકવા–સંયમની શકિત નફસ–મનને મનેચ્છાઓના તકાદાથી રોકે છે.અલ્લાહ પાકનો આદેશ છે.

وَأَمَّا مَنْ خَافَ مَقَامَ رَبِّهِ وَنَهَى النَّفْسَ عَنِ الْهَوَى فَإِنَّ الْجَنَّةَ هِيَ الْمَأْوَى

અર્થાત : જે પોતાના રબની રૂબરૂ ઉભા રહેવાથી(આ દુનિયામાં) ડર્યો હશે અને નફસને(ખરાબ) વાસનાથી રોકયું હશે, (તો) જન્નત તેનું ઠેકાણુ હશે.

(સુ.નાઝિઆત:૪૦ – ૪૧)

તેનાથી માલુમ થયું કે નફસની ઈચ્છાઓથી દુર રહેવું અને શરીઅત–ધર્મને તાબે થવું દઢ નિશ્ચય, હિમ્મત અને હોંસલા વગર શકય નથી. અલ્લાહ પાકનો ઈર્શાદ છે.

وَمَنْ أَرَادَ الآخِرَةَ وَسَعٰى لَهَا سَعْيَهَا وَهُوَ مُؤْمِنٌ فَأُولٰئِكَ كَانَ سَعْيُهُم مَّشْكُوراً

અર્થાત : જે આખિરતનો ઈચ્છુક હોય તો તેના માટે પુરતી કોશિશ કરે, અને તે મો'મીન હોય,તો એવા માણસની કોશિશ કબૂલ થશે.

(સુ.ઈસ્રાઅ : ૧૯)

તેનાથી જાણવા મળ્યું કે કોશિશ અને ઈરાદા પર જ બધી બુરાઈઓથી બચાવ અને બધી નેકીઓ પર પાબંદીનો આધાર છે.

## સમગ્ર જગતની સુરક્ષા અને સલામતી

મનેચ્છાની દુરીથી આખો સમાજ ખુદાની સજાઓ, બલાઓ, મુસીબતો

અને લાઈલાજ બિમારીઓ તેમજ ગરીબી, નાદારીની તબાહીથી બચી શકે છે.હદીષ શરીફમાં ઝિનામાં સંડોવાયેલા વર્ગ પર અલ્લાહનો અઝાબ–પ્રકોપ અને બિમારીઓની પુષ્કળતાનું વર્ણન છે. તે આફતોથી હિફાઝત ત્યારે જ શકય છે જયારે પવિત્રતા અને મનેચ્છાની હિફાઝતને દરેક વ્યકિત પોતાનું કર્તવ્ય સમજે.

## પૂર્ણ ઈમાન અને દુનિયા–આખિરતની ભલાઈ

પવિત્રતા અને મનેચ્છાની હિફાઝતનું એક ઈનામ પૂર્ણ ઈમાન અને દુનિયા–આખિરતની સફળતા છે. કુર્આનમાં ખૂબ જ સ્પષ્ટ શબ્દોમાં قَدْ اَفْلَحَ الْمُؤْمِنُوْنَ

ત્યાર પછી وَالَّذِيْنَ هُمْ لِفُرُوْجِهِمْ حَافِظُوْنَ નું ખાસ બયાન કરીને પૂર્ણ ઈમાન–આસ્થા અને પૂર્ણ સફળતા સાબિત કરવામાં આવી છે હદીસ શરીફમાં વ્યભિચારીને ઝિના વખતે ઈમાનથી વંચિત બતાવ્યો છે. તેનો અર્થ ઈમાનના નૂરથી વંચિતતા છે.

હઝરત ઈબ્ને ઉમર (રદિ.)નો ઈરશાદ છે.

صِدْقُ الْاِيْمَانِ اِذَا خَلَا الرَّجُلُ بِالْمَرْأَةِ الْحَسَنَاءِ، فَيَدَعُهَا وَلَا يَدَعُهَا اِلَّا لِلّٰهِ عَزَّ وَجَلَّ

જો વ્યકિત સૌંદર્યવાન સ્ત્રી સાથે એકાંતમાં હોય પછી માત્ર અલ્લાહના ડરથી તેનાથી અલગ થઈ જાય અને ઝિના ન કરે, તો આ તેના ઈમાન–આસ્થા ની સચ્ચાઈ છે. (લહીબુશ્શહવાત : મુહમ્મદ અલ હિબ્દાન :૩૯)

ઉપરોકત પવિત્રતાના અને મનેચ્છાની હિફાઝતના અમુક પરિણામો હતા, નહિ તો અનેક પરિણામો અને અસરો તેની ઉપર અમલ કરવાના છે.

એક વિચારકનું કથન છે"આબરૂની હિફાઝત, ઈજ્જતની હિફાઝત, માલની હિફાઝત, શારીરિક રાહત, દિલની શકિત, દિલનું સુકૂન, દરેક મુશ્કેલીઓથી છુટકારો,રોઝીમાં વધારો, ખુદાની મખ્લુક દ્વારા વખાણ, ઈમાનની મીઠાશ, ઈબાદતમાં લજ્જત, ઈમાની દબદબો, દુઆની કબૂલિયત, ભયનો

અંત, ફરિશ્તાઓની નિકટતા, શૈતાની જિન્નાત અને ઈન્સાનોથી દૂરી, મોતથી નિડરતા, ઈમાન, યકીન, ખુદાનું ધ્યાન, ખુદાનો ડર, ખુદાથી લગાવ, દુનિયાથી દુરી અને આખિરત–પરલોકની ફિકર.... વગેરે આ બધા ઈનામો છે જે અલ્લાહ તરફથી મનની શુદ્ધતા અને પવિત્રતા તથા પરહેઝગારી પર નસીબ થાય છે. (અલ ઈફ્ફતુ વ મન્હજુલ ઈસ્તિઅ્ફાફી, મુખ્તસર : ૧૦૨૧)

મતલબ એ છે કે મનની પવિત્રતા, શરમ અને હયા–લજ્જા ખુદા તરફથી દરેક ભલાઈનું કારણ અને દરેક પ્રકારની બુરાઈથી સુરક્ષિત રહેવાનો અમલ છે. અને જે વ્યકિતમાં આ ગુણ આવી જાય તેની ખુશનસીબીનું શું કહેવું?

## વાહિયાત આરોપના સંદર્ભમાં મનની પવિત્રતાની મહત્તા

માનવીના મનની પવિત્રતાનું ઉદાહરણ ખુબ જ નાજુક છે જો થોડી ગફલત અને કેટલીક વખતે મિત્રોના વેશમાં દુશ્મનોની હવાથી તેના ટુકડે ટુકડા થઈ જાય છે અને જયાં સુધી તેની હિફાઝત, કિલ્લેબંધી અને ફિક્ર ન કરવામાં આવે ત્યાં સુધી તે બાકી રહેતી નથી.

ઈસ્લામ માનવ સમાજને પવિત્ર અને પાક સમાજ બનાવવા માંગે છે, પરંતુ પ્રકૃતિ એ છે કે સમાજ કેટલોય પવિત્ર અને સારો થઈ જાય છતાં બુરાઈઓ જડમાંથી નિકળતી નથી, તે દબાએલી રહે છે અને થોડીક હવા તે દબાએલી ચિંગારીને થોડી જ વારમાં ભડકો કરી નાંખે છે. અલ્લાહની સુન્નત પ્રમાણે કોઈ સમાજ ખરાબ લોકોથી ખાલી નથી હોતો અને તેઓ દરેક સમયે બુરાઈઓ અને ખોટા અનુમાનોને ફેલાવામાં કોઈ કસર છોડતા નથી. પછી તેમના અસરથી સારા લોકો પણ પ્રભાવિત થયા વગર રહેતા નથી. એટલા માટે દરેકને અને ખાસ કરીને સ્ત્રીઓને ખુબ જ સાવધ સાથે પોતાની આબરૂની હિફાઝતની તાકીદ કરવામાં આવી છે.

કુર્આને કરીમમાં સૂરએ નૂરના બીજા અને ત્રીજા રૂકૂઅમાં તોહમત–લાંછન અને આક્ષેપના આ તુફાનનું વર્ણન કરવામાં આવ્યું છે જે ઉમ્મુલ મુઅ્મિનીન હઝરત આયશા (રદિ.)ની વિરૂધ્ધ મદીના મુનવ્વરહના

પવિત્ર સમાજમાં ઉઠી રહયું હતું : મુનાફિકોએ રિસાલતના પ્રતિષ્ઠિત હોદ્દાને કલંકિત કરવાની અનથક કોશિશો કરી.

ઈસ્લામના આંતરિક દુશ્મનો, હુઝૂર (સલ.)ની પવિત્રતાને કલંક લગાવવા માંગતા હતા અને નઈમ સિદીકીના કથન પ્રમાણે.....

" ઈસ્લામી ચળવળના આગેવાનની પવિત્રતાને નિશાન બનાવવામાં આવ્યું છે, જે સમગ્ર માનવતા માટે સામાજીક અને ચારિત્રિક રીતે ઉત્તમ નમુનો હતો. તે પવિત્રતાની આજુબાજુ નવા ઈસ્લામી સમાજની રચના થઈ રહી હતી અને તે પવિત્રતાની ઈમારતને બરબાદ કરવા માટે તે જ હુમલો સફળ થઈ શકતો હતો જે તેના કેન્દ્રબિંદુ પર કરવામાં આવે.અધર્મીઓએ ત્યાં પણ હુમલો કર્યો, આ વિરોધની કથની કુર્આન તેમજ હદીસ અને ઈતિહાસના પુસ્તકોમાં ભરેલી છે. (મુહસીને ઈન્સાનિયત : ૩૦૬)

આ ઘટના હિ.સ.૬ ની છે. રસૂલે અકરમ (સલ.) ગઝવએ બનીલ મુસ્તલિકથી મદીના પરત ફરી રહયા હતા. હઝરત આયશા સિદીકા (રદિ.) સાથે છે. રસ્તમાં કોઈ સ્થળે હઝરત આયશા(રદિ.)કુદરતી હાજત માટે પાલખી(હવદઝ)થી બહાર ઉજજડ ભૂમિ તરફ ગયા. હાજત પૂરી કરીને આવ્યા તો કાફલો રવાના થઈ ગયો હતો, કેમકે આપ (રદિ.) હલકા શરીરના હતાં અને પાલખી પર પડદો પડેલો હતો, એટલે કોઈને ખ્યાલ ન હતો કે આપ અંદર નથી. હઝરત આયશા (રદિ.) પરેશાન થઈને ચાદર લપેટીને ત્યાં જ સુઈ ગયા ! જેથી શોધખોળ કરનારાઓને તકલીફ ન પડે.

હઝરત સફવાન (રદિ.) જેઓ કાફલાની પાછળ ચાલવા પર અને ભૂલ્યા ભટકયાની ખરબગીરી કરવા પર નિયુકત હતાં, આવ્યા. નજીક જઈને ઉમ્મુલ મુઅમિનીનને જોયા અને આશ્ચર્યથી اِنّا لِلّٰهِ وَاِنّا اِلَيهِ راجِعُون પઢયું. પોતાનું ઊંટ બેસાડયું, ઉમ્મુલ મુઅમિનીન સવાર થઈ ગયા, હઝરત સફવાન (રદિ.) પગપાળા ઊંટની દોડી પકડીને ચાલતા હતા, છેવટે કાફલામાં આવી ગયા, બસ કપટી મુનાફિકોને મોકો મળી ગયો અને તેઓએ તેને નાટક બનાવી લીધું અને મદીનાની પવિત્ર ધરતી પર હુઝૂર (સલ.)ની પવિત્રતા વિરૂદ્ધ

આરોપનું તોફાન ઉભુ થયું. અમુક ભોળા મુસલમાનો પણ તેમની જાળમાં આવીને એવી જ વાતો કરવા લાગ્યા, સમગ્ર મુસ્લિમ સમાજ અસહ્ય તકલીફમાં હતા, અંતે કુર્આને કરીમમાં સ્પષ્ટ અને સાફ આયત દ્વારા ઉમ્મુલ મુઅમિનીનની પવિત્રતા અને દુશ્મનોની ચાલનું સંપૂર્ણ વર્ણન થયું. આ આખી દુઃખ દાયક ઘટના જાતે હઝરત આયશા (રદિ.)એ પણ વર્ણન કરી હતી અને બુખારી શરીફ તેમજ બીજી હદીસોની કિતાબોમાં પણ છે.

વિચારવા લાયક છે કે આ બનાવટી આરોપ જે પવિત્ર સ્ત્રી પર લગાવવામાં આવ્યો હતો તે કોઈ સામાન્ય કે ગુમનામ સ્ત્રી ન હતી, બલ્કે સમાજની સભ્ય અને પ્રખ્યાત સ્ત્રી હતી,તેમનું જીવન પવિત્રતાનો સાક્ષી અને હયા–લજ્જાનો નમુનો હતું. તેમના વિશે ઘરની નોકરાણીએ, શોકોએ (સ–પત્નીઓ), પોતાના અને પરકાઓએ ભલાઈના શબ્દો સિવાય કઈ ન કહયું. જયારે આટલી પવિત્ર સ્ત્રી અને હરમે રસૂલ વિરૂદ્ધ આ તોફાન ઉભું કરી શકે છે તો પછી મુસ્લિમ સ્ત્રીઓની શી હેસિયત છે ? શું આ તોફાન દરેક મુસલમાન સ્ત્રી માટે બોધરૂપ નથી કે તેમણે કેટલી સાવચેતી અને સભાનતા સાથે કદમ મુકવાની જરૂર છે.

ઉપરોકત આયતોથી એ વાત પણ સ્પષ્ટ થાય છે કે ઈસ્લામી સમાજમાં પુરુષો અને સ્ત્રીઓ દરેકનો એ હક્ક છે કે સમાજના બધા સભ્યો વિશે સારું અનુમાન રાખે અને સારા અનુમાનને ખરાબ બનાવનારી દરેક ખબર અથવા વાતને તપાસ વગર કબૂલ ન કરે અને ન તો તપાસ વગર કોઈ પગલું ભરે,બલ્કે પોતાના ભાઈઓ અને બહેનોની તરફદારી કરે અને બીજાઓની આબરૂની હિફાઝતનો જે હક્ક પોતાની ઉપર છે તેને અદા કરે, આ ઈસ્લામી સમાજનો અખ્લાકી–નૈતિક કાનૂન છે, તેની આજના યુગમાં જાહેરમાં મજાક કરવામાં આવે છે અને ખોટા ખ્યાલો તેમજ આક્ષેપોને મોટું સ્વરૂપ આપવામાં આવે છે.

આ બયાનના અંતે એ ઉસૂલ–સિદ્ધાંત પણ વર્ણવવામાં આવે છે કે પવિત્ર સ્ત્રીઓ પવિત્ર પુરુષને લાયક છે અને અપવિત્ર સ્ત્રીઓ અપવિત્ર પુરુષ માટે છે.

આ ઘટનાનો સંદેશ આજની સ્ત્રીઓને એ છે કે પોતાની જવાબદારી સાથે જિંદગીના મેદાનમાં કદમ મુકે અને પોતાની દરેક સ્થિતિને ઈમાનના બીબામાં ઢાળે. તે દરેક વખતે ''પોતાની હિફાઝત પોતે''ના ઉસૂલમાં મુકી સમાજની અને વ્યકિતઓની ચાલોથી હોશિયાર રહે. અને સદા એ ખ્યાલ રહે કે મદની સમાજમાં મુનાફિકોના ઝેરીલા ગૃપોએ પાકથી પાક,પવિત્રમાં પવિત્ર જન્નતી સ્ત્રી ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા સિદ્દીકા(રદિ.) વિરૂધ્ધ વાતનું વતેસર કર્યુ હતું, એટલે કોઈ પણ વાતને સામાન્ય કહીને ટાળી ન દેવું. આપણા સમાજમાં બધા માટે અને ખાસ કરીને સ્ત્રીઓ માટે કોઈ પણ સંજોગોમાં લાપરવાહીનો અવકાશ નથી. પોતે પણ સાવધ રહેવાની જરૂરત છે અને સમાજમાં ખરાબી ફેલાવનારાઓનો ઈલાજ પણ જરૂરી છે. આ બન્ને પાસાઓ વગર સમાજ પવિત્ર રહી શકતો નથી.





# બૂરીનજરના નુકસાન અને નીચી નજરના ફાયદા

હઝરત અબૂ હુરૈરહ (રદિ.) રસૂલે અકરમ(સલ.)થી રિવાયત કરે છે :

اِنَّ اللّٰهَ كَتَبَ عَلَى ابْنِ اٰدَمَ حَظَّهٗ مِنَ الزِّنَا، اَدْرَكَ ذٰلِكَ لَامَحَالَةَ، فَزِنَاالْعَيْنِ النَّظَرُ

તર્જુમો : અલ્લાહ તઆલાએ માનવી માટે ઝીના–વ્યભિચારમાં તેનો ભાગ નિશ્ચિત કર્યો છે. જે તેને મળીને જ રહેશે. તેમાં આંખનો ઝીના બૂરીનજર છે.

(બુખારી શરીફ: ૬૨૪૩)

હકીકત આ છે કે માણસના દિલ અને આત્માનો સૌથી મોટો ચોર તેની નજર છે. નજરની નેકી માણસના તકવા–સંયમનો પાયો છે અને બદનજરી – કુદષ્ટિ તમામ બુરાઈઓ (વાસના)નો પાયો છે. માણસની આંખો (જેને હદીસે કુદ્સીમાં અલ્લાહ તઆલાએ "كريمتين" એટલે ખૂબ વહાલી વસ્તુ ઠેરવી છે.) જયારે બેકાબૂ અને નિરંકુશ થાય છે તો તેનું રૂદ્ર સ્વરૂપ અશ્લિલતા, નગ્નતા, નિર્લજ્જતા અને ફિત્નાઓ–ઉપદ્રવો સ્વરૂપે પ્રગટ થાય છે, તેથી જ કુર્આન અને હદીસમાં નિર્લજ્જતા (બેહયાઈ) અને બદકારી–દુષ્કર્મને અટકાવવા માટે બદનજરી–કુદષ્ટિથી બચવા અને નજરની હિફાઝતનો ભારપૂર્વક હુકમ જુદી જુદી જગ્યાએ મળે છે અને સ્પષ્ટ છે કે નજરની હિફાઝત એ પાકીઝગી અને નેકીની સીડી છે. જયારે બદનજરી, દુષ્કર્મનું સૌથી મોટું સાધન છે.

ઝીનાના કારણો અને તે પ્રત્યે આકર્ષિત કરનારી બાબતોમાં બદનજરીએ સૌથી વધુ સ્પષ્ટ બાબત છે. તેથી જ તેને" بريد الزنا" ઝીનાને આમંત્રિત કરનાર અને "رائد الفجور" દુષ્કર્મો તેમજ પાપોનો પ્રતિનિધિ ઠેરવવામાં આવ્યો છે.

શાયરના કથન અનુસાર...

كُلُّ الْحَوَادِثِ مُبْدَاهَامِنَ النَّظَر　　وَمُعْظَمُ النَّارِمِنْ مُسْتَصْغَرِ الشَّرَر

كَمْ نَظْرَةٍ فَتكَتْ فِيْ قَلْبِ صَاحِبِهَا　　فَتْكَ السِّهَامِ بِلَا قَوْسٍ وَلَاوَتَرِ

وَالْمَرْءُ مَادَامَ ذَاعَيْنٍ يُقَلِّبُهَا　　فِيْ اَعْيُنِ الْغِيْدِمَوْقُوْفٌ عَلَى الْخَطَرِ

يَسُرُّ مُقْلَتَهُ مَاضَرَّمُهْجَتَهُ　　اَمَرْحَبًابِسُرُوْرٍعَادَ بِالضَّرَرِ

ભાષાંતર : બધા જ અકસ્માત અને ગુનાહોની શરૂઆત નજરથી થાય છે. મોટે ભાગે આગ એક નાની ચિંગારીથી ભડકી ઉઠે છે. (તેવી જ રીતે સામાન્ય રીતે ઝિના અને નગ્નતાના મહાપાપો બદનજરીની ભેટ છે.) કેટલીક નજરો માણસના હૃદય ઉપર તીરની માફક ઘા કરે છે અને તેનાથી તેની હત્યા કરે છે અને પોતાનો કેદી બનાવી લે છે.

હકીકત આ છે કે કોઈ વ્યકિત જયાં સુધી દુનિયાની સુંદર સ્ત્રીઓ તરફ પોતાની નજરો ટેકવી રાખે છે ત્યાં સુધી તે ભયમાં રહેશે, બદનજરીથી તેની આંખને ભલે ખુશી મળે પરંતુ તેની રૂહ(આત્મા)ને ખૂબ જ હાનિ પહોંચે છે અને જે ખુશીનું પરિણામ નુકસાન હોય તેનાથી વધુ અશુભ અને અપવિત્ર બાબત કઈ હોય ?

નજરની બે એહતિયાતી(બેદરકારી) માણસના હૃદયને અપવિત્ર કરે છે.

اَلَمْ تَرَاَنَّ الْعَيْنَ لِلْقَلْبِ رائِد

فَمَاتَأْلَفُ الْعَيْنَانِ فَالْقَلْبُ اٰلِفٌ

ભાષાંતર : શું તમે જાણતા નથી કે આંખ હૃદયનો પ્રતિનિધિ છે. જેના પર આંખ જમી જાય છે. હૃદય પણ તેની સાથે લાગી જાય છે.

તેનો કુર્આને કુર્આને કરીમમાં ખૂબ જ સ્પષ્ટ આદેશ છે.

قُل لِّلْمُؤْمِنِينَ يَغُضُّوا مِنْ أَبْصَارِهِمْ وَيَحْفَظُوا فُرُوجَهُمْ ذَٰلِكَ أَزْكَىٰ لَهُمْ إِنَّ اللَّهَ خَبِيرٌ بِمَا يَصْنَعُونَ ، وَقُل لِّلْمُؤْمِنَاتِ يَغْضُضْنَ مِنْ أَبْصَارِهِنَّ وَيَحْفَظْنَ

فُرُوجَهُنَّ.

ભાષાંતર :.(હે નબી સલ. !) ઈમાનવાળા પુરુષોને ફરમાવી દો કે પોતાની નજર નીચી રાખે અને પોતાના ગુપ્ત ભાગોની સંભાળ રાખે, એમાં તેમના માટે વધારે સફાઈ છે. નિઃશંક, અલ્લાહ તેને જાણે છે જે કંઈ લોકો કરતા રહે છે અને (એવી જ રીતે) ઈમાનવાળી સ્ત્રીઓને ફરમાવી દો કે પોતાની નજર નીચી રાખે અને પોતાના ગુપ્ત ભાગોની સંભાળ રાખે.

(સૂરએ નૂર : ૩૦ / ૩૧)

ઉકત આયતમાં ખૂબ સ્પષ્ટ અને તાકીદથી પુરુષો અને સ્ત્રીઓને અલગ અલગ નામજોગ નજરની હિફાઝતનો હુકમ આપવામાં આવ્યો છે અને તેને પવિત્રતાનો, તકવા–સંયમનો પાયો ગણવામાં આવ્યો છે. કુર્આન માણસની ફિતરત–પ્રકૃતિને નજર સમક્ષ રાખીને જ પોતાનું માર્ગદર્શન આપે છે. તેથી કુર્આને ફકત ઝિના અને બદકારી (દુષ્કર્મ)ના ગુનાહને અટકાવવાનો પ્રયાસ નથી કર્યો, પરંતુ તે બધા જ માધ્યમો પર પ્રતિબંધ મુકે છે, જે ઝિનાની સીડી અને પૂર્વ ભૂમિકા હોય. તેથી જ કુર્આન બદનજરીને શહવત–વાસના અને દુષ્કર્મનું સૌથી મજબુત સાધન કહે છે અને કડકાઈથી તેને રોકે છે. નજરની હિફાઝતનો હુકમ શર્મગાહ–ગુપ્તાંગોની હિફાઝતથી પહેલાં એટલા માટે છે કે, નજરની હિફાઝતનું પરિણામ શર્મગાહની હિફાઝત છે. બદનજરી સાથે આબરૂની હિફાઝત ખૂબ જ કઠિન કાર્ય છે.

રિવાયતોમાં છે કે હઝરત જરીર બિન અબ્દુલ્લાહ બજલી (રદિ.)એ અલ્લાહના રસૂલ(સલ.)થી અચાનક કોઈ અજાણી સ્ત્રી પર નજર પડવા વિશે પુછયું તો આપ(સલ.)એ તેમને તરત જ નજર હટવવાનો હુકમ કર્યો.

(મુસ્લિમ:૨૧૫૯)

હઝરત અલી કર્રમલ્લાહુ વજહુથી આપ(સલ.)એ ફરમાવ્યું :

يَاعَلِيُّ لَاتُتْبِعُ النَّظْرَةَ النَّظْرَةَ، فَإِنَّ لَكَ الْأُولٰى، وَلَيْسَتْ لَكَ الْاٰخِرَةَ.

અર્થ : અય અલી ! એક નજર પછી બીજી નજર ન નાંખો. પ્રથમ નજર

તો માફ છે, બીજી નહીં.

વિવિધ હદીસોમાં આ સ્પષ્ટતા આવી છે કે માર્ગના ઘણા હક્કો છે, જેમાં નજરોની હિફાઝત પાયારૂપ હક્ક છે.

હઝરત અલી(રદિ.)નું ફરમાન છે :

اَلْعُیُوْنُ مَصَایِدُ الشَّیْطَانِ

અર્થ : આંખ શૈતાની કમીનગાહો (પ્રવેશ દ્વાર) છે.

નજરોની હિફાઝતના મહત્વનો અંદાજો આ પરથી લગાવી શકાય છે કે એક વાર રસૂલ અકરમ (સલ.) પાસે હઝરત મૈમુનહ (રદિ.) અને હઝરત ઉમ્મે સલમા (રદિ.) બેઠા હતા તે દરમિયાન હઝરત અબ્દુલ્લાહ બિન ઉમ્મે મકતુમ (રદિ.) આવ્યા, હુઝૂર (સલ.) એ પડદો કરવાનો હુકમ કર્યો. (તો) તેમણે જવાબ આપ્યો કે તે તો અંધ છે, તેમનાથી પરદાની શી જરૂરત છે ? આપ (સલ.)એ ફરમાવ્યું કે "افعميا وَاَنْ اَنْتُمَا اَلَسْتُمَا تُبْصِرَانِهٖ" શું તમે પણ અંધ છો ? શું તમે તેમને નથી જોઈ રહયા ?

એક હદીસમાં છે કે..

النَّظْرَةُ سَهْمٌ مَسْمُوْمٌ مِنْ سِهَامِ اِبْلِیْسَ. مَنْ تَرَکَهَا مِنْ مَخَافَتِیْ اَبْدَلْتُهٗ اِیْمَاناً

یَجِدُ حَلَاوَتَهٗ فِیْ قَلْبِهٖ .

અર્થ : નજર શયતાનના તીરોમાંનુ એક ઝેરીલું તીર છે, જે તેને અલ્લાહના ડરથી છોડશે તો અલ્લાહ તેને તેના બદલામાં ઈમાનની હલાવત (મીઠાશ) આપશે, જે તે પોતાના દિલમાં અનુભવશે.

બીજી જગ્યાએ ઈરશાદ છે :

مَامِنْ مُسْلِمٍ یَنْظُرُاِلٰی مَحَاسِنِ اِمْرَأَةٍ اَوَّلَ مَرَّةٍ ثُمَّ یَغُضُّ بَصَرَهٗ اِلَّا اَحْدَثَ اللّٰهُ

عِبَادَةً یَجِدُ حَلَاوَتَهَا

અર્થ: કોઈ મુસલમાન પહેલીવાર કોઈ સ્ત્રીના સૌંદર્યને જુએ અને પોતાની નજરોને નીચી કરી લે તો અલ્લાહ તેને ઈબાદતની લઝઝત–મજા અને મીઠાશ આપે છે.

હદીસોની રોશનીમાં અવલોકન કરવામાં આવે તો બદનજરીના નુકસાન અને નજરની હિફાઝતના લાભોની એક યાદી સામે આવે છે. ઈમામ ઈબ્ને કય્યિમ (રહ.)એ નજરોની હિફાઝતના લાભો પર પ્રકાશ ફેંકયો છે. તેનો ભાવાર્થ આ છે.

(૧) નજરોની હિફાઝત અલ્લાહ તઆલાના હુકમનું પાલન છે, જે માણસની દુનિયા અને આખિરતની સફળતા અને સુધારણાનો પાયો છે.

(૨) નજરની સંભાળથી ઈબ્લીસી અને શૈતાની અસરોથી દિલની હિફાઝત છે.

(૩) તેનાથી દિલ અલ્લાહ તઆલા તરફ લાગે છે અને મજબુતી નસીબ થાય છે.

(૪) તેનાથી દિલમાં નુરાનીયત–પ્રકાશ આવે છે અને અંધકાર દૂર થાય છે.

(૫) તેનાથી મો'મીન બંદાને સત્ય અને અસત્યને પારખવાની શકિત મળે છે. શેખ શુજાઅ કિરમાની (રહ.)ના કથન અનુસાર " જે પોતાના જાહેર (બાહ્ય દેખાવ) ને સુન્નતના અનુકરણ અને બાતિન–અંતઃકરણને અલ્લાહના ઝિક્રથી આબાદ રાખે અને પોતાની નજરની હિફાઝત રાખે અને પોતાની જાતને શંકાઓથી બચાવે અને હલાલ ખોરાકનો પ્રબંધ કરે તો આવા માણસને ઈમાની ફિરાસત–આસ્થાની પ્રવિણતા નસીબ થાય છે.

(૬)તેનાથી હૃદયમાં ઈમાન–આસ્થાની શકિત અને સ્થિરતા ઉત્પન્ન થાય છે.

(૭)ઈમાનની મીઠાશ અને લઝઝત–આનંદ પ્રાપ્ત થાય છે.

(૮) જીવનમાં તકવો–સંયમ અને પાકીઝગી–પવિત્રતા આવે છે.

તેનાથી વિપરિત બદનજરીના નુકસાન ઝિના, દુષ્કર્મ, ગુનાહ, ફિત્ના –ફસાદ, બેચેની અને અસંતોષ, અમલની તૌફીકથી વંચિતતા, યાદ શકિતની કમજોરી, બેબરકતી. અપમાન,ચેહરાનો અંધકાર અને અશુભ સ્વરૂપે મળે છે.

રિવાયતમાં છે કે અલ્લાહની બીકથી રડનારી આંખ, અલ્લાહ તઆલાના રસ્તામાં જાગનારી આંખ, ગુનાહો અને અલ્લાહની હરામ ઠેરવેલ વસ્તુઓ જોવાથીબચનારીઆંખસિવાયકયામતમાંદરેકઆંખરડશે.

(અત્તગીબ વ ત્તરહીબ : ૩ / ૩૬)

બદનજરીથી હિફાઝત દરેક મુસલમાન ઉપર ફર્ઝ છે અને તેનો ઉપાય આખિરતની ચિંતા, લગ્ન, બદનજરીની તકો ખાસ કરીને બની શકે ત્યાં સુધી બજારમાં જવાથી બચવું તેમજ અલ્લાહના અઝાબનો ડર છે.

તેથી જ આલિમોએ નોંધ્યું છે :

اَلصَّبْرُعَلٰى غَضِّ الْبَصَرِ اَيْسَرُ مِنَ الصَّبْرِ عَلٰى اَلَمِ مَابَعْدَهٗ

અર્થ: નજરોની હિફાઝતનો પ્રબંધ અને આ માર્ગે મુજાહિદો–પરિશ્રમ, બદનજરીના દુષ્ટ પરિણામ ભોગવવા કરતાં વધુ સરળ છે.

અલ્લાહવાળાઓના કથન અનુસાર દરેક નમાઝ પછી

اَللّٰهُمَّ طَهِّرْ قَلْبِىْ عَنْ غَيْرِكَ وَنَوِّرْ قَلْبِىْ بِنُوْرِ مَعْرِفَتِكَ

અર્થ : (ખુદાયા મારા દિલને તારા સિવાયથી પાક કરી દે અને મારા દિલને પોતાની ઓળખના નૂર–પ્રકાશથી પ્રકાશિત કરી દે.) ઉકત દુઆ સાત વાર પઢવાનો મામૂલ બદનજરીથી બચવાનો અનુભવ સિધ્ધ નુસખો છે.

(સંદર્ભ : નિગાહની હિફાઝત, લેખક : હઝરત મૌલાના કારી સિદ્દીક બાંદવી, સંપાદક મુફતી મુહમ્મદ સા.)

નજરની હિફાઝતના એહતેમામ–પ્રબંધનો એક વિચિત્ર અને અદ્ભુત પ્રસંગ છે.

હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ના સમયમાં હઝરત અબુ ઉબૈદા બિન જર્રાહ (રદિ.) જે અશ્રએ મુબશ્શરહમાંથી છે અને ઉચ્ચ પાયાના સહાબી છે. સિરીયાના વિજેતા છે. એટલે કે સિરીયાના ઘણા વિસ્તારો (પ્રદેશો)ના વિજયનું બહુમાન તેમને ફાળે જાય છે. બાદમાં તેઓ સિરીયાના ગવર્નર બન્યા. તેમનો બનાવ છે કે એક વખતે તેમને ગેર મુસ્લિમોના કિલ્લાઓ પર આક્રમણ કર્યુ અને કિલ્લો જીતી શકાયો નહીં અહિં સુધી કે જયારે કિલ્લામાંથી લોકોએ જોયું કે મુસલમાનોએ ખૂબ જ અડગતાથી ઘેરાવો કર્યો છે, તો તેઓએ એક પ્રપંચ (કાવતરૂ) કર્યો કે નગરનો દરવાજો જે તરફ ખુલતો હતો તે બાજુ મોટુ બજાર હતું, જેના બન્ને તરફ દુકાનો હતી, અને તે બજાર શાહી મહેલ સુધી વિસ્તરેલું હતુ. એ લોકોએ બજારની બન્ને બાજુ સૌંદર્યવાન સ્ત્રીઓને દુકાનો પર એક

એક કરી બેસાડી દીધી, અને એ સ્ત્રીઓને એ તાકીદ કરી કે જો આ મુજાહિદો – સૈનિકો પ્રવેશ કરતી વેળા તમારી છેડતી કરવા ચાહે અને તમારા સાથે કોઈ મામલો કરવા ચાહે તો તમે ના પાડશો નહીં,અને અટકાવશો નહીં તેની પાછળ તેમનું કારણ એ હતું કે આ લોકો હિજાઝના રહેવાસીઓ છે, મહીનાઓથી પોતાના ઘરોથી દૂર છે જયારે પ્રવેશ્યા પછી તેમને અચાનક સૌંદર્યવાન અને રૂપાળી સ્ત્રીઓ નજર આવશે તો આ લોકો તેમના તરફ આકર્ષિત થશે અને જયારે તેઓ મશ્ગુલ થશે તો તે વેળા અમે અચાનક પાછળથી હુમલો કરી દઈશું.

આયોજન કરી કિલ્લાના સુત્રધારે હઝરત અબુ ઉબૈદા બિન જર્રાહ (રદિ.)ને સંદેશો મોકલ્યો કે અમે એ હાર માની લીધી, હવે કિલ્લાનો દરવાજો તમારા માટે ખોલીએ છે તમે તમારા સૈન્યને લઈને કિલ્લામાં પ્રવેશી જાઓ. હઝરત અબુ ઉબૈદહ બિન જર્રાહ (રદિ.)ને આ સંદેશો મળ્યો. જયારે અલ્લાહ તઆલા ઈમાન અર્પણ કરે છે તો ઈમાની ફિરાસત (દુરંદેશી) પણ આપે છે.

હદીસ શરીફમાં હુઝૂર (સલ.)નો ઈર્શાદ છે :

اِتَّقُوا فِرَاسَةَ الْمُؤمِنِ فَاِنَّهٗ يَنْظُرُ بِنُوْرِ اللّٰهِ.

અર્થ:મો'મીનની દૂરંદેશીથી બચો કારણ કે તે અલ્લાહના નૂરથી જુએ છે.

તો હઝરત અબુ ઉબૈદા બિન જર્રાહ (રદિ.) આશ્ચર્યમાં પડયા કે આ લોકો હમણાં સુધી મુકાબલા–પ્રતિકાર માટે તૈયાર હતા અને દરવાજો ખોલી રહયા ન હતા અને હવે અચાનક આ શું થયું કે દરવાજો ખોલવાની ઓફર કરી અને સૈન્યને પ્રવેશની સંમતિ આપી દીધી ? તેમાં કોઈ ગડબડ જરૂર લાગે છે.

જેથી તેઓએ બધા સૈનિકોને એકત્ર કરી તેમની સામે ખુત્બો (પ્રવચન) આપ્યો અને કહયું કે અલ્લાહનો શુક્ર છે કે દુશ્મનોએ શરણાગતિ સ્વીકારી લીધી છે અને અમને પ્રવેશવાનું આમંત્રણ મળ્યું છે, તમે નિઃશંકપણે પ્રવેશો. પરંતુ હું તમારી સામે કુર્આને કરીમની એક આયત પઢું છું આ આયતને પઢતા અને અમલ કરતા દાખલ થજો, આ સમયે આપે આ આયત તિલાવત કરી.

قُل لِّلْمُؤْمِنِينَ يَغُضُّوا مِنْ أَبْصَارِهِمْ وَيَحْفَظُوا فُرُوجَهُمْ ذَٰلِكَ أَزْكَىٰ لَهُمْ

અર્થ : (હે નબી સલ. !) ઈમાનવાળા પુરુષોને ફરમાવી દો કે પોતાની નજર નીચી રાખે અને પોતાના ગુપ્ત ભાગોની સંભાળ રાખે, એમાં તેમના માટે વધારે સફાઈ છે.

જેથી આખું સૈન્ય કિલ્લામાં એવી શાનથી દાખલ થયું કે તેમની નજરો નીચે હતી, અને આવી હાલતમાં આખું બજાર પસાર થઈ ગયું અને શાહી મહેલ સુધી પહોંચી ગયા, કોઈએ ડાબે– જમણે આમતેમ આંખ ઉઠાવીને નજર કરી નહીં કે કયો ફિત્નો–ઉપદ્રવ દુકાનો પર તેમની પ્રતિક્ષા કરી રહયો છે.

જયારે નગરજનોએ આ દ્રશ્ય નિહાળ્યું તો પરસ્પર કહેવા લાગ્યા કે આ કઈ મખ્લુક છે ? એટલે કે જયારે કોઈ વિજેતા પ્રજા કોઈ શહેરમાં પ્રવેશે છે તો છાતી કાઢીની દાખલ થાય છે. આઝાદીના વાતાવરણમાં દાખલ થાય છે અને લુંટફાટ કરે છે,આબરૂ લૂંટે છે, પરંતુ આ લશ્કર વિચિત્ર શાનથી દાખલ થયું જો કે તેમના વડાએ કહી દીધું હતું કે નજરો નીચી રાખજો તો બધાની નજરો નીચી હતી અને આ હાલતમાં સમગ્ર લશ્કર તે બજાર પસાર કરી ગયું, શહેરના અનેક લોકો ફકત આ દ્રશ્ય જોઈને મુસલમાન થઈ ગયા. અલ્લાહએ તેમને ઈસ્લામની તૌફીક–પ્રેરણા અર્પણ કરી.

( ઈસ્લાહી ખુત્બાત : લેખક / મૌલના તકી ઉસ્માની (૧૫/ ૧૪૧ – ૧૪૩)

હઝરત ઈમામ અબૂ હનીફા (રહ.)નો અમલ પણ જોઈએ :

ખારીજા બિન મુસઅબ (રહ.) ફરમાવે છે કે હું હજમાં જવા લાગ્યો તો મારી બાંદી(દાસી) ઈમામ અબૂ હનીફા (રહ.) પાસે સોંપીને ગયો. મક્કા મુકર્રમામાં લગભગ ચાર મહીના રહયો. જયારે પરત ફર્યો તો ઈમામ અબૂ હનીફા રહ. ને પુછયું કે આપને આ બાંદીની સેવા અને અખ્લાક કેવા લાગ્યા ? આપે ફરમાવ્યું : જેણે કુર્આન પાક પઢયું તે લોકોના દીનના રક્ષણમાં લાગી ગયો. હલાલ હરામ બતાવવા લાગ્યો તે આ વાતનો મોહતાજ છે કે, પોતાની જાતને ફિત્નાઓથી બચાવે. ખુદાની કસમ ! મેં તમારી બાંદીને જયારથી તમે સોંપી છે ત્યારથી આજ સુધી જોઈ નથી.(શરઈ દ્રષ્ટિએ અજાણી બાંદીથી

પરદો નથી. જોવી જાઈઝ છે.)(હિદાયા : ૪ / ૪૯૨)

ખારિજા બિન મુસ્અબ (રહ.) કહે છે કે મેં દાસીને ઈમામ સાહબ (રહ.) અને તેમના ઘરેલું કર્યો વિશે પુછયું તો તે બોલી કે ઈમામ સાહબ જેવો માણસ તો મેં ન જોયો, ન સાંભળ્યો. આપે રાત યા દિવસમાં જનાબત–સહશયનનું ગુસલ કર્યુ હોય એવું મેં જોયું નથી. આપ જુમ્આના દિવસે ઘરેથી નીકળતા તો ફજરની નમાઝ પઢીને ઘરે આવતા તે દિવસે ચાશ્તની નમાઝ ટુંકી પઢતા કેમકે જુમ્આના દિવસે વહેલી સવારે જામા મસ્જિદ જવાનો મામુલ હતો. આપ ગુસલ ફરમાવતા, ખૂશ્બુ લગાવતા અને જુમ્આની નમાઝ માટે જતા, મેં હમેશાં આપને રોઝદાર જોયા છે. આપ રાતના છેલ્લા ભાગમાં(સેહરીના સમયે) ખાતા અને થોડો સમય આરામ કરતા પછી ફજરની નમાઝ માટે તશ્રિફ લઈ જતા.

હઝરત શેખ ફરીદુદ્દીન અત્તાર (રહ.) લખે છે કે..

"ઈમામ મુહમ્મદ બિન હસન શૈબાની (રહ.)(બાળપણમાં) ખૂબ જ સુંદર અને રૂપાળા હતા. ઈમામ સા. (રહ.) એ એકવાર એમને જોયા ત્યાર બાદ કદાપિ આંખ ઉઠાવી તેમની તરફ જોયું નથી. જયારે તેમને સબક પઢાવતા તો થાંભલાની પાછળ બેસાડતા કે સબક દરમિયાન તેમના ઉપર નજર પડે નહીં. (જવાહિર પારે :૨ /૨૩૩, અઝ મવ. નઈમુદીન બહવાલા ઉકુદુલ જિમાન વ તઝ્કિરતુલ ઔલિયા ૧ / ૧૮૮)

હઝરત મૌલાના સય્યિદ અબૂલ હસન અલી નદવી રહ. ફરમાવે છે :

" મેં ઓકસફર્ડ(જે ઈંગ્લેન્ડની મોટી યુનિવર્સિટી છે.)માં પ્રવચન આપ્યું ત્યાંના લોકો સામે ભારતનો એક પ્રસંગ વર્ણવ્યો કે ભારતના મજાહિદોએ જયારે પેશાવર જીત્યું તેના અમુક અઠવાડિયા બલકે મહીનાઓ પછી ત્યાં એક પઠાણે એક ભારતીયનો હાથ પકડયો( અવધનો કે કોઈ વિસ્તારનો હશે) અને કહેવા લાગ્યો કે મિયાં એક વાત પૂછું છું સાચો જવાબ આપજો કે શું તમારી ભારતીઓની દૂરની દ્રષ્ટિ ખામીયુકત હોય છે ? નબળી હોય છે ? દૂરની વસ્તુ જોઈ શકતા નથી ? તેણે જવાબ આપ્યો, અમે બધું જ જોઈ શકીએ છીએ. બોલ્યો : નહીં કોઈ વાત જરૂર છે, ભારતીયોની દૂરની દ્રષ્ટિ નબળી છે,

ભારતીય વ્યકિત બોલ્યો : એ તો કહો આ પુછવાની જરૂરત કેમ જણાઈ ? આવી વાત તો દરેક પુછતો નથી અને કોઈ પુછવાની બાબત પણ નથી તમે શા માટે પૂછી રહયા છો ? અમે પણ એવું જ જોઈ શકીએ છીએ જેવું તમે જોઈ શકો છો ! પણ આપ શા માટે પૂછો છો ?

પઠાણે કહયું કે એટલા માટે પૂછું છું કે અમે જાણીએ છીએ કે તમે લોકો મહીનાઓથી ઘરોથી નીકળયા છો અને તંદુરસ્ત છો, પોતાનું ઘર તેમજ પત્ની અને બાળકોને છોડીને નીકળ્યા છો માશાઅલ્લાહ સુંદર છો અમે તમારામાંથી કોઈને પણ  અજાણી સ્ત્રીઓ સામે નજર ઉઠાવી જોતા નથી, તમારી નજરો હમેશાં નીચી રહે છે. એક માણસની વાત હોય તો સમજયા, પણ બધા જ લોકો  શા માટે સ્ત્રીઓ અને છોકરીઓને નથી જોતા ? લોકો જાણે છે કે પેશાવરમાં સરહદી રાજયમાં સ્ત્રીઓનું સૌંદર્ય વધુ છે એટલે અહિંયા એવું આકર્ષણ છે કે જે લોકો જુએ તેના મનમાં તેનો વિચાર અને શોખ જન્મે. તો અમે વિચાર્યુ કે બે–ચાર ઝાહિદ–સંયમી હોઈ શકે, આબિદ હોય શકે. પરહેઝગાર હોઈ શકે પરંતુ સેનામાં તો લોકો સામાન્ય રીતે ઝાહિદ– સંયમી હોતા નથી, યુવાન–તંદુરસ્ત હોય છે અને વળી ઘરેથી દૂર. કોઈ પોતાની પત્નીથી બે વરસથી મળ્યો નથી, કોઈ ચાર વરસથી નથી મળ્યો તો કોઈ છ મહીનાથી નથી મળ્યો અને યુવાન પણ છો. કયારેક તો નજર ઉઠાવીનો જોતા કે અહિંયાની સ્ત્રીઓ કેવી હોય છે. જોવાથી થોડો સંતોષ માનતા, મજા લેતા, તો અમે સમજયા કે આ પરહેઝગારી અને ઝુહદ–સંયમની વાત નથી ; બલકે તેમની દિર્ઘદષ્ટિ નથી.(દૂરનું દેખાતુ નથી)

ભારતીયે જવાબ આપ્યો કે ના, અલ્હમ્દુલિલ્લાહ ! અમારી દૂરની નજર સારી છે પરંતુ અમારા ઈમાનની તરબીયત(કેળવણી)નું પરિણામ છે : કુર્આને કરીમની આયત ઉપર અમલ છે. અલ્લાહ તઆલા ફરમાવે છે.

قُل لِّلْمُؤْمِنِينَ يَغُضُّوا مِنْ أَبْصَارِهِمْ وَيَحْفَظُوا فُرُوجَهُمْ

અર્થ : (હે નબી સલ. !) ઈમાનવાળા પુરુષોને ફરમાવી દો કે પોતાની નજર નીચી રાખે અને  પોતાના ગુપ્ત ભાગોની સંભાળ રાખે,

સાંભળનારાઓને ખૂબ જ આશ્ચર્ય થયું અમે ત્યાંના ભારતના લોકોને

કહયું તમે નમૂનો બતાવો, લોકોને આનો શોખ જન્મે કે આ વસ્તુ કયાંથી આવી? આ લોકો ઘરેથી દૂર રહીને આટલા સમયથી અહિંયા શિક્ષણ મેળવી રહયા છે. કોઈ બી.એ કરી રહયો છે, કોઈ બી.એસ.સી.માં અભ્યાસ કરી રહયો છે, કોઈ એમ.એસ. સી. ભણી રહયો છે, કોઈને ચાર વર્ષ, કોઈને છ વર્ષ થયા, અને અહિંથી ભારત જવામાં વધુ ખર્ચ થાય છે અને તેમનામાંથી ઘણાના લગ્ન થયા નથી અને અહીંની સ્ત્રીઓ સૌંદર્યમાં પ્રખ્યાત છે, સમગ્ર વિશ્વમાં અને ભારતમાં લોકો ખૂબ આકર્ષાયને અતિ શોખથી તેઓને જોતા હતા, અહીં કેમ નથી જોતા ? તેઓમાં આ પ્રશ્ન ઉદ્‌ભવે પછી તે સમજે કે આ ઈસ્લામનો પ્રભાવ છે આ ઈસ્લામી કેળવણીનો પ્રભાવ છે.

(સંદર્ભ : ખુત્બાતે અલી મિયાં રહ. :૧૪૨ / ૧૪૩)

હદીસમાં છે કે આપ (સલ.)એ ફરમાવ્યું :

اِضۡمِنُوۡالِیۡ سِتًّا اَضۡمَنۡ لَکُمُ الۡجَنَّةَ : اُصۡدُقُوۡااِذاحَدَّثۡتُمۡ، وَاَوۡفُوۡا اِذَاوَعَدتُّمۡ، وَاَدُّوا

اِذَااؤۡتُمِنۡتُمۡ، وَاحۡفَظُوۡا فُرُوۡجَکُمۡ، وَغُضُّوۡااَبۡصَارَکُمۡ، وَکُفُّوۡا اَیۡدِیَکُمۡ .

અર્થ : તમે મને છ વાતોનું વચન આપો હું તમને જન્નતનું વચન આપું છું, જયારે બોલો તો સત્ય બોલો, જયારે વાયદો કરો તો પુરો કરો, જયારે અમાનત (થાપણ) મુકવામાં આવે (તો) અદા કરો. પોતાના ગુપ્તાંગો–શરમગાહોની રક્ષા કરો, પોતાની નજરો નીચી રાખો, પોતાના હાથ અન્યોને તકલીફ પહોંચાડવાથી રોકી રાખો.

હજ્જતુલ્ વિદાઅના મોકા નિમિત્તે દસ ઝિલહજ્જના દિવસે અલ્લાહના રસૂલ (સલ.)એ હઝરત ફઝલ બિન અબ્બાસને પોતાની સવારી ઉપર પાછળ બેસાડયા, હઝરત ફઝલ (રદિ.) ખૂબસૂરત યુવાન હતા, ખષઅમની એક સ્ત્રી આપ (સલ.)ને કઈ પુછવા આવી, તેના સૌંદર્યને નિહાળી હઝરત ફઝલ (રદિ.) તેણી તરફ જોવા લાગ્યા, આપ(સલ.)એ હઝરત ફઝલ(રદિ.)નો ચેહરો બીજી બાજુ કરી દીધો; જેથી તે પોતાની નજરની હિફાઝત કરી શકે.

(મુસ્લિમ, કિતાબુલ હજ્જઃ હદીસ નં : ૧૩૩૪)

**હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.) નું કથન છે :**

حِفۡظُ الۡبَصَرِ اَشَدُّ مِنۡ حِفۡظِ اللِّسَانِ، وَمَامِنۡ نَظۡرَةٍ اِلَّاوَلِلشَّيۡطَانِ فِيۡهَا مَطۡمَعٌ

**અર્થ : નજરની હિફાઝત, ઝબાનની હિફાઝતના મુકાબલામાં અત્યંત મુશ્કેલ છે, દરેક નજર સાથે શૈતાની શહવત–વાસના અને લાલચ જરૂર લાગેલી હોય છે. (અત્તરગીબ વત્તરહીબ : ૩ / ૩૬)**

**હઝરત અનસ (રદિ.)નું કથન છે.**

اِذَامَرَّتۡ بِكَ اِمۡرَأَةٌ فَغَمِّضۡ عَيۡنَيۡكَ حَتّٰى تُجَاوِزَكَ

**અર્થ : જયારે તમારી પાસેથી કોઈ સ્ત્રી પસાર થાય તો પોતાની નજરોને નીચી કરી લો, ત્યાં સુધી કે તે પસાર થઈ જાય.** (ઈબ્ને અબીદુનિયા : ૬૬)

**હઝરત હસન બસરી (રહ.)થી કહેવામાં આવ્યું કે અજમી(બિન આરબ) સ્ત્રીઓ પોતાની છાતીઓ અને માથાના વાળ ખુલ્લા રાખે છે તો તેઓએ કહયું, કે પછી આપણી જવાબદારી એ છે કે આપણે પોતાની નજરો બચાવીએ અને કુર્આનના આદેશો પર અમલ કરીએ.**

**(અઝ્‌વાઉલ બયાન લિશ્શન્કીતી : ૬ /૧૯૦)**

**હઝરત વકીઅ બિન જર્રાહ (રહ.) ફરમાવે છે કે અમે હઝરત સુફિયાન ષૌરી (રહ.) સાથે ઈદની નમાઝ પઢવા માટે નીકળ્યા તો ફરમાવ્યું : આજે સૌ પ્રથમ અને જરૂરી કામ નજરોની હિફાઝત રાખવાનું છે. (અલ વરઅઃ ૬૩)**

**એક બુઝુર્ગનું કથન છે :**

"مَنۡ عَمَّر ظَاهِرَهٗ بِاِتِّبَاعِ السُّنَّةِ، وَبَاطِنَهٗ بِدَوَامِ الۡمُرَاقَبَةِ، وَغَضَّ بَصَرَهٗ، وَكَفَّ نَفۡسَهٗ عَنِ الشَّهَوَاتِ، وَاَكَلَ الۡحَلَالَ لَمۡ تُخۡطِئۡ لَهٗ فِرَاسَةٌ، وَاَوۡرَثَهُ اللّٰهُ نُوۡرًا فِيۡ بَصِيۡرَتِهٖ.

**અર્થ : જે માણસ પોતાના જાહેર–બાહ્યને સુન્નતના અનુસરણથી અને બાતિન(આંતરિક)ને દરેક સમયે અલ્લાહના ધ્યાનથી આબાદ રાખે, પોતાની નજરોની હિફાઝત કરે, પોતાની જાતને વાસનાઓથી બચાવે, હલાલ કમાણી ખાય, તેની ઈમાની દૂરંદેશી (ફિરાસત) કયારેય ભુલ કરી શકતી નથી અને**

અલ્લાહ તઆલા તેને બસિરતના નૂર–બુદ્ધિમત્તાના પ્રકાશથી નવાજશે.

મારા મુરશિદ–ગુરૂ હઝરત અકદસ મવલાના શાહ હકીમ મુહમ્મદ અખ્તર સા.(રહ.)એ એક પ્રવચનમાં ફરમાવ્યું :

"નામહરમ સ્ત્રીઓને જુઓ નહીં, તેની એક તાષીર હદીસ પાકમાં બયાન થઈ છે, તેથી બહાદુર ન બનો, અલ્લાહના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે સ્ત્રીઓ અડધી બુધ્દ્રિની હોય છે, પરંતુ મોટા મોટા બુદ્ધિશાળીઓની બુદ્ધિ ઉડાવી દે છે. તેથી તેઓને જોશો તો ફાકિદુલ અકલ, મહરૂમુલ અકલ, ગાયેબુલ અકલ(મંદબુધ્દ્રિ,બુધ્દ્રિથી વંચિત,અબુદ્ધિ) થઈ જશો. એટલે કે બુદ્ધિ ગાયબ થઈ જશે. ગાંડા જેવા થઈ જશો, નશો તેથી જ હરામ છે કે નશામાં બુદ્ધિ સલામત રહેતી નથી.મા અને બહેનની તમીઝ રહેતી નથી. દારૂ બુદ્ધિને નષ્ટ કરે છે, તેથી હરામ છે. એવી જ રીતે ખુબસુરત વ્યકિતઓને જવાથી બુદ્ધિ નષ્ટ થઈ જાય. જેથી બદનજરી હરામ છે. (પરદેશમેં તઝકિરએ વતન :૨૮૫)

બુઝુર્ગોએ સ્પષ્ટતા કરી છે કે બદનિગાહીથી એહતિમામ કરી વારંવાર બચવાથી નફસને વારેવારે દુઃખ થાય છે. જેના લઈ આત્મામાં વારંવાર નૂર ઉત્પન્ન થાય છે.

હઝરત મવ.થાનવી (રહ.)ના કથન મુજબ :

" ખુદાના માર્ગમાં જયારે શરીરને પિડા થાય છે તો દિલમાં નૂર બને છે." (રૂહ કી બિમારીયાં : ૭૨)

વિદ્વાનોએ આ બાબતે ભાર મુકયો છે કે બદનજરીથી બચતી વેળાએ અમુક લોકો નજર તો નીચી કરી લે છે. પરંતુ મનમાં ખ્યાલ વડે મજા માણે છે. જેથી આંખોની હિફાઝત ઉપરાંત દિલ(મન)ની પણ હિફાઝતની કાળજી રાખવી જોઈએ.

તાત્પર્ય એ કે નજરની હિફાઝત દરેક ઈમાનવાળા પાસેથી ઈમાનની પાયાની માંગણી છે.

# નજરની હિફાઝત અને આપણી જવાબદારી

બદનજરી શયતાનના તે ઝેરીલા અને ખતરનાર હથિયારોમાંથી છે જે માણસને બેરાહ(અવળા માર્ગે) અને વાસના ભુખ્યો બનાવવામાં કોઈ ખામી છોડતો નથી. વર્તમાન યુગમાં પરિસ્થિતિ એ છે કે દિલોમાંથી અલ્લાહનો ડર નીકળી ગયો છે, હરામકારીની હિંમત લોકોમાં વધી ગઈ છે. પવિત્ર (નેક) કાર્યો–કર્મોનું તત્વ મુશ્કેલ છે. બેહયાઈ(નિર્લજ્જતા) અને બદકારીનું ચલણ છે.

આખા સમાજમાં અને માહોલમાં ચારે દિશામાં બે પર્દગી અને નિર્લજ્જતા એટલી સામાન્ય છે કે શરાફત અને હયા–લજ્જાનું મહત્વ નષ્ટ થઈ રહયું છે. આવા ગંભીર માહોલમાં માણસ પોતાના ઈમાન અને અડગ મનથી જ કરી શકે છે. ખાસ કરીને ઈમાનવાળાઓ પોતાની નજરોની હિફાઝત કરી લે તો તેમાં ઈન્શાઅલ્લાહ વાયદો છે કે તે પોતાના ઈમાન અને અમલની ફિહાઝતમાં સફળતા મેળવશે. નજરની હિફાઝત ખુબ જ મુશ્કેલ અને હિમ્મતભર્યુ કામ જરૂર છે, પરંતુ તેની બરકતો અને સારા પરિણામો પણ પુષ્કળ છે.

(૧) દુનિયા અને આખેરતની સફળતાઓની પ્રાપ્તિ ત્યારે જ શકય છે જયારે ઈમાન– આસ્થાની મીઠાશ, મુજાહદા–પરિશ્રમની મજા, સહનશીલતા, અને વાસના ઉપર કાબૂ મેળવવામાં આવે.

એક શાયરના મત મુજબ :

لَيۡسَ الشَّجَاعُ الَّذِیۡ يَحۡمِیۡ مَطِيَّتَهُ     يَوۡمَ النِّزَالِ وَنَارُ الۡحَرۡبِ تَشۡتَعِلُ

لٰكِنۡ فَتًی غَضَّ طَرۡفًا أَوۡثَنیٰ بَصَراً     عَنِ الۡحَرَامِ فَذَاکَ الۡفَارِسُ الۡبَطَلُ

અર્થ : બહાદૂર તે નથી જે યુધ્ધ દરમિયાન, યુધ્ધના અંગારા ઝરે તે સમયે પોતાની સવારીની રક્ષા કરે; બલ્કે ખરેખર બહાદૂર શેહસવાર અને મુજાહિદ તે જવાન છે જે હરામથી પોતાની નજરની રક્ષા કરે અને બદનજરીમાં સપડાવાથી પોતાની જાતને બચાવી લે.

કુર્આને કરીમમાં وَخُلِقَ الۡاِنۡسَانُ ضَعِيۡفاً (માણસને કમજોર પૈદા

કરવામાં આવેલ છે.) વડે માણસની કમઝોરીને વર્ણવવામાં આવી છે હઝરત સુફયાન ષૌરી (રહ.)ના કથન અનુસાર માણસની કમઝોરીનો એનાથી મોટો પુરાવો કયો હોઈ શકે કે કોઈ સ્ત્રી,પુરુષ પાસેથી પસાર થાય અને પુરુષ પોતાની નજર અને આવેગની હિફાઝત ન કરી શકે. શહવાનીયત–વાસનાપૂર્તિ તેના પર વિજયી થઈ જાય અને તે બદનજરીમાં લાગી જાય.

(ઝમ્મુલ હવા લિઈબ્ને અલ જવઝી : ૭૮)

પરંતુ ઈમાનવાળાઓ જો ઈમાનમાં મજબુત (અડગ) બની જાય તો તેમના માટે બદનજરી અને વાસનાથી બચવું મુશ્કેલ નથી. તેથી અહાદીસમાં શકિતશાળી મો'મીનને નબળા મો'મીન કરતા શ્રેષ્ઠ દર્શાવાયો છે. (મુસ્લિમ)

(૨) ઈમાની ફિરાસત(દુરંદેશી) અલ્લાહ તઆલાની એક મહાન નેઅમત છે, ભલાઈ અને બુરાઈ, હક અને બાતિલ (નાહક), યોગ્ય અને અયોગ્ય વચ્ચે ભેદ પારખવા નું કામ ઈમાની ફિરાસતથી જ પાર પાડી શકાય છે અને હકીકત છે કે આ દોલત નજરોની હિફાઝતથી જ મળે છે.

અલ્લામા ઈબ્ને શુજાઅ કિરમાની રહ.નું ફરમાન છે :

''જે મુસલમાન પોતાના જાહેરમાં સુન્નતોની પેરવી કરનાર અને અંતઃકરણથી અલ્લાહને દરેક સમયે યાદ કરનાર હોય, જે પોતાની નજરોને હરામથી બચાવે પોતાની જાતને શહવાનીયત–વાસનાથી બચાવે, અને હલાલ– અવર્જિત ખાવાની કાળજી રાખે, તેને એવી ઈમાની ફિરાસત મળે છે જે તેને ગુનાહોથી બચાવે છે.(ઈગાષતુલ લિહફાન : ૫૯)

ઈમામ ઈબ્ને કય્યિમ રહ.એ નજરની હિફાઝતના પરિણામે ફિરાસત–દિર્ઘદષ્ટિની નેઅમત મળવાની હિકમત રજુ કરી છે.

'' તેનું રહસ્ય એ છે કે અલ્લાહની સુન્નત મુજબ બદલો અમલના પ્રકારમાં મળે છે, હવે બંદો પોતાની નજરો બુરાઈથી બચાવે છે, અલ્લાહ તેને તેના પ્રકારનો શ્રેષ્ઠ બદલો આપે છે. એટલે કે તેને પોતાની બસારતનું નુર–આંખોની રોશનીને હરામથી બચાવ્યું છે, તેથી અલ્લાહ તેને બસીરતનું નુર–દિલની રોશની અર્પણ કરે છે. તેનું દિલ અરીસાની માફક સાફ થઈ જાય છે, અને તેના દિલની બસીરત અને ઈમાની દૂરંદેશીથી ગુનાહોની ગંદકી અને

ભયથી સચેત અને જાગૃત કરે છે અને ગુનાહોની ખીણોથી બચાવે છે.

(ઈગાષતુલ લિહફાન : ૬૦)

આપણા ઈતિહાસમાં તેનું અનોખુ ઉદાહરણ 'ઝૂન્નૂરૈન'' ઉસ્માન ગની (રદિ.)નું મહાન વ્યકિતત્વ છે. સહાબા(રદિ.)ની જમાતમાં પાકદામની અને હયા–લજ્જાની દષ્ટિએ તેમનું સ્થાન સૌથી ઉચ્ચ છે. તેમની હયા, નજરની હિફાઝત, પવિત્ર કાર્યો અને સ્વચ્છ ચરિત્રના કારણે અલ્લાહે તેમણે બાતિની બસિરત–અંતરાત્માની રોશની અને ઈમાની દુરંદેશીની તે નેઅમત અર્પી હતી જે ઉદાહણીય હતી.

રિવાયતોમાં આવે છે કે એક વખતે તેમની સેવામાં એક માણસ આવ્યો, હઝરત ઉસ્માન (રદિ.)ની દુરંદેશીએ તેમને જણાવી દીધું કે આ માણસ બદનજરીનો રોગી છે આપ (રદિ.)એ ફરમાવ્યું

'' મારી પાસે તમારામાંથી કોઈ આવે છે જયારે કે તેની આંખો તેના ઝિના–વ્યભિચારની સાક્ષી આપી છે'' આ વાત ઉપર તે સાહબ બોલ્યો કે શું નબી (સલ.) પછી પણ વહીનો પરંપરા ચાલુ છે ? હઝરત ઉસ્માન (રદિ.)એ ફરમાવ્યું ના, આ વહી નથી સાચી ફિરાસત(દૂરંદેશી) છે.

(અત્તરકુલ હિકમિય્યહ લિઈબ્નુલ કય્યિમ : ૪૩)

(૩) દરેક સમયે ઉશ્કેરનાર શૈતાનથી દિલની હિફાઝત કરવામાં આવે તો જ માણસ પવિત્ર(નેક) અમલવાળો રહી શકે છે, માણસના દિલનું ઉદાહરણ ઘર જેવું છે અને નજર તે ઘરના દરવાજાની જેમ છે. ચોર ઘરમાં તે સમયે આવે છે જયારે દરવાજો ખુલ્લો રહે છે, જો નજરો આવારા, આઝાદ અને બેકાબૂ રહેશે તો દિલનું ઘર શૈતાની અને વાસનાની અસરોથી બચેલું રહેશે નહીં, ઈમામનું નુર અને પરહેઝગારીનું તત્વ બંને નષ્ટ થઈ જશે એટલે હદીસોમાં નજરોની હિફાઝત પર ખુબ જ ભાર મુકવામાં આવ્યો છે. આપ (સલ.)ને અચાનક પડનારી નજર વિશે પુછવામાં આવ્યું તો આપ (સલ.)એ ફરમાવ્યું :

اِصْرِفْ بَصَرَكَ

તર્જુમો :દરેક હાલતમાં નજરની હિફાઝત કરતા રહો. (મુસ્લિમ)

(૪) નજરની હિફાઝતનો તત્કાળ લાભ અલ્લાહના આદેશોનું પાલન

અને સુન્નતના અનુસરણની બરકત અને લજ્જતોના સ્વરૂપે મળે છે. માણસની સફળતનું રહસ્ય માણસના સર્જનહાર કરતા કોઈ વધારે જાણી શકે છે ? કુર્આને કરીમમાં આદેશ છે :

قُل لِّلْمُؤْمِنِينَ يَغُضُّوا مِنْ أَبْصَارِهِمْ وَيَحْفَظُوا فُرُوجَهُمْ ذَٰلِكَ أَزْكَىٰ لَهُمْ إِنَّ اللَّهَ خَبِيرٌ بِمَا يَصْنَعُونَ

અર્થ : આપ ઈમાનવાળાઓને કહી આપો કે તેઓ પોતાની નજરો નીચી રાખે, અને પોતાની શર્મગાહોની હિફાઝત કરે તેમાં તેની પવિત્રતા છે.

(સૂ.નૂર : ૩૦)

ઈમામ ગઝાલી (રહ.) ફરમાવે છે :

" મે આ આયતમાં ખુબ જ મનન – ચિંતન કર્યુ આ આયત શબ્દની દષ્ટિએ ટુંકી જરૂર છે, પરંતુ માફી અને ઓળખ અને વાસ્તવિકતાની એક દુનિયા તેમાં છુપાયેલી છે, આયતનો પ્રથમ ભાગ શિષ્ટ પર આધારિત છે, જેમાં નીચી નજર અને પાકદામની–પવિત્રતાનો સ્પષ્ટ આદેશ છે. બીજો ભાગ (ચેતવણી દર્શાવવા)ના અર્થમાં છે. જેમાં સ્પષ્ટ શબ્દોમાં કહેવામાં આવ્યું છે કે દિલની પવિત્રતા અને આજ્ઞાપાલનની બરકત નીચી નજર કરવી અને પાકદમનીથી સંબંધ ધરાવે છે. ત્રીજો ટુકડો ધમકી અને ડરાવવા ઉપર આધારિત છે. જેમાં અલ્લાહ મનુષ્યોને પોતાના આદેશ પાલન પ્રતિ ધ્યાન આપવા માટે કે પોતે અલ્લાહ ખબર રાખનાર અને (દુનિયાની દરેક વસ્તુનો) જાણકાર હોવાની ઓળખનું વર્ણન કરે છે. અને(તેના)આદેશોના ઉલ્લંઘનથી ડરાવે છે.(મિન્હાજુલ આબિદીન લિલ ગિઝાલી (રહ.):૩૧)

(૫) બદનજરી અને શહવાનીયત–વાસનાપૂર્તિની ગંદકીના માહોલમાં આપણા માટે આપણા તે વડીલોના અમલો માર્ગદર્શક અને અમલી નમુના છે, જેઓએ પોતાના નફસ પર નિયંત્રણ મેળવી તમામ મુજાહદા સહિત પોતાની નજરોની હિફાજત કરી અને તેનાથી દુનિયા અને આખેરતની દરેક સફળતા મેળવી.

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદિ.)ના મહાન શિષ્ય હઝરત રબીઅ બિન ખયષમ (રહ.) વિશે આવે છે કે તેઓ નજરને દરેક ઘડીએ એટલી નીચે

રાખતા કે પોતાની પાસેથી કોઈ સ્ત્રી પસાર થતી તે તો એમ સમજતી કે આ માણસ આંધળા છે.

હઝરત હસ્સાન બિન અબી સિનાન રહ. વિશે છે કે એક વાર ઈદના અવસરે નમાઝ પૂર્ણ કર્યા પછી તેમના મિત્રોએ ફરિયાદ કરી કે આ ઈદમાં સ્ત્રીઓની સંખ્યા ખુબ વધુ હતી, આ યોગ્ય ન કહેવાય, તેઓએ જવાબ આપ્યો કે મારી નજર તો આજે કોઈ પણ સ્ત્રી પર પડી નથી, આ તેમની અત્યંત કાળજી અને પાકદામનીની નિશાની છે.

વિખ્યાત ઝાહીદ હઝરત દાઉદ બિન અબ્દુલ્લાહ બસરા(શહેર) આવ્યા. પોતાના એક મિત્રના ઘરે રોકાયા, મિત્રની પત્ની "ઝુરકા" ખુબ જ સૌંદર્યવાન હતી, મિત્ર કોઈ જરૂરતથી સફરે જવા લાગ્યો, તો પત્નીને મહેમાનની દેખરેખ રાખવાની તાકીદ કરીને ગયો. થોડા સમય પછી જયારે મિત્ર મુસાફરીથી પરત ફર્યો તો (મિત્રએ) હઝરત દાઉદને પુછયું કે શું ઝુરકાએ તમારી બરાબર કાળજી રાખી કે નહીં ? હઝરત દાઉદે કહયું કે કોણ ઝુરકા ? તેણે કહયું કે મારી પત્ની "ઝુરકા" ! હઝરત દાઉદે કહયું, ન મેં તેને જોઈ છે અને ન તો હું તેને ઓળખુ છુ. (તો) મિત્રએ પોતાની પત્નીને ધમકાવી કે તે (મારા) મહેમાનની કાળજી કેમ રાખી નહીં ? પત્નીએ કહયું : તે(તો) અંધ છે. નજર ઊંચી કરીને કદી જોતા જ નથી. (ઝમ્મુલ હવા : ૭૭)

ઈમામ મુહમ્મદ બિન સીરીન (રહ.) ફરમાવે છે :

" મેં ઊંઘતા અને જાગતા બંન્ને હાલતોમાં કયારેય પોતાની પત્ની સિવાય બીજી સ્ત્રીથી નજીક થવાનું પસંદ નથી કર્યુ. સ્વપ્નમાં પણ કોઈ સ્ત્રી દેખાતી તો હરામ સમજીને નજર નીચી કરી દઉ છું.

(અશશિકવા લિશ્શઆલબી :૧૦૩)

હઝરત ઉબૈદ બિન ઉમેર મક્કાના પ્રખ્યાત વકતા,ખતીબ અને મોટા તાબેઈ થઈ ગયા, તેમના સમયમાં મક્કામાં એક અત્યંત સૌંદર્યવાન સ્ત્રી હતી તેને તેના રૂપ પર ખુબ જ ગર્વ હતો, એક વાર તેણીએ પોતાના પતિને કહયું કે કોઈ એવી વ્યકિત છે, જે મારા રૂપથી પાગલ નહીં થાય ?પતિએ કહયું, હા, ઉબૈદ બિન ઉમેર તારા રૂપથી કદીયે પાગલ નહીં થાય, તેણીએ કહયું હું મારૂ શસ્ત્ર અજમાવી જોવું ? પતિએ કહયું : ઠીક છે. તે સ્ત્રી મસ્અલો પુછવાના બહાને મસ્જિદે હરામમાં આવે છે. ઈશારાથી હઝરત ઉબેદને એક ખુણામાં લઈ

જાય છે, પોતાનો ચેહરો ખોલી નાંખે છે, હઝરત ઉબૈદ ફરમાવે છે કે ખુદાની બંદી, ખુદાથી ડર, તે સ્ત્રી ઝિનાની દાવત આપે છે, ઉબૈદ બિન ઉમેર કહે છે પહેલા મારા અમુક સવાલોના જવાબ આપ.

(૧) જો મલિકુલ મૌત તારી પાસે રૂહ કબ્ઝ કરવા માટે આવી પડે તો તું એ વાતને પસંદ કરીશ કે હું તારી સાથે ઝિના કરૂં ? તે સ્ત્રી બોલી; નહીં.

(૨) તને કબરમાં દફન કરી દેવામાં આવે, મુન્કર,નકીર(ફરિશ્તા) સવાલો કરી રહયા હોય, શું એ વેળા તને બદકારી સારી લાગશે ? તે સ્ત્રી બોલી; બિલ્કુલ નહીં.

(૩) હશ્રનું મેદાન હોય, દરેક પોત પોતાની ઉલજનોમાં પડયો હોય(નફસા નફસીનો આલમ હોય) આમાલનામું મળવાનું હોય, તને ખબર ન હોય કે આમાલનામુ જમણા હાથમાં મળશે કે ડાબા હાથમાં તો શું તને તે વેળાએ ઝિનાનો અમલ પસંદ હશે ? તે બોલી, બિલ્કુલ નહીં.

(૪) હશ્રના મેદાનમાં હિસાબની જગ્યાએ અલ્લાહ તઆલા તારા આમાલનો હિસાબ લઈ રહયો હોય, શું એ વેળાએ તુ બદકારીનો મોકો આપી શકીશ ? તે બોલી, ખુદાની કસમ કયારેય નહીં.

તે (સૌંદર્યવાન) સ્ત્રી આટલું સાંભળતા જ રડવા લાગી, તેણે ગુનાહોથી તોબા કરી, ત્યારથી જ તેના જીવનમાં પરિવર્તન આવ્યું.

(ઝમ્મુલ હવા : ૨૧૦ / ૨૧૧)

હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝ (રહ.) બદનજરી–કુદષ્ટિ કરનારાઓને સંબોધીને કહે છે :

"એ નજરોને આઝાદ રાખવા વાળા ! જો તમને બદનજરીના પાપની ખબર પડે તો આંખની જગ્યાએ આગના અંગારા રાખવાનું તમે પસંદ કરશો, પરંતુ બદનજરી કરવાનું પસંદ કરો નહીં."

હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝનું ફરમાન રહિત માહોલમાં જીવી રહેલ લોકો માટે બોધનો મોટો સામાન છે. અને પયગામ આપી રહયો છે કે નજરોની હિફાઝત વિના ન અલ્લાહની રહમતોનો હકદાર બની શકે છે ન તો ઈમાન સલામાત રાખી શકાય છે ! કાશ ! આપણે આ કિંમતી નસિહત પર મનન – ચિંતન કરતા અને પોતાની સુધારણા માટે સંકલ્પ કરતા.

## નજર, વિચાર, વાણી અને ગુપ્તાંગની હિફાઝત

# અસલ પવિત્રતા છે

ઝિના (વ્યભિચાર) અને દુષ્કૃત્ય અત્યંત ખરાબ પાપ છે. તેની ખરાબીઓ અને દુષ્ટ પરિણામો સમગ્ર વિશ્વ વ્યવસ્થાને પ્રભાવિત કરે છે. હત્યા, લૂંટફાટ અને બગાડની તમામ રૂપો આ પાપના પરિણામે અસ્તિત્વમાં આવે છે.હઝરત ઈમામ અહમદ બિન હમ્બલ (રહ.) નોંધે છે, કે નાહક હત્યા પછી સૌથી દુષ્ટ પાપ ઝિના અને બદકારીનો ગુનોહ છે.

(અલ જવાબુલ કાફી લિઈબ્નુલ કય્યિમ : ૨૨૩)

માટે કુર્આનમાં એ પણ સ્પષ્ટતા આવી છે કે ગુપ્તાંગોની હિફાઝત ન રાખવી દુનિયા અને આખેરતની સફળતાથી વંચિતતા, શરઈ હદોને ઓળંગવી તે ધિકકાર પાત્ર કૃત્ય છે. (અલ ફુલકાન : ૬૮ – ૭૦)

વ્યભિચાર અને બદકારીના કૃત્યનો આરંભ બદનજરીથી થાય છે. બદનજરી ખરાબ વિચારોને આમંત્રિત કરે છે. ત્યાર પછી માનવી બદકારીના માર્ગ તરફ વળે છે અને તેના પર ચાલવા લાગે છે.પરિણામે ઝિનામાં સપડાય છે.

ઈમામ ઈબ્ને કય્યિમ (રહ.)એ સાચું જ લખ્યું છે :

مَنْ حَفِظَ هٰذِهِ الْاَرْبَعَةَ، أَحْرَزَدِيْنَهٗ،اَللَّحَظَاتِ، وَالْخَطَرَاتِ، وَاللَّفَظَاتِ،

وَالْخُطُوَاتِ، فَيَنْبَغِيْ لِلْعَبْدِاَنْ يَّكُوْنَ بَوَّابَ نَفْسِهٖ عَلٰى هٰذِهِ الْاَبْوَابِ الْاَرْبَعَةِ،

وَيُلَازِمُ الرِّبَاطَ عَلٰى ثُغُوْرِهَا، فَمِنْهَايَدْخُلُ عَلَيْهِ الْعَدُوُّ۔

અર્થ : જે માણસ પોતાની નજર,વિચારો, શબ્દો અને પગ(કદમ) ચારેવની હિફાઝત કરી લે, તે પોતાના દીનની હિફાઝત કરી લે છે, માટે માનવીએ આ ચારેવ દરવાજાઓની રક્ષા કરવી જોઈએ. આ સરહદોની અવશ્ય હિફાઝત કરે, શત્રુઓ આ જ માર્ગે પ્રવેશ કરે છે અને ગુનાહમાં સંડોવે છે. માટે અત્યંત ધ્યાન આપવાની જરૂરત છે.(અલજવાબુલ કાફી :૨૨૫)

અસરારે શરીઅતના વિખ્યાત આલિમ ઈમામ ઈબ્ને કચ્યિમ (રહ.)એ ઉકત કથનના આધારે(૧) નજરનો ઝિના (૨) મનન – ચિંતનનો ઝિના(૩) વાણીનો ઝિના અને (૪) પગનો ઝિના(અસલ ઝિના)માં વિભાજિત કર્યુ છે અને તેની વિગતે ચર્ચા કરી છે, નીચે તેનું વિવરણ રજૂ કરેલ છે.

## નજરનો ઝિના–વ્યભિચાર

નજર વાસનાનો પ્રતિનિધિ અને સંદેશાવાહક છે. નજરની હિફાઝત જ શર્મગાહ–ગુપ્તાંગોની હિફાઝત ઉપર નિર્ભર છે. નજરોની આઝાદી અંતે વિનાશ અને ગુનાહોમાં સપડાવે છે. હદીસોમાં બદનજરીથી બચવું અને નજરોની હિફાઝતની સ્પષ્ટતા અનેક જગ્યાએ એટલા માટે કરેલ છે કે બદનજરી દિલમાં ખોટા વિચારો ઉત્પન્ન કરે છે. વાસનાઓને ભડકાવે છે, જેના લઈ ગુનાહનો ઈરાદો મજબુત થાય છે. પછી જો અલ્લાહની કૃપાથી કોઈ મજબુત અવરોધ ગુનાહમાં ન હોય તો ગુનોહ કરવામાં કોઈ કસર બાકી રહેતી નથી.

વર્તમાન સમાજમાં નજરના ઝિનાના કારણો એટલા સામાન્ય થઈ ગયા છે કે જીવનની આવશ્યકતાઓ સુધ્ધા સુરક્ષિત નથી. નજરોની હિફાઝત રાખીને રસ્તે ચાલવું, બજારમાંથી પસાર થવું, જરૂરી ઉપયોગી વસ્તુઓ ખરીદવી અને ઉપયોગ કરવો પ્રચાર – પ્રચાર માધ્યમો વિશેષરૂપે વર્તમાનપત્રોનું વાંચન પણ ખુબ જ મુશ્કેલ થઈ રહયું છે, આવી પરિસ્થિતિમાં કેટલી દરકાર અને કાળજી રાખવી જોઈએ તે સ્પષ્ટ છે. તેથી જ હદીસમાં છે :

كَتِبَ عَلٰى اِبْنِ آدَمَ نَصِيْبُهٗ مِنَ الزِّنَا،مُدْرِكٌ ذٰلِكَ لَامَحَالَةَ، اَلْعَيْنَانِ زِنَاهُمَاالنَّظْرُ، وَالْاُذُنَانِ زِنَاهُمَاالْاِسْتِمَاعُ، وَاللِّسَانُ زِنَاهُ الْكَلَامُ، وَالْيَدُزِنَاهَا الْبَطْشُ، وَالرِّجْلُ زِنَاهَاالْخَطٰى وَالْقَلْبُ يَهْوَى وَيَتَمَنّٰى، وَيُصَدِّقُ ذٰلِكَ الْفَرْجُ وَيُكَذِّبُهٗ.

અર્થ : મનુષ્ય પર ઝિનામાંથી તેનો હિસ્સો જરૂરી કરી દેવામાં આવ્યો છે, જે તે જરૂરથી મેળવીને જ રહેશે. આંખોનો ઝિના(બુરી) નજરથી જોવું છે, કાનોનો ઝિના(ના જાઈઝ વસ્તુ) સાંભળવું તે છે, વાણીનો ઝિના(બુરી) વાતો કરવી છે, હાથનો ઝિના પકડવું તે છે અને પગનો ઝિના પગ મુકવો તે છે, દિલ

ઈચ્છા કરે છે અને શર્મગાહ તે ઈચ્છાને (પૂર્ણ કરીને) સાચું થવા (પૂર્ણ ન કરીને) ખોટું ઠેરવે છે. (મિશ્કાતુલ મશાબીહ :બાબ અલઈમાન બિલકદ્ર)

## વિચારોનો ઝિના–વ્યભિચાર

માણસના વિચારો બુરાઈ કે ભલાઈનું મુળ અને પાયો છે, ઈરાદો, હિમ્મત, શકિત તેનાથી જ ઉત્પન્ન થાય છે જે બંદો પોતાના વિચારોને પવિત્ર રાખે છે, તે મનેચ્છાનો ગુલામ બનતો નથી અને વિચારોની બેફામ સ્વતંત્રતા, સ્વછંદતા માણસને મનનો ગુલામ બનાવી દે છે અને ગુનાહની ખીણમાં ફેંકી દે છે દુનિયા અને આખેરતના ફાયદા પ્રાપ્ત કરવાથી અને નુકસાનોથી બચવા માટે મનમાં ઉદભવતા વિચારો ઉચિત હોય છે, પરંતુ વાસના અને ગુનાહોના વિચારોને રોકવાના પ્રયત્નો કરવા દરેક મુસલમાનની ઈમાની ફરજ છે. નહિતર અલ્લાહ ન કરે જો આવા (શૈતાની) વિચારો પોતાનું અસલ રૂપ ધારણ કરી લે તો દીન અને દુનિયામાં ભરપાઈ કરી ન શકાય એવું નુકસાન થાય છે. અલ્લાહ તઆલાએ માણસને નફસે અમ્મારા(ઉત્સુક આત્મા–માનવીય ઈચ્છા જે બુરાઈ પ્રતિ પ્રેરીત કરે) અને નફસે મુતમઈન્નહ(સંતોષી આત્મા–અલ્લાહના આદેશાનુસાર ચાલવાવાળી ઈચ્છા જે બુરાઈઓથી પવિત્ર રાખે) બંનેથી સંયુકત બનાવ્યો છે, આ બંને પરસ્પર તૈયાર જ રહે છે. શહવાની – વાસનાની અને શયતાની શકિતઓ નફસે અમ્મારહની મદદરૂપ થઈને ગુનાહનો માર્ગ મોકળો અને ગુનાહનો અમલ સુંદર બનાવીને રજુ કરે છે. જેના ધોકામાં સમાન્યપણે માણસ આવી જાય છે અને ગુનાહમાં સપડાય છે. જયારે નફસે મુતમઈન્નહની સહાય અને મદદ નુરાની શકિતઓથી થાય છે, જે આજ્ઞાપાલન અને ભલાઈની ઝુંબેશ ચલાવે છે અને ગુનાઓ પ્રત્યે નફરત ઉત્પન્ન કરે છે. અલ્લાહવાળઓ પાસે મનશુદ્ધિ અને અમલનો પાયો મનન – ચિંતન અને વિચારોની હિફાઝત છે.

સામાન્યપણે એવું બનતું હોય છે કે બદનજરી માનવીને વિચારોના ઝિનામાં સેડોવે છે. તે વાસનાયુકત વિચારો અને શારીરિક આકર્ષણના વિચારોને આમંત્રિત કરે છે તે પાકદામની અને પવિત્રતાના બધા ઉદેશોને પાયમાલ કરી દે છે. માટે શરીઅત મનન–ચિંતનની હિફાઝતનો આદેશ આપે છે અને વિચારોની સ્વછંદતા અને વિચારોના ઝિનાથી બચવાની પ્રેરણા આપે

છે.

## વાણીનો ઝિના–વ્યભિચાર

માણસની જીભ સામાન્ય રીતે આઝાદ થઈ માણસને ગુનાહોના તોફાનમાં ડુબાડી દે છે.

હદીસોમાં છે :

لایستقیمُ اِیمَانُ عَبدٍ حتّٰی یَستَقِیمَ قَلبَلہٗ، وَلَایَستَقِیمُ قَلبَہٗ حَتّٰی یَستَقِیمَ لِسَانُہٗ

અર્થ : કોઈ પણ માણસનું ઈમાન દિલને ઠીક કર્યા વિના દુરૂસ્ત–ઠીક થઈ શકતું અને દિલની દુરૂસ્તગી વાણીને ઠીક કર્યા વિના થઈ શકતી નથી.

વાણી વડે શહવાની વાતચીત (વાસનાભરી વાર્તચીત) વાણીનો ઝિના છે, બદનજરીના લઈ દિલમાં ઉત્પન્ન થતા ખોટા(ગંદા) વિચારો અમુકવાર વાસનામય વાતચીતમાં ફેરવાય જાય છે અને માણસ મન અને દષ્ટિના ઝિના સહિત વાણીના ઝિનાનો ભોગ બની જાય છે. શરીઅતે એટલા માટે વાણીની હિફાઝતનો ચેતવણીભર્યો આદેશ આપ્યો છે અને વાણી અને ગુપ્તાંગોની હિફાઝત ઉપર જન્નતની બાંયધરી આપી છે.

## પગનો ઝિના–વ્યભિચાર

પગનો વ્યભિચાર એટલે અમલી ઝિના છે, ગુપ્તાંગોની હિફાઝત ન રાખવી અને બદકારીમાં સપડાવવું એ અતિગંભીર પાપ છે અને દષ્ટિ, મન, વિચારો અને વાણીવિલાસ, નિષ્કાળજી અંતે માણસને સૌથી ગંભીર મંઝિલ સુધી પહોંચાડે છે,

માટે દીન અને આબરૂની રક્ષાનો શ્રેષ્ઠ ઉપાય અને અસરકારક નુસ્ખો આ જ છે કે માણસ ક્રમસર

(૧) નજર (૨) વિચાર (૩) જીભ (૪) ગુપ્તાંગો

ની હિફાઝતની ફિકરમાં લાગ્યો રહે અને કોઈ પણ સંજોગોમાં બદનજરીને પસંદ કરે નહીં અને ન તો વિચારોની લંપટતાને ઉચિત સમજે અને ન તો વાણીવિલાસ કરે અને ન તો ગુપ્તાંગોને બદકારી અને ઝિનાની નાપાકી (ગંદકી) માં મિશ્રણ થવા દે. આની પાબંદીથી જ માનવી પાકદામન–પવિત્ર થઈ શકે છે અને પોતાના દીનની હિફાઝત કરી શકે છે.

<u>નિર્લજ્જતા અને દુષ્કૃત્યના ફેલાવાના અસરકારક માધ્યમો (સાધનો)</u>

# ઈસ્લામની હિદાયત-માર્ગદર્શિકા

અલ્લાહ તઆલાએ કુર્આને કરીમમાં ઘણો જ સ્પષ્ટતા આદેશ આપ્યો છે :

وَلَاتَقْرَبُوْاالزِّنَااِنَّهٗ كَانَ فَاحِشَةً، وَسَآءَ سَبِيْلًا

અર્થાતઃઝિનાના નિકટ જાઓ નહીં,તે બેશર્મીનું કૃત્ય અને દુષ્ટ માર્ગ છે.
(સૂ.ઈસ્રાઅ : ૩૨)

જો કે ઝિના પ્રત્યેક સમાજિક ફિટકારોમાં સૌથી મોટો ફિટકાર છે અને ધિક્કારપાત્ર બાબત છે તેમજ અન્ય બુરાઈઓની સરખામણીમાં પણ, માનવીની રૂહાની પવિત્રતા અને સંસ્કારિક સ્વચ્છતા માટે પણ અવરોધક છે અને સુસંસ્કૃત અને સારા સમાજની સામુહિક પવિત્રતાની પણ વિરૂદ્ધ છે. આધ્યાત્મિકતા અને બંદગીના ચેહરા પર પણ એક કલંક અને શારીરિક, સમાજીક, આર્થિક નુકસાન અને ખતરાઓની દષ્ટિએ પણ નીંદનીય છે.
(તફસીરે માજિદીઃ ૩ / ૩૫)

એટલે જ ઈસ્લામે નિષેધ કર્મોમાં સૌથી પહેલા ઝિનાનું વર્ણન કર્યુ છે અને એવા શબ્દોમાં મનાઈ કરી છે કે જે કેવળ ઝિના જ નહીં પરંતુ તેના સઘળા કારણો, સાધનોની પણ, બલ્કે ઝિના તરફ લઈ જનાર દરેક ચોર દરવાજાઓ, તિરાડોનો પણ પ્રતિબંધ કરેલ છે. તેથી "ઝિના ન કરો" ના આદેશને બદલે ઝિનાની પાસે પણ ન ભટકોનો હુકમ એટલો વિસ્તૃત છે કે તેમાં બેહયાઈ, નિર્લજ્જતા, બેપર્દગીના દરેક શાબ્દીક, અશાબ્દીક, લેખિત , ચિત્રાત્મક, વર્ણનાત્મક, વસ્ત્રાત્મક પ્રદર્શનો આવી જાય છે. નિર્લજ્જ પોષાક, ચિત્રો, નિર્લજ્જ કાવ્ય પંકિત, સિનેમા, ટી.વી. બધા પર પાબંદી લાવે છે અને તેના માર્ગે ગર્ભપાત પર પણ પાબંદી જાય લાગી છે અને તેના માર્ગે ગર્ભનિરોધક, કુટુંબનિયોજન અને ભર્ગપાત પર પણ પાબંદી લાગી જાય છે. તેનાથી જ કુદરતી રીતે ઝિનાના દરવાજા ખુલે છે અને હરામકારીની હિમ્મત થાય છે.

કુર્આને કરીમની ઉકત આયતમાં ઝિનાના હરામ હોવાના બે કારણો છે (૧) ઝિના બેશર્મીનું કૃત્ય છે અને બેશર્મી દરેક વસ્તુથી વંચિતતાનુ કારણ છે. અને ઈમાન ને નુકસાન કરનારી બાબત છે.(૨) ઝિના સમાજીક ફસાદનું કારણ છે.જે સુસમાજના પાયા પર હુમલો કરે છે, તેનાથી વિનાસ–બરબાદી અને દુશ્મનીના પાયા મજબુત બને છે અને માનવ અધિકારો પર અસર થાય છે. તેથી જ એક અન્ય સ્થાને છે :

اِنَّهٗ كَانَ فَاحِشَةً، وَسَآءَ سَبِيۡلًا

અર્થાતઃ વાસ્તવમાં ઝિના બેશર્મીનું કૃત્ય અને દુષ્ટ માર્ગ છે.

(સૂ.નિસાઅ : ૩૨)

ઈમામ રાઝી (રહ.)ના કથન અનુસાર આ આયતમાં ઝિનાની જઘન્યતા, શરઈ બુરાઈ, બોદ્ધિક બુરાઈ અને ઓળખ વિશેની બુરાઈ એમ ત્રણેય તરફ નિર્દેશ છે .

અલ્લાહ તઆલા પોતાના બંદાઓ પર ખૂબ કૃપાળુ છે તેથી જ અલ્લાહ જયારે કોઈ વસ્તુને હરામ કરે છે તો તેની તરફ દોરતા તત્વોનો પણ સ્પષ્ટ રીતે પ્રતિબંધ મુકે છે. તેથી બંદા માટે હરામથી બચવું સરળ રહે. એક ચિંતકના કથન અનુસાર.....

"શરીઅત કોઈ બુરાઈને ફકત હરામ ઠેરવીને કે તેને ગુનોહ ઠેરવીને તેના પર સજા નકકી કરવા પર અટકતી નથી, પરંતુ તેના માધ્યમોનો પણ અંત લાવવાની ચિંતા કરે છે. જે કોઈને એ બુરાઈ પર ઉશ્કેરે કે તેની તક પુરી પાડે અથવા તેના પર મજબુર કરી દે ખુલાસો એ કે શરીઅત ગુનાહની સાથે તેના કારણો, પરિબળો અને માધ્યમો પર પણ પાબંદી મૂકે છે એટલે કે માણસને મૂળ ગુનાહની હદ પર પહોંચતા પહેલાં જ તેના પર રોક લગાવવામાં આવે. તે ફકત હિસાબ લેવાવાળો જ નહીં પણ હમદર્દ,સુધારક,સહાયક પણ છે. તેથી તે બધી શૈક્ષણિક, સાંસ્કારિક અને સામાજિક વ્યુહ રચનાઓનો એવી રીતે ઉપયોગ કરે છે કે જે બુરાઈઓ –ખરાબીઓથી બચવામાં મદદરૂપ થાય.

(તફહીમ : ૩ /૩૭૬)

નીચે એવા માધ્યમોનો ઉલ્લેખ છે જે ઝિના પ્રતિ પ્રેરે છે, જેના પર ઈસ્લામી શરીઅતે પાબંદી મૂકી છે.

## બદનજરી–કુદષ્ટિ

બદનજરી ઝિનાને આમંત્રણ આપનાર અને ઉભારનાર પ્રથમ ગુનો છે. કુર્આન અને હદીસમાં તેની ખરાબીઓ અને નુકસાનોને સારી પેઠે બયાન કરવામાં આવ્યાં છે. નિકાહનો આદેશ આપવામાં આવ્યો અને તેના હેતુઓ અને લાભોમાં નીચી નજર(કરવાને)ને મોભાનું સ્થાન આપવામાં આવ્યું. રિવાયતમાં આવે છે કે હજ્જતુલ વિદાઅ નિમિત્તે હુઝૂર (સલ.) પોતાના યુવાન પિતરાઈ ભાઈ હઝરત ફઝલ બિન અબ્બાસ (રદિ.)ની સાથે ઊંટ ઉપર સવાર હતા, એક યુવાન સ્ત્રીએ એ દરમિયાન કોઈ પ્રશ્ન પુછયો, હઝરત ફઝલ (રદિ.)ની નજર તે સ્ત્રી પર પડી (તો) નબી (સલ.)એ તેમની ડોક ફેરવી દીધી અને પછી તેનું કારણ દર્શાવ્યું.

رأَيْتُ شَاباًوَ شَابَّةً فَلَمْ اٰمَنِ الشَّيْطَانَ عَلَيْهَا.

અર્થ : મેં યુવાન પુરુષ અને સ્ત્રીને જોયા તો મે તેમના ઉપર શૈતાનથી અમન ન જોયો. (તિરમિઝી :કિતાબુલ હજ્જ)

એટલે ખતરો હતો કે શેતાન બદનજરી પછી બદકારીમાં ફસાવી ન દે, તેથી મેં ફઝલ (રદિ.)નું મોઢું ફેરવી દીધું, કે બદનજરી થાય નહીં.

કોઈ વિદ્વાન આલિમનું પ્રખ્યાત કથન છે.

مَنْ اَرْسَلَ طَرْفَهٗ اسْتَدْعىٰ حَتْفَهٗ.

અર્થ : જે પોતાની દષ્ટિને આઝાદ અને બેકાબૂ રાખે છે તે પોતાની (આધ્યાત્મિક) મોતને આમંત્રણ આપે છે.

એટલે કે બદનજરી દિલ અને આત્માની મોત સમાન છે. હઝરત અલી (રદિ.)નું કથન છે : કે "હું એક વાર અલ્લાહના રસૂલ (સલ.)ની સેવામાં હાજર હતો, આપ (સલ.) એ (ઉપસ્થિત) સહાબા(રદિ.)ને પુછયું, اَیُّ شَیْءٍ خَیْرٌ لِلْمَرْأَةِ સ્ત્રી માટે કઈ વસ્તુ શ્રેષ્ઠ છે ? સહાબા (રદિ.) ખામોશ રહયા,

કોઈ જવાબ આપ્યો નહીં, પછી જયાર હું ઘરે ગયો તો મેં ફાતિમહ (રદિ.)થી આ જ સવાલ કર્યો , તો તેણીએ ફરમાવ્યું : لَایَـرَیْـنَ الرِّجَالَ وَلَایَرَوْنَهُنَّ સ્ત્રીઓ માટે શ્રેષ્ઠ એ છે કે તેઓ પારકા પુરુષોને જુએ નહીં અને ન પુરુષો તેણીઓને જુએ, મેં આ જવાબ આપ (સલ.) સમક્ષ રજુ કર્યો, તો આપ (સલ.)એ ફરમાવ્યું : صَدَقَتْ اِنَّهَابِضْعَةٌ مِنِّی તેણીએ સાચુ કહયું નિઃશંક તે મારો એક ભાગ છે. (મઆરિફુલ કુર્આન : ૭ / ૨૧૬)

એટલે હુઝૂર (સલ.)એ પોતાની અમુક પત્નીઓને આદેશ આપ્યો કે તે અંધ સહાબીથી પણ પર્દો કરે, કેમકે પત્નીઓ તો અંધ નથી ને અને તેમના માટે કોઈ અંધ પુરુષને જોવું જાઈઝ નથી.

## સ્ત્રીઓનું પોતાના સૌંદર્યનું પ્રદર્શન કરવું

કુર્આને કરીમમાં પુનીત પત્નીઓને પ્રત્યક્ષ અને તમામ સ્ત્રીઓને પરોક્ષ રીતે આદેશ છે.

وَلَاتَبَرَّجْنَ تَبَرُّجَ الْجَاهِلِيَّةِ الْاُولٰی

અર્થાત : આગલી અજ્ઞાનતાના રિવાજ મુજબ (વગર પરદે બહાર) ફર્યા ન કરો. (સૂ.અહ્ઝાબ : ૩૩)

ઉકત આયતમાં સ્ત્રીઓને તબર્રુજ–શણગારથી મનાઈ કરી છે, જેનો અર્થ પોતાના મુખડાને અને શરીરના સૌંદર્યનું પ્રદર્શન પોતાના વસ્ત્રો અને આભુષણોનું જાહેરમાં પ્રદર્શન અને પોતાની ચાલઢાલ વડે પોતાને અન્યો સમક્ષ પ્રગટ કરવું તે છે.

ઈમામ અબૂ ઉબૈદના કથન અનુસાર :

اِخْرَجُ الْمَرْأَةِ مِنْ مَحَاسِنِهَا مَاتَسْتَدْعِی بِهٖ شَهْوَةَ الرِّجَالِ

સ્ત્રીનું પોતાના શરીર અને વસ્ત્રોને એ રીતે પ્રગટ કરવું જેનાથી પુરુષ તેના પ્રતિ આકર્ષિત થાય તે "તબર્રુજ" છે.

ઈસ્લામે સ્ત્રીને પાબંદ બનાવી છે કે તે પોતાના સૌંદર્યને (અન્ય સમક્ષ) જાહેર કરે નહીં, ઈસ્લામ પૂર્વે અજ્ઞાનતાના યુગમાં સ્ત્રીઓ પોતાની સુંદરતાનું

પ્રદર્શન અને દેખાડાની જે રીતે ટેવાયેલી હતી ઈસ્લામે તેના ઉપર રોક લગાવી દીધી અને સ્પષ્ટ કરી દીધું કે સજાવટ સહિત બહાર નીકળવું, ચહેરા અને શરીરના સૌંદર્યને જાહેર કરવું, ચુસ્ત (ફીટ) અને નિર્લજ્જ વસ્ત્રો પહેરી પોતાને અન્યો સમક્ષ જાહેર કરવું, જાહિલિયત–અજ્ઞાનતાની પ્રથા છે. જેને ઈસ્લામ કદીયે સહન કરશે નહીં.

અજાણ્યા પુરુષ સમક્ષ પરદા વિના આવવું, પોતાના શરીર અને વસ્ત્રોની સજાવટ,પોતાના સૌંદર્યને જાહેર કરવું ઝિના અને બદકારીને નોતરે છે. વાસનાની દબાએલ ચિંગારી મોટુ સ્વરૂપ ધારણ કરે છે,નીચી નજરો એનાથી જ ઉઠે છે, અંતે તે ઝિનાનું કારણ બને છે અને હૃદયના અંદરના ભાગમાં સંતાયેલા આવેગો ઉભરાય છે, પાપોનો માર્ગ મોકળો થાય છે અને પછી આ વસ્તુઓ ઝિના અને બદકારીના જઘન્ય અપરાધમાં ફેરવાય છે.

કુર્આનમાં ઈર્શાદ છે :

وَلْيَضْرِبْنَ بِخُمُرِهِنَّ عَلَى جُيُوبِهِنَّ وَلَا يُبْدِينَ زِينَتَهُنَّ

અર્થાત : અને તેણીઓને જોઈએ કે પોતાની ઓઢણીઓ પોતાની છાતી પર નાખી રાખે અને પોતાના શણગાર(ની જગ્યાઓ જાહેર) ન થવા દે.

(અન્નૂર : ૩૧)

આ રીતે જાત પ્રદર્શનની બધી જ શકલોથી રોકવામાં આવ્યા છે, હદીસોમાં જન્નતવાસીઓ વિશે વર્ણન છે :

نِسَاءٌ كَاسِيَاتٌ عَارِيَاتٌ مَائِلَاتٌ مُمِيلَاتٌ، لَايَدْخُلْنَ الْجَنَّةَ وَلَايَجِدْنَ رِيحَهَا

તર્જુમો :તે સ્ત્રીઓ જેમણે પોશાક પહેર્યો હોય પરંતુ પોષાક એટલો બારીક અને ચુસ્ત હોવાને લઈ તેમનું શરીર દેખાતુ હોય, શરીરનો આકાર દેખાતો હોય, તે નગ્ન સ્ત્રીઓ છે, એ જ રીતે બીજાઓ પ્રતિ આકર્ષિત થનારી અને બીજાઓને આકર્ષિત કરનારી સ્ત્રીઓ, આ બધી સ્ત્રીઓ જન્નતમાં દાખલ નહીં થાય, બલ્કે જન્નતની સુગંધ અને હવા પણ (તેમને) નસીબ નહીં થાય.

(મુસ્લિમ શરીફ)

અન્ય એક હદીસમાં છે કે પોતાના ઘરના સભ્યો સિવાય અન્યો માટે શણગાર કરી બહાર નીકળવું અતિ ખરાબ કૃત્ય છે અને તેની સજા કયામતમાં કદાપિ ખતમ ન થનાર અંધારૂં છે. (તફસીર ઈબ્ને કષીર :૩/૨૮૭)

''તબર્રુજ''નો આદેશ આખા સમાજને ઝિના અને દુષ્કૃત્યની ગંદકીથી બચાવી રાખવા માટે છે. તેમાં કોઈ શંકા નથી કે સ્વતંત્રતા યુકત માહોલમાં જયાં મહિલાઓ પરદા વિના નીકળે અને પોતાના સૌંદર્યનું જાહેરમાં પ્રદર્શન કરે તો નિલર્જજતા – છેડછાડની ઘટનાઓમાં વધારો થાય છે. ઘણા યુવાનોની આધુનિક નગ્નતાભરી સંસ્કૃતિમાં લગ્ન કરવાની ના પાડવી અને તેને બોજ અને ફંદો સમજવાની વૃત્તિ તે તબર્રુજ–શણગારની ભેટ છે . તેઓને પોતાની વાસનાવૃત્તિની નાજાઈઝ તક આ નિર્લજ્જતાને લીધે મળે છે, જે તેઓને લગ્નના બંધનમાં બાંધવાથી રોકે છે, કુર્આને જાહિલીય્યતના આરંભિક યુગના ''તબર્રજ''ની વાત કરી છે, આધુનિક સંસ્કૃતિની નગ્નતા અને યુરોપની ઉમટતી નગ્નતા અને દુષ્કૃત્યો તે જાહિલીયતનું અતિ ખરાબ રૂપ છે. જેણે માણસને શારીરિક વાસનાતૃપ્તીમાં વાંદરાથી પણ ખરાબ સ્થિતિમાં મુકયો છે. ઈસ્લામે યુરોપને આબરૂ, ન્યાય, સલામતી, હક અને સમાનતાની ભેટ આપી હતી, યુરોપે નિર્લજ્જતા, નગ્તના, દારૂ સેવન, જુગાર બેપર્દગી અને તબર્રુજની ભેટ આપી છે. તેઓને આપણી ભેટ અનુકુળ લાગી નહીં, પરંતુ આપણું દુર્ભાગ્ય અને કુબુદ્ધિ કહેવાય કે આપણે તેમની ભેટને સન્માન સમજીને આવકાર આપ્યો. જેનો ગવાહ આપણો આખો સમાજ છે.

અલ્લામા ઈકબાલના કથન મુજબ :

ફિરંગીયોં કો અતા ખાકે સૂરય્યાને કિયા નબીએ ઈફફતો ગમ ખ્વારી વ કમ આઝાદી
સિલા ફિરંગ સે આયા હે સુરય્યા કે લિયે મઈ વ કિમાર વ હુઝૂમ ઝનાને બાઝારી

## સ્ત્રી – પુરુષોનો પરસ્પર મેળાપ

પુરુષનો અજાણી (પરાયી) સ્ત્રી સાથે અને સ્ત્રીનો અજાણ્યા પુરુષ સાથેનો સંપર્ક ઝિના અને બદકારીનો અતિશય પ્રભાવશાળી અને યથાર્થ દાવપેચ અને માધ્યમ છે. ઈસ્લામ આવા મેળાપ પર સખત પાબંદી લગાવે છે

અને તેને સામાજીક સભ્યતા, માનવીય ચમત્કાર અને સંસ્કારિક મહત્તા માટે ખતરનાર ઝેક ઠેરવે છે.

અલ્લાહના રસૂલ (સલ.)નો ઈરશાદ છે :

اِنَّ الدُّنیَا حُلوَةٌ خَضِرَةٌ، وَاِنَّ اللّٰهَ مُستَخلِفُکُم فِیهَا فَیَنظُرَ کَیفَ تَعمَلُونَ، فَاتَّقُوا الدُّنیَا وَاتَّقُوا النِّسَاءَ، فَاِنَّ اَوَّلَ فِتنَةِ بَنِی اِسرَائِیلَ کَانَت فِی النِّسَاءِ.

અર્થ : નિશંક આ દુનિયા ખુબ લીલીછમ, મીઠી અને ભ્રામક છે અલ્લાહે તમને દુનિયામાં પોતાના નાયબ બનાવીને મોકલ્યા છે કે જુએ કે તમે કેવા કાર્યો કરો છો ? માટે દુનિયાથી અને સ્ત્રીઓથી બચતા રહો, બની ઈસ્રાઈલમાં ફિત્ના–ઉપદ્રવની શરૂઆત સ્ત્રીઓથી જ થઈ હતી.

હદીસમાં છે :

مَاتَرَکتُ بَعدِی فِتنَةً اَضَرَّ علَی الرِّجَالِ مِنَ النِّسَاءِ.

અર્થ : મેં મારા પછી પુરુષો માટે સ્ત્રીઓથી વધારે હાનિકારક કોઈ ફિત્નો છોડયો નથી.

સ્ત્રી – પુરુષના મેળ મેળાપમાં બદનજરી, અયોગ્ય એકલતા, બેપરદગી અને વાસનાની બધી જ ખરાબીઓ ભેગી થાય છે, આ મેળાપની ખરાબીઓથી બચાવવા માટે હુઝૂર (સલ.)એ સ્ત્રીઓ માટે તા'લીમ અને બોધ – નસિહતનો દિવસ અલગથી નિયુકત કર્યો હતો, સ્ત્રીઓને આવવા – જવાનો માર્ગ અલગ કરી દીધો હતો અને તેમને પુરુષોથી દૂર રાખવા માર્ગના કિનારે ચાલવાનો હુકમ આપ્યો. સ્ત્રીઓ માટે મસ્જિદમાં દાખલ થવાનો દરવાજો અલગ કરી દીધો અને પુરુષોને એ દરવાજેથી આવવા – જવાની મનાઈ કરી દીધી. નમાઝોમાં સ્ત્રીઓની કતારો –સફો પુરુષોની કતારો–સફોની પાછળ અને બિલકુલ અલગ કરી દીધી અને પુરુષો માટે પ્રથમ સફને સર્વશ્રેષ્ઠ અને પાછલી સફને સૌથી ખરાબ, જયારે કે સ્ત્રીઓ માટે પ્રથમ પાછલી સફ સૌથી શ્રેષ્ઠ અને આગલી સફ સૌથી ખરાબ ઠેરવી. સ્ત્રીઓને મસ્જિદે આવવાની પરવાનગી આપી, પરંતુ એમ કહી દીધુ કે સ્ત્રીઓ માટે ઘરમાં અને ઘરના

બિલકુલ અંદર નમાઝ અદા કરવામાં વધુ સવાબ મળશે. જનાઝહની નમાઝમાં હાજરી આપવાથી તેમને રોકવામાં આવી. હજ્જ જેવા સામુહિક કર્તવ્યમાં સ્ત્રીઓને મર્દોથી અલગ અને સાવધાનીની તાકીદ કરવામાં આવી. હઝરત આઈશા (રદિ.) વિશે આવે છે કે બયતુલ્લાહનો તવાફ જેવા સામુહિક અમલમાં જયાં મેળાપથી બચવું અતિશય મુશ્કેલ હોય છે ત્યાં પણ બની શકે એટલું મેળાપથી બચતા અને પુરુષોથી અલગ થઈ તવાફ–પરિક્રમા કરતા. (બુખારી)

આથી સ્પષ્ટ થાય છે કે પુરુષ અને સ્ત્રીનું મિલન ઈસ્લામના મિજાજ અને આત્માથી સખત વિરૂદ્ધ અને વિપરીત છે. ઈસ્લામ જયારે અલ્લાહના ઘરમાં સ્ત્રી – પુરુષના મિલન (મેળાપ)ને પસંદ નથી કરતો તો એ કેવી રીતે બની શકે કે મસ્જિદની બહાર ઘરોમાં, કોલેજોમાં, બજારોમાં અને ઓફિસોમાં આ મેળ મિલાપને પસંદ કરી શકે ?

ઈસ્લામે સ્ત્રી – પુરુષના કાર્યવર્તૂળ અને અમલની હદ એટલા માટે અલગ રાખી છે કે જેથી મિલનના ફિટકારથી સ્ત્રી – પુરુષ સુરક્ષિત રહે.

હઝરત ઈબ્ને ઉમર (રદિ.)ની રિવાયત છે :

نَهیٰ رَسُوْلُ اللّٰهِ ﷺ اَنْ یَمْشِیُ الرَّجُلُ بَیْنَ الْمَرْأَتَیْنِ

તર્જુમો : આપ (સલ.)એ મનાઈ ફરમાવી છે કે કોઈ પુરુષ બે સ્ત્રીઓની વચમાં ચાલે. (અબૂ દાઉદ)

એક મોકા નિમિત્તે આપ (સલ.)એ પુરુષ – સ્ત્રીઓના મિલાપને જોઈ સ્ત્રીઓને સંબંધી કહયું :

اِسْتَاْخِرْنَ، فَاِنَّهٗ لَیْسَ لَكُنَّ اَنْ تَحْقُقْنَ الطَّرِیْقَ، عَلَیْكُنَّ بِحَافَاتِ الطَّرِیْقِ

તર્જુમો : પાછળ થઈ જાઓ, એટલા માટે કે રસ્તા વચ્ચે કબજો કરવાનો તમારો કોઈ હક્ક નથી, તમારે રસ્તાના કિનારે ચાલવું જોઈએ.

હઝરત અલી (રદિ.)એ મુસલમાનોને સંબોધીને ફરમાવ્યું :

اَلَاتَسْتَحْیُوْنَ فَاِنَّهٗ بَلَغَنِیْ اَنَّ نِسَائَكُمْ یَخْرُجْنَ فِیْ الْاَسْوَاقِ یُزَاحِمْنَ الْعُلُوْج.

તર્જુમો : શું તમને શરમ નથી આવતી ? મને ખબર મળી છે કે તમારી

સ્ત્રીઓ બજારોમાં જાય છે અને ત્યાં કાફિરોથી મિલન – મેળાપ થાય છે.

શાળાઓ, કોલેજો અને યુનિવર્સિટીઓમાં પ્રસરેલા મિશ્ર શિક્ષણ વ્યવસ્થા આબરૂ, ગૈરત(શરમ) અને મર્યાદાની બુનિયાદો પર કુહાડી ચલાવી રહી છે અને તેને લીધે જેટલી અખ્લાકી–અનીતિની બૂરાઈઓ સામુહિક જીવનમાં જાહેર થાય છે, તેને ગેરમુસ્લિમ શિક્ષણવિદો પણ સ્વીકારે છે.

એક યુરોપીયન વિવેચકે લખ્યું છે.

''મિશ્ર શિક્ષણ પધ્ધતિમાં ચાહે જેટલા દાવા કરવામાં આવે તે ભાવનાત્મક મુશ્કેલીઓ ખતમ નથી થતી જે યુવાનોમાં સનફી સમજણના પ્રારંભથી પેદા થઈ જાય છે. યુવાન છોકરાઓ અને છોકરીઓ દરમિયાન દરરોજના સહમિલનના પરિણામે કેવળ ભાવનાત્મક સંબંધો નથી તથા પરંતુ અભ્યાસ અને જીવન સંચાલન માટે વધુ ભયાનક વાત એ છે કે અમુક ગુરૂ – શિષ્યના ભાવનાત્મક સંબંધો ઉદ્ભવે છે.

(ઈસ્લામ કા નિઝામે ઈફફતો ઈસ્મત, મવ. જફીરૂદ્દીન મિફતાહી)

મિશ્ર શિક્ષણમાં સૌપ્રથમ ગેરમહરમથી નિસંકોચતાનો માહોલ જન્મે છે. પછી ફેશનપરસ્તી અને શારીરિક કુમાર્ગનો એક ક્રમ શરૂ થાય છે. તેથી જ ઈસ્લામે તેના પર પાબંદી લગાવી છે અને સ્ત્રી અને પુરુષોના નાજાઈઝ–અયોગ્ય સહમિલનની દરેક સ્થિતિ ઉપર પ્રતિબંધ મુકયો છે.

## સ્ત્રીઓની મહરમ વિના એકલી મુસાફરી

સ્ત્રીની એકલા કોઈ મહરમ વગર મુસાફરી જાણે – અજાણે ઝિના અને દુષ્કૃત્યના માર્ગે લઈ જાય છે, શૈતાન પોતાના વસવસા અને ભ્રમના માર્ગે સ્ત્રીને દુષ્કાર્ય પર તૈયાર કરે છે અથવા વાસના ભુખ્યા પુરુષો સ્ત્રીને એકલી જોઈને શારીરિક છેડછાડ કરતા હોય છે અને તેની કિંમતી લાજને લૂંટી લે છે. તેથી જ ઈસ્લામે સ્ત્રીની એકલી મુસાફરી ભલે તે હજ્જની હોય, હરામ ઠેરવ્યું છે. હુઝૂરે અકરમ (સલ.)નો ઈરશાદ છે :

لَايَحِلُّ لِاِمْرَأَةٍ تُؤْمِنُ بِاللّٰهِ وَالْيَوْمِ الآخِرِ اَنْ تُسَافِرَ مَسِيْرَةَ يَوْمٍ وَلَيْلَةٍ وَلَيْسَ مَعَهَا ذُوْ حُرْمَةٍ مِنْهَا.

અર્થ : અલ્લાહ અને આખેરત પર ઈમાન રાખનારી સ્ત્રી માટે મહરમ વગર એક દિવસ – રાતની મુસાફરી જાઈઝ નથી. (બુખારી શરીફ)

વધુ ઈરશાદ છે :

لَا تُسَافِرُ الْمَرْأَةُ اِلّا مَعَ ذِیْ مَحْرَمٍ

અર્થ : સ્ત્રી મહરમ વગર કદાપિ સફર ન કરે. (બુખારી શરીફ)

હદીસોમાં નામજોગ મુસાફરી, એક દિવસની મુસાફરી, બે દિવસની મુસાફરી, ત્રણ દિવસ બધા વર્ણન થયેલ છે અને મહરમ વગર મનાઈ કરવામાં આવી છે.

આ પણ રિવાયત છે કે એક માણસે જિહાદમાં જવા માટે નામ લખાવ્યું હતું પરંતુ તેની પત્ની એકલા હજમાં જવા લાગી. આપે ફરમાવ્યું કે તમે જિહાદમાં જવા કરતાં તમારી પત્ની સાથે હજમાં જાઓ.(બુખારી શરીફ)

રશીદ રઝા મિસ્રીએ લખ્યું છે.

"આજના યુગમાં યાત્રા દરમિયાન જે ઘટનાઓ બને છે અને સ્ત્રી – પુરુષોના જે મેળાપના દુષ્પરિણામો આવે છે, સવારીઓ અને હોટલોમાં જે બનાવો બને છે તેના પરિણામે સરળતાથી સમજી શકાય છે કે ઈસ્લામે સ્ત્રીઓને એકલી મુસાફરી કરવાથી રોકવાનો આદેશ આપ્યો છે, તે કેટલો બુધ્ધિગમ્ય અને ઉચિત છે. (હુકૂકુન્નિસાઅ ફીલ ઈસ્લામ :૧૮૧)

## પર પુરુષો અથવા સ્ત્રીઓ સાથે એકાંતવાસ

સ્ત્રીઓ માટે પર પુરુષો સાથે અને પુરુષો માટે પર સ્ત્રીઓ સાથે એકાંતવાસ, બદકારી અને નગ્નતાનો પ્રભાવશાળી સ્ત્રોત છે.પવિત્રતા અને આબરૂની હિફાઝત માટે એકાંતમાં મળવાથી બચવું ખુબ જ જરૂરી છે.હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) રિવાયત કરે છે :

لَایَخْلُوَنَّ اَحَدٌبِاِمْرَأَةٍ اِلّا مَعَ ذِیْ مَحْرَمٍ.

અર્થ : કોઈ પુરૂષ કોઈ સ્ત્રી સાથે એકાંતમાં ન રહે, જે તે નજીકનો સગો ન હોય.(મુસ્લિમ – બુખારી)

**અન્ય હદીસમાં છે :**

مَنْ كَانَ يُؤْمِنُ بِاللّٰهِ وَالْيَوْمِ الْآخِرِفَلَا يَخْلُوَنَّ بِامْرَأَةٍ لَيْسَ مَعَهَا ذُوْرَحِمٍ مِنْهَا،

فَإِنَّ ثَالِثَهُمَا الشَّيْطَانُ

**અર્થ : જે માણસ અલ્લાહ અને આખેરત–ન્યાયના દિવસ પર ઈમાન ધરાવતો હોય તો તે કદાપિ એવી સ્ત્રી પાસે એકાંતમાં ન જાય જેની સાથે તેનો મહરમ ન હોય, પર પુરૂષો અને સ્ત્રીઓ જયારે એકાંતમાં હોય છે તો તેની સાથે ત્રીજો શૈતાન હોય છે.(મુસ્નદે અહમદ)**

**ઈમામ શૌકાની લખે છે :**

**"પારકી સ્ત્રી સાથે એકાંત(માં રહેવું) સર્વાનુમતે હરામ છે અને તેનું કારણ એ છે કે એકાંતમાં શૈતાનને પોતાની જાળ પાથરવા,ગુનાહ ઉપર ઉશ્કેરવા અને પોતાના દાવમાં ફસાવવાની પુરતી તક મળે છે. હા, જો સ્ત્રી સાથે તેનો મહરમ હોય તો આ વાત નથી થતી અને શૈતાન પોતાનું કામ કરી શકતો નથી.**

**ઈસ્લામે ખૂબ જ સ્પષ્ટ રીતે આ હુકમ આપ્યો છે કે સ્ત્રી પાસે તેના પતિ સિવાય કોઈ પુરૂષ એકાંતમાં ન રહે ભલે પછી તેનો નજીકનો સંબંધ કેમ ન હોય.**

اِيَّاكُمْ وَالدُّخُوْلَ عَلَى النِّسَاءِ.

**અર્થ : સ્ત્રીઓ પાસે એકાંતમાં જાઓ નહી.**

**દિયર અને જેઠ વિશે સવાલ કરવામાં આવ્યો તો ફરમાવ્યું :**

اَلْحَمْوُ الْمَوْتُ

**અર્થ : દિયર તો મૌત છે.**

**એટલે કે પતિના નિકટના સગાઓમાં બીજા પુરૂષો કરતા વધુ ખતરો હોય છે અને તેનાથી ખૂબ જ સાવચેત અને સચેત રહેવાની જરૂર છે.**

**હાફિઝ ઈબ્ને હજર(રહ.)ના મત મુજબ :**

**" આ સંબંધીઓને બીજા કરતા વધુ એકાંતની તક મળે છે તેનાથી બીજા**

કરતા વધુ બુરાઈની સંભાવના છે, તેનો ફિત્નો–ઉપદ્રવ બીજાઓ કરતા વધુ છે. તેના પર પારકાઓ જેવી રોક–ટોક રહેતી નથી. તેથી તેનાથી વધારે સાવચેત રહેવાની જરૂર છે. (ફતહ : ૯ / ૩૩૧)

વિખ્યાત અરબ વિદ્વાન શેખ મુહમ્મદ અલબહમી નોંધે છે કે,

" પતિના નિકટના સંબંધીઓનું વારંવાર સ્ત્રી પાસે આવવું – જવું પોતાની રીતે મોટા ખતરાનો વાહક છે. પતિના નિકટના સંબંધને કારણે આવા લોકો રાત – દિવસ કોઈ પણ સમયે કામથી અથવા કામ વગર આવતા જતાં હોય છે. અમુક સમયે પતિ અનિચ્છનીય રીતે પણ રોકટોક વિના આવન જાવન સંબંધના દબાવમાં સહન કરે છે, પરંતુ આ બાબત કોઈ વાર ગંભીર પરિણામ લાવે છે અને ત્યાર પછી સંબંધોમાં તિરાડો પડે છે,પતિ – પત્નીના સંબંધો તુટે છે. પરસ્પર ઝઘડા અને કંકાશની શરૂઆત થાય છે. જેથી આ વહેવારથી સાવચેતી પહેલી જ હોવી જોઈએ.

(અલ ઈસ્લામુ વલ મરઅતુલ મઆસિરતુ:૧૮૧)

એક હદીસમાં છે :

لَاتَلِجُوا عَلَى الْمَغِيْبَاتُ، فَاِنَّ الشَّيْطَانَ يَجْرِىْ مِنْ اَحَدِكُمْ مَجْرَى الدَّمِ

અર્થ : પતિઓની ગેરહાજરીમાં સ્ત્રીઓ પાસે ન જાવ. કેમકે શૈતાન તમારામાં લોહીની જેમ દોડે છે અને દરેક સમયે તમને ગુનાહમાં સંડોવવાના કાવત્રા કરે છે.

જેથી સ્પષ્ટ કરવામાં આવ્યું કે મહરમોની ગેરહાજરીમાં સ્ત્રીઓ પાસે આવવું –જવું ફિત્નાની શરૂઆત છે અને શૈતાનના દાવ આ રીતે સફળ થાય છે.

એક હદીસમાં સ્પષ્ટ કરવામાં આવ્યું છે :

اَلَالَايَبِيْتَنَّ رَجُلٌ عِنْدَاِمْرَأَةٍ ثَيِّبٍ اِلَّا اَنْ يَّكُوْنَ نَاكِحاً اوذَا مَحْرَمٍ

અર્થ : સાંભળો !કદાપિ કોઈ પુરૂષ કોઈ પરણિત સ્ત્રી સાથે રાત ન વિતાવે, જો તે તેનો પતિ કે મહરમ ન હોય.

આ હદીસમાં પરણિત સ્ત્રીની વાત છે તેની ટેવ પ્રમાણે આવી સ્ત્રી પાસે આવાગમન વધારે હોય છે, જે પરણિત હોય. જયારે પરણિત સ્ત્રી માટે આ

હુકમ છે તો અપરણિત સ્ત્રી માટેનો હુકમ તો વધારે સખત છે. સ્ત્રી સાથે રાત ગુજારવી હરામકારીનો મજબુત સ્ત્રોત છે. તેથી તેના પર સખત પ્રતિબંધ છે.

સામાન્ય રીતે મંગણીના અવસર પર મંગેતર સાથે એકાંતની તકો જાણે – અજાણે મળે છે અને તેનાથી એટલી ખરાબીઓ સામે આવે છે કે કહેવું મુશ્કેલ છે. પરિવારમાં મોટા દિકરાઓ અને દિકરીઓ પર વિશ્વાસ રાખી તેમને એકાંતની તક આપવામાં આવે છે, પરિણામે ઝિના–બદકારી અસ્તિત્વમાં આવે છે અને કયારેક પરિવારોમાં અવિરત ઝઘડાઓની શરૂઆત થાય છે.

અજાણ્યા પુરૂષ અને સ્ત્રીની એકાંતમાં મુલાકાતની હાલતમાં શૈતાન પરસ્પરને વાસના માટે ઉશ્કેરવાનો પ્રયાસ કરે છે, બંનેના દિલોમાં બુરાઈનો વિચાર નાંખે છે, તેમાં સફળતા ન મળે તો ત્રીજાને ઉશ્કેરે છે. એટલે કે તે આ બંનેથી ખોટી ધારણા કરે અને પોતાની ખોટી ધારણા જાહેર કરીને અપમાનિત કરે આપણા જમાનામાં સ્ત્રીઓ અને પુરૂષોની નિર્લજ્જ અને આવારા મુલાકાતનો ઝિનાના ફેલાવમાં મોટો હિસ્સો છે.

હુઝૂર (સલ.) એટલી સાવચેતી રાખતા કે એક વાર એતિકાફની હાલતમાં રાત્રીના સમયે ઉમ્મુલ મુઅમિનીન હઝરત સફીય્યહ (રદિ.) આપ (સલ.)થી મુલાકાત માટે મસ્જિદમાં આવ્યા, વાતચીત પછી પરત ઘરે જવા લાગ્યા, ઘર સુધી પહોંચાડવા માટે હુઝૂર (સલ.) પણ સાથે ઉઠયા, તે દરમિયાન બે અન્સારી સહાબા(ત્યાંથી) પસાર થયા અને આપને હઝરત સફીય્યહ(રદિ.) સાથે જોઈને ઝડપથી ચાલવા લાગ્યા. આપ (સલ.)એ તેમને સંબોધી કહયું કે 'શાંતિથી જાઓ' આ મારી સાથે સફીય્યહ (રદિ.) છે. જેથી તેમણે બન્નેએ કહયું "સુબ્હાનલ્લાહ યા રસૂલલ્લાહ શું આપના સંબંધમાં કોઈ ખોટી ધારણા થઈ શકે ખરી ?આપ (સલ.) એ ફરમાવ્યું :

اِنَّ الشَّیْطَانَ یَجْرِیْ مِنْ اِبْنِ اٰدَمَ مَجْرِیْ الدَّمِ، وَاِنِّیْ خَشِیْتُ اَنْ یَقْذِفَ فِیْ قُلُوْبِکُمَاشَرًّا.

અર્થ : શૈતાન માણસના શરીરમાં લોહીની જેમ દોડે છે. મને ડર છે કે તે તમારા બન્નેના દિલમાં કોઈ બુરી વાત ન નાંખી દે. (બુખારી – મુસ્લિમ)

આલિમોના મત અનુસાર માણસ ચાહે કેટલોય ખુદાથી ડરનાર હોય, અજાણી સ્ત્રી સાથે એકાંત તેને ગુનાહમાં જરૂર સપડાવે છે અને અંતે અપમાનિત કરે છે. તેથી કુર્આન અને દીન શિખવવા માટે પણ કોઈ સ્ત્રીથી એકાંતમાં રહેવું હરામ છે. પરાયી સ્ત્રી સાથે એકાંતમાં રહેવામાં અનેક નુકસાનો છે, જેનો અંદાજો આ બોધદાયક પ્રસંગથી થાય છે જે ઈમામ ઈબ્ને જૌઝી (રહ.)એ પોતાની કિતાબ "તલ્બીસે ઈબ્લીસ"માં વહબ બિન મુનબ્બાના સંદર્ભથી નોંધ્યું છે. જેથી માલુમ થાય છે કે ઝિનાના નુકસાનો કેટલા ગંભીર અને ખતરનાર છે અને ઈબ્લીસ પોતાના વસવસાઓ વડે માણસને કેવી રીતે રમકડું બનાવી લે છે.

اِنَّ عَابِدًا كَانَ فِىْ بَنِىْ اِسْرَائِيْلَ وَكَانَ مِنْ اَعْبَدِ اَهْلِ زَمَانِهٖ، وَكَانَ فِىْ زَمَانِهٖ ثَلَاثَةُ اِخْوَةٍ، لَهُمْ اُخْتٌ وَكَانَتْ بِكْرًا لَيْسَ لَهُمْ اُخْتٌ غَيْرَهَا، فَخَرَجَ الْبَعْثُ عَلٰى ثَلَاثَتِهِمْ فَلَمْ يَدْرُوْا عِنْدَ مَنْ يَخْلُفُوْنَ اُخْتَهُمْ وَلَامَنْ يَأْمَنُوْنَ عَلَيْهَا وَلَاعِنْدَ مَنْ يَضَعُوْنَهَا،قَالَ فَاجْمَعَ رَأْيُهُمْ عَلٰى اَنْ يَخْلُفُوْهَاعِنْدَعَابِدِ بَنِىْ اِسْرَائِيْلَ ، وَكَانَ ثِقَةً فِىْ اَنْفُسِهِمْ فَاَتَوْهُ فَسَأَلُوْهُ اَنْ يَخْلُفُوْهَاعِنْدَهٗ الخ

તર્જુમો : બની ઈસ્રાઈલમાં એક વ્યકિત પોતાના સમયનો મહાન ઈબાદત ગુઝાર–ભકત અને ઝાહીદ(અનુરાગી) હતો. તે સમયમાં ત્રણ ભાઈઓ હતા, જેમની એક કુંવારી (અવિવાહિત) બહેન હતી, સંજોગ વશાત્ આ ત્રણ ભાઈઓનું નામ જિહાદમાં લખવામાં આવ્યું, હવે જિહાદમાં જવા સિવાય કોઈ છુટકો ન હતો,પરંતુ તેઓને ચિંતા થઈ કે બહેનને કોની હિફાઝત અને દેખરેખ હેઠળ રાખવી ? ઘણા વિચાર પછી નક્કી થયું કે તે ઈબાદત ગુઝારને સોંપવામાં આવે, તેમની નજરમાં તેમનાથી વધારે કોઈ વિશ્વસનીય વ્યકિત ન હતી. તેથી ત્રણે ભાઈઓ તેની પાસે આવ્યા અને જિહાદમાંથી પરત અવતા સુધી તેમની બહેનને તેમની પાસે તેમની નિગરાની (દેખભાળ)માં રાખવા માટે વિનંતી કરી. તેણે ના પાડી અને કહયું, " હું તમારાથી અને તમારી

બહેનથી અલ્લાહની પનાહ ચાહું છું" પરંતુ ભાઈઓના સતત આગ્રહ પર તેણે આ વાત માન્ય રાખી, કહયું મારી રહેઠાણની નજીક આ નાનકડાં મકાનમાં તે છોકરી (બહેન)ને રાખી દો. તેઓ આ મકાનમાં તે બહેનને મુકી ચાલ્યા ગયા, થોડાક દિવસો સુધી તે છોકરી એકલી રહી કે ઈબાદતગુઝાર પોતાના મકાનમાંથી ખાણું લઈને ઉતરતો અને દરવાજા બહાર મુકીને દરવાજો બંધ કરી આપતો અને પોતાના ઈબાદતના સ્થાન પર પહોંચી જતો. ત્યાંથી છોકરીને અવાજ આપીને કહેતો (ત્યારે) છોકરી બહાર નીકળીને આબિદ (ઈબાદતગુઝાર)ના દરવાજેથી ખાણું લઈ લેતી.

હવે શૈતાન આબિદની પાછળ લાગ્યો અને ખૂબ જ નેક દિલ બનીને ઈબાદતગુઝારના દિલ – દિમાગમાં ઉતર્યો અને સમજાવ્યું કે દિવસે છોકરીનું ઘરથી બહાર નીકળીને તમારા દરવાજા સુધી આવવું, ખતરાથી ખાલી નથી. સંભવ છે કોઈ જોઈને તેની પાછળ લાગી જાય. એટલે ખાણું તેના(છોકરીના) દરવાજા સુધી પહોંચાડી દો, આ તકલીફ તમારા માટે નેકીનું કારણ બનશે, હવે તે આબિદ ખાણું તેના દરવાજા સુધી પહોંચડવા લાગ્યો, તે ભોજન મુકીને જતો રહેતો,છોકરી સાથે વાત કરતો નહીં, થોડા દિવસો સુધી આમ ચાલ્યું, પછી ફરી શૈતાન ખૈરખ્વાહ બનીને આવ્યો અને આબિદને કહયું જો આપ ખાવા અંદર સુધી પહોંચાડો તો વધુ સારૂ છે. જયારે શૈતાન લગાતાર આ મશ્વેરો આપતો રહયો તો તેણે ખાણું અંદર સુધી પહોંચાડવાનું શરૂ કર્યુ. પછી શૈતાને તરગીબ આપી કે છોકરી એકલતાને લઈ ડર અનુભવે છે, જો તમે તેનાથી વાતચીત કરો તો તેનો ડર દૂર થાય તેથી, આબિદ પોતાના મકાનના છત પરથી તેની સાથે વાતચીત કરવા લાગ્યો. ઈબ્લીસે ફરી સમજાવ્યું કે જો આપ નીચે ઉતરીને વાતચીત કરો તો વધારે ખુશીનું કારણ બને, થોડા સમય પછી ઈબ્લીસે કહયું આ રીતે વાતચીતથી બેપરદગી અને બદનામી થાય છે. તેથી આપ મકાનમાં જઈને વાતચીત કરો.

હવે આબિદ અંદર (મકાનમાં) જવા લાગ્યો, દિવસ દરમિયાન વાતો કરતો, રાત્રે પોતાની ઈબાદતગાહમાં ઈબાદત કરતો, હવે ઈબ્લીસ પોતાની

સફળતાની મંઝીલની નજીક પહોંચી ગયો હતો, તે(ઈબ્લીસ) આબિદની નજરોમાં છોકરીનું સૌંદર્ય જમાવતો રહયો, અહિંયા સુધી કે છોકરી તેની નજરોમાં સુંદર લાગવા માંડી, હવે એક દિવસ વાતચીત દરમિયાન આબિદે છોકરીની જાંઘ પર હાથ માર્યો અને તેણીને ચુંબન કર્યુ, ઈબ્લીસ છોકરીને આબિદની નજરોમાં ખુબ જ સૌંદર્યવાન બનાવીને રજુ કરતો અને અંતે ઈબાદતગુઝાર તેમાં સપડાયો અને છોકરી સાથે ઝિનાકારી કરી અને ઝિનાકારી દરરોજ કરતો, છોકરી ગર્ભવતી બની, જયારે બાળકનો જન્મ થયો તો શૈતાને આબિદને એક ડર પેદા કર્યો કે જયારે છોકરીના ભાઈઓ આવશે તો તેણે શું જવાબ આપશે ? તે સમયે તેઓ તમને બદનામ કરવામાં કોઈ કસર બાકી રાખશે નહીં, તેથી સારૂ છે કે આ બાળકને મારી નાંખો અને આ રીતે તમારુ રહસ્ય (ગુનો) ઢંકાઈ જશે અને છોકરી પણ ચુપ રહેશે કેમકે તેમાં તેની પણ બદનામી છે. જેથી આબિદે બાળકને મારી નાંખ્યું અને દફન કરી દીધું, ત્યાર બાદ શૈતાન આવ્યો અને આબિદને કહયું છોકરી બાબત ખુશ ફહમીમાં પડવાની જરૂરત નથી, તમારો શું વિચાર છે ? જયારે ભાઈઓ આવશે તો આ દુઃખિયારી છોકરી પોતાનું દુઃખ છુપાવી શકશે ?જે તમે તેનાથી અને તેના બાળકથી કર્યુ છે.તે તેના ભાઈઓ સમક્ષ તમામ વિગતે વાત કરશે, તેથી દુરંદેશી તેમાં છે કે છોકરીને પણ મારી નાંખો અને તેના બાળક સાથે દફન કરી દો. તેને છોકરીને મારી નાંખી અને માતા અને બાળકને એક જ ખાડામાં દફન કરી દીધા અને માટી બરાબર કરીને ઉપર એક મોટો પથ્થર મુકી દીધો આ કાર્ય પછી તે ખાનકાહમાં જઈને ઈબાદતમાં લાગી ગયો.

થોડા સમય પછી છોકરીના ભાઈઓ જિહાદથી પરત ફર્યા અને આબિદ પાસે આવીને પોતાની બહેનના સમાચાર પુછયા તો તે રડવા લાગ્યો અને કહયું તે અલ્લાહને પ્યારી થઈ ગઈ, તે ખૂબ નેક સ્ત્રી હતી, આ જુઓ તેની કબર છે. ભાઈઓ તેની કબર પર આવી રડવા લાગ્યા અને તેણી માટે મગ્ફિરતની દુઆ ગુઝારી, થોડા દિવસો સુધી ત્યાં જ રોકાયા અને ત્યાર બાદ પોતાના ઘરે

પહોંચ્યા, રાત્રે જયારે બધા ઊંઘી ગયા તો શૈતાન સ્વપ્નમાં પ્રવાસી બનીને આવ્યો, જે સૌથી પહેલાં મોટા ભાઈને દેખાયો અને તેનાથી બહેનના સમાચાર પુછયા, મોટા ભાઈએ આબિદથી જે સાંભળ્યું હતું તે કહી દીધું અને આ પણ કહયું કે આબિદે પણ તેની બહેન માટે દુઆએ મગ્ફિરત કરી અને અમને બધાને તેની કબ્ર બતાવી, શૈતાને કહયું, આબિદે તમને જુઠી વાતો કહી છે. વાસ્તવિકતા એ છે કે તેણે (આબિદે) તમારી બહેનને ગર્ભવતી બનાવી અને તે(ગર્ભથી) બાળકનો જન્મ થયો તો તમારી બીકે માતા અને બાળક બન્નેને મારી નાંખ્યા અને આ ખાડામાં દફન કર્યા જે આ મકાનના દરવાજા પાછળ જમણી બાજુએ છે, જેમાં (તમારી) બહેન રહેતી હતી, તો ચાલો એને ખોદીને જુઓ. પછી વચલા ભાઈને આ સ્વપ્નું દેખાડયું અને પછી સૌથી નાના ભાઈને આ જ સ્પપ્નું બતાવ્યું. સવાર થયે ત્રણેએ પોતાના સ્વપ્ના વિશે એક બીજાને બતાવ્યું, તો દરેકને એક જ સ્વપ્નું આવ્યું તે સાંભળી ભાઈઓને આશ્ચર્ય થયું, મોટા ભાઈએ કહયું આ વિચારોની વાત છે, તેની કોઈ હકીકત નથી, માટે પોત પોતાના કામે લાગી જાવ. આ વાતને છોડો, પરંતુ નાનો ભાઈ જીદે ચઢયો અને કહયું, (واللہ لا امضیٰ حتی اتی الی ھذا المکان فانظر فیہ) ખુદાની કસમ ! હું કોઈ કામ કરીશ નહીં જયાં સુધી ત્યાં પહોંચીને પુરતી તલાશી ન કરૂં.

નાના ભાઈની જીદ પર ત્રણેવ ભાઈઓ તૈયાર થઈ ગયા અને તે તરફ રવાના થયા, જયારે તે મકાન પાસે પહોંચ્યા જયાં બહેન રહેતી હતી, અંદર પ્રવેશ્યા તો તે જગ્યાની ઓળખ થઈ, જે સ્વપ્નમાં જોઈ હતી, જયારે તે જગ્યા ખોદી તો માતા અને બાળક દફન કરેલા મળ્યા, હવે આબિદની પુછપુરછ કરી, કે આ લાશોની વાસ્તવિકતા શું છે ? આવા સમયે પુછપરછમાં થોડી સખતાઈ હોય છે, તેથી આબિદ આ સખ્તીથી પરેશાન થઈને પોતાના ગુનાહને કબૂલ કર્યો, આ કેસ બાદશાહ સામે રજૂ થયો, બન્ને પક્ષે ઉલટ તપાસ કરી, બાદશાહે નિર્ણય કર્યો કે આબિદને ફાંસી આપવામાં આવે. જયારે તેને ફાંસીના માંચડે ચઢાવ્વામાં આવ્યો તો શૈતાન તેની પાસે આવીને બોલ્યો તે મને ઓળખ્યો નહીં? હું એ જ છું જેણે તને છોકરી પ્રતિ(બદકારી માટે) આકર્ષિત કર્યો હતો, અહિંયા

સુધી કે તે તેણીને ગર્ભવતી કરી અને તેં તેણીને અને તેના બાળકની હત્યા કરી નાંખી જો તુ આજે મારું કહેવું માની લે અને ખુદાનો ઈન્કાર કરી દે તો તને આ ફાંસીથી છુટકારો અપાવું, આબિદે તરત જ શૈતાનની વાત માની લીધી અને ખુદાનો ઈન્કાર કર્યો જેવો તેણે કુફ્ર કર્યુ તો શૈતાન ત્યાંથી ખસી ગયો અને જલ્લાદોએ આબિદને ફાંસી આપી દીધી.

હઝરત વહબ બિન મુનબ્બા (રહ.) ફરમાવે છે  કે આ ઘટના બાબતે આ આયત ઉતરી છે.

كَمَثَلِ الشَّيْطَانِ إِذْ قَالَ لِلْإِنسَانِ اكْفُرْ فَلَمَّا كَفَرَ قَالَ إِنِّي بَرِيءٌ مِّنكَ إِنِّي أَخَافُ اللَّهَ رَبَّ الْعَالَمِينَ فَكَانَ عَاقِبَتَهُمَا أَنَّهُمَا فِي النَّارِ خَالِدَيْنِ فِيهَا وَذَٰلِكَ جَزَاءُ الظَّالِمِينَ

અર્થ :(વળી તેઓની) મિસાલ શયતાનના જેવી છે કે (પ્રથમ તો) તે માણસને કહે છે કે તું કાફિર થઈ જા, ફરી જ્યારે તે કાફિર થઈ જાય છે ત્યારે એમ કહે છે કે મારો તારી સાથે કંઈ સંબંધ નથી. બેશક, હું તો અલ્લાહથી ડરું છું, જે સમગ્ર સૃષ્ટિનો માલિક છે. ફરી તે બન્નેનું પરિણામ એ જ છે કે બન્ને આગમાં પડશે તો તેમાં જ સદા રહેશે અને એવા જુલ્મીઓની શિક્ષા એ જ છે.

અત્રે આ મોકા પર સુજાહ અને મુસયલમહ કઝ્ઝાબનો કિસ્સો વર્ણન કરવો યોગ્ય લેખાશે. જેથી આપણા માટે બોધદાયક પુરવાર થાય.

સુજાહ બિન હારિષ હવાઝિન કબીલા બની તમીમમાં જન્મી, તેનો ઉછેર અરબના ઉત્તર – પૂર્વમાં જે આજે ઈરાકના નામે ઓળખાય છે, ત્યાં થયો, તે બે નદીઓ (દિજલા અને ફુરાત) વચ્ચે હોવાથી અલજઝીરા કહેવાય છે. સુજાહ ઈસાઈ અને ખુબ જ વાકપટુ અને છટાદાર વાણી ધરવાતી શકિતશાળી સ્ત્રી હતી, તે પ્રવચન આપવામાં ખુબ જ માહેર હતી, પોતાના સમયની વિખ્યાત જયોતિષ હતી, સૌંદર્ય અને આકર્ષણમાં ચાંદને શરમાવે એવી હતી.

અરબ અને અજમ(બિન અરબ)ના સરદાર હઝરત મુહમ્મદ મુસ્તુફા (સલ.)ની વફાત થઈ તો સુજાહે નબી હોવાનો દાવો કર્યો, સૌ પ્રથમ બની

તગ્લબે તેના નબી હોવાનો સ્વીકાર કર્યો, સુજાહે મુસજ્જા અને મુકફ્ફા ભાષામાં પત્રો લખીને સમગ્ર આરબને પોતાના નવીન ધર્મની દાવત આપી. બની તમીમનો સરદાર માલિક ઈબ્ને હુબૈરહ તેના પત્રોની છટા અને વાકપટાથી પ્રભાવિત થઈ તેનો આશિક બની ગયો, ટુંકા ગાળામાં સુજાહના ઝંડા હેઠળ વિશાળ લશ્કર ભેગું થઈ ગયું, સુજાહે સૌપ્રથમ બની તમીમ પર હુમલો કર્યો, સખત લડાઈ પછી બની તમીમના લોકોએ તેની સાથે સમાધાન કરી લીધું.

સુજાહે બીજા દિવસે એક અસરકારક લેખ તૈયાર કરીને સવારે સૈન્યના દરેક વડાઓને કહયું કે હું હવે દિવ્યવાણી(વહી)મારફતે યમામા પર હુમલો કરવા ઈચ્છુ છું, તે જગ્યા જયાં મુસયલમહ ઈબ્ને કઝઝાબ પોતાના સૈન્ય સહિત હાજર હતો, જયારે મુસયલમહને સુજાહના આગમનના સમાચાર મળ્યા તો ખૂબ આડંબર અને પ્રપંચ સહિત કામ કર્યુ, પોતાના લોકો મારફતે કિંમતી ભેટો આપીને સુજાહને સંદેશો મોકલ્યો કે પહેલાં અરબના પ્રત્યેક શહેરોમાંથી અડધા અમારા અને અડધા કુરૈશના હતા હવે કુરેશે કરારભંગ કર્યો એટલે તે (અડધા) શહેરો હું તમને સોંપુ છું અને સંદેશો મોકલ્યો કે હું તમારી મુલાકાત કરવા ઉત્સુક છું, પરવાનગી હશે તો હાજર થઈશ. સુજાહે પરવાનગી આપી દીધી.

મુસયલમહ કઝ્ઝાબ પોતાના ચાલીસ હોશિયાર અને ચપળ સૈનિકો સહિત સુજાહ પાસે પહોંચ્યો અને તેને ખુબ આવકાર આપ્યો, તેની મુલાકાત કરી,તેણે સુજાહનું સૌંદર્ય જોયું તો ચોકી ઉઠયો અને તે પ્રતિ આકર્ષાયો, તેને વિશ્વાસ હતો કે યુદ્ધ કરીને સ્ત્રીજાતને જીતવી મુશ્કેલ છે, પરંતુ પ્રેમની માયાજાળમાં ફસાવીને હરાવવી સફળ રહેશે, મુસયલમહ કઝઝાબે સુજાહના વખાણ કરવાનું શરૂ કર્યુ અને વિનંતી કરી કે તમે મારી દાવત સ્વીકારી મારા તંબુ સુધી પધારો. ત્યાં આપણે ગુપ્ત ચર્ચા કરીશું, પોતાના નબી હોવાની વાત બાબતે પણ ચર્ચા કરીશું, સુજાહ પોતાના આવા વખાણ સાંભળીને અતિ પ્રસન્ન થઈ, તેણે હા પાડી અને વચન આપ્યું કે બન્નેના સૈનિકો તંબુથી દૂર રહેશે, કોઈને પણ નજીક આવવાની પરવાનગી નહીં રહે, મુસયલમહ કઝઝાબે ત્યાંથી

પાછા ફરીને આદેશ આપ્યો કે એક સુંદર તંબુ તૈયાર કરવામાં આવે. તેને ઉચ્ચ આનંદ પ્રમોદના સામાનથી સજાવવામાં આવે અને વિશેષ એક મુલાકાતની અલગથી જગ્યા તૈયાર કરવામાં આવે, તૈયારી પૂર્ણ થતા તેને સુજાહને આમંત્રણ આપ્યું, સુજાહ પહેલેથી રૂપાળી તો હતી જ, પરંતુ આ મુલાકાત વેળા તે ખૂબ જ તૈયાર થઈને માશુકાના અંદાજમાં મટક મટક ચાલ સહિત ઘણા જ ઉત્સાહ સહિત મુસયલમહના મકાન ઉપર આવી પહોંચી, મુસયલમહ જો કે વયમાં મોટો હતો તેના કરતાં બમણી વયનો હતો,પરંતુ લાગતો ન હતો, તેણે સુજાહને ભાવભીનો આવકાર આપ્યો અને રેશમી ગાદલાઓ પર તેને બેસાડી મધુર મધુર વાતો કરવા લાગ્યો.

મકાનમાં ખુશ્બુની લપેટોએ સુજાહને ખુબ પ્રભાવિત કરી હતી, મુસયલમા પણ જાણતો હતો કે સ્ત્રી જયારે ખુશ્બુથી મસ્ત થઈ જાય છે તો પુરુષો પ્રતિ આકર્ષાય છે. મુસયલમાએ સુજાહને કહયું તમારા પર અત્યારે કોઈ દિવ્યવાણી ઉતરી હોય તો સંભળાવો, મુસયલમા તો શરૂથી જ વાસનાભરી અશ્લિલ વાતો કરવા તૈયાર બેઠો હતો, મોકો જ શોધતો હતો, તેણે સુજાહની મનની વાત જાણવા કહયું કે મારા પર આ વહી ઉતરી છે.

اَلَمْ تَرَاِلیٰ رَبِّك كَيْفَ فَعَلَ بالْحُمْلیٰ، اَخْرَجَ مِنْهَانَسَمَةً تَسْعىٰ بَيْنَ صَفَافٍ

وَحَشیٰ

અર્થ : શું તમે જોતા નથી કે તમારો પરવરદિગાર ગર્ભવતી મહિલાઓથી કેવો મામલો કરે છે ? તેમાંથી ચાલતા – ફરતા જીવો નીકળે છે, તેઓ પર્દાઓ અને જિલ્લીઓ દરમિયાન લપેટાએલ હોય છે.

મુસયલમહની વહી સુજાહની નફસાની મહેચ્છાઓ મુજબ હતી, યુવાવસ્થાની ઉમંગોએ તેણીને ઉત્તેજિત કરવાનું શરૂ કર્યુ, તે પરાયા પુરુષ સાથે એકાંતમાં બેઠી હતી અને વાસનાયુકત ચર્ચા થતી રહે એમ ઈચ્છતી હતી, જેથી કહયું કે અન્ય કોઈ વહી સંભળાવો.

મુસયલમહને થયું કે આ નાઝનીને આટલી અશ્લિલતાભરી ચર્ચાને

સ્વીકારી છે અને તેને ખોટુ લાગ્યું નથી તો તેની હિંમત વધી અને તેના સૌંદર્યના વખાણ કર્યા અને વહીના નામે અન્ય અશ્લિલતાભરી વાતો તેને કહી.

આ શર્મનાક અને વાસનાભરી શૈતાની વાતો સાંભળી સુજાહની અંદરની વાસના ઉત્તેજિત થઈ, મુસયલમાએ કહયું , સાંભળો ખુદાએ અડધી જમીન મને આપી અને અડધી કુરૈશને આપી, પરંતુ કુરૈશે અન્યાય કર્યો જેથી મેં કુરૈશનો અડધો ભાગ તમને આપી દીધો, હું ઘણી જ નિખાલસતા સહિત મંતવ્ય આપુ છું કે જો આપણું સૈન્ય એક થઈ જાય તો સમગ્ર આરબ વિશ્વ પર કબ્જો જમાવી લઈશું, તમે અરબની રાણી તરીકે ઓળખાશો, તમારી સેનાની દેખરેખનું કામ હું કરીશ, મુસયલમાએ લગ્નનો પ્રસ્તાવ મુકયો અને કહયું કે આપણે શાદી કરી લઈએ. વળી આપણી બન્નેની નુબુવ્વત પણ ચમકી ઉઠશે, સુજાહ પર મુસયલમહનો જાદુ ચાલી ગયો,તે બોલી મને આપની વાત મંજુર છે.

આ સાંભળી મુસયલમહએ હસ્તા સ્વરે કહયું, મને પણ આ મુજબ કરવાનો ઈશ્વરીય આદેશ છે,"મિયાં બિવી રાઝી તો કયા કરેગા કાઝી ?" કહેવત મુજબ બન્નેએ વગર કોઈ ગવાહ પોતે જ નિકાહ કરી લીધા અને સુહાગરાત મનાવવાનું શરૂ કર્યુ, એકાંતમાં અજાણી વ્યકિત સાથે વાતો કરવાનું પરિણામ આવું જ હોય છે.

તંબુની બહાર તો તેમના અનુયાયીઓ એમ સમજતા હતા કે નબુવ્વતના દરેક મુદ્દાઓ પર ચર્ચા – વિચારણા થઈ રહી છે. લોકો બહાર પરિણામ જાણવા તત્પર હતા અને અંદર તો દુલ્હા – દુલ્હન નવજવાનીની મજા લૂંટી રહયા હતા. ત્રણ દિવસ સુધી બંને બહાર નીકળ્યા નહીં, મુસયલમાએ મનભરી દિલની ઈચ્છા પૂર્ણ કરી લીધી.

ત્રણ દિવસ પછી પોતાની નબુવ્વતને ધુળ ચાટતી કરીને અને મુસયલમાના હાથે પોતાની આબરૂ લુંટાવીને શરમમાં ડુબેલી સુજાહ ધીમે પગલે લથડતી લથડતી પોતાના લશ્કરમાં પહોંચી, તો તેના વડાઓએ પુછયું

ત્રણ દિવસની ચર્ચાનું પરિણામ શું આવ્યું ? તેણીએ કહયું, તે પણ સારા નબી છે, મેં તેમની નબુવ્વત સ્વીકારીને તેમની સાથે નિકાહ કરી લીધા છે. સૈનિકોમાંથી કોઈકે પુંછયું ગવાહ કોણ હતાં ? અને મહેર કેટલી હતી ? સુજાહે શરમના માર્યા નજર નીચી કરી લીધી, તેણીએ કહયું કે હું મહેર પુછવાનું ભુલી ગઈ છું, અનુયાયીઓએ કહયું, તમે જઈને મહર પુછી આવો, તેના વગર નિકાહ થશે નહીં, મજબુર થઈને તે પરત મહેર બાબત પુછવા ગઈ, મુસયલમાએ દરવાજા બંધ કરી લીધા હતા, તે ડરતો હતો કે સુજાહના સમર્થકો પોતાનું અપમાન સમજીને મારી હત્યા ન કરી નાંખે,જયારે મુસયલમહને ખબર પડી કે સુજાહ દરવાજા પર આવી છે તો તેણે દરજાની તિરાડમાંથી જોયું અને પુછયું કે બીજી વાર શા માટે આવવાનું થયું ? સુજાહે કહયું કે હું મારી મહર પુછવાનું ભુલી ગઈ હતી, એટલા માટે ફરી આવવું પડયું, મુસયલમાએ હસીને જવાબ આપ્યો કે મુહમ્મદ (સલ.) મેઅરાજ વેળા અર્શેબરીથી પાંચ નમાઝો લાવ્યા હતા, અલ્લાહ તઆલાએ મુસલમાનો માટે સુજાહની મહરના બદલામાં ફજર અને ઈશાની નમાઝો માફ કરી દીધી. સુજાહ જયારે પડેલું મોઢે તેના લશ્કરમાં પરત આવી તો સૈનિકોને શંકા ગઈ કે જરૂર કોઈ ગરબડ છે! કે સુજાહ સારી રીતે વાત કરતી હતી, જે સુજાહ સમર્થકોના દિલ મોહી લેતી હતી, તે આટલી ગભરાયેલી અને શરમાયેલ છે. તેના મોઢેથી ચોક્કસ શબ્દો નીકળતા નથી. સ્ત્રી જયારે પોતાની આબરૂને લુટાવે છે તો તેનું પરિણામ આવું જ હોય છે. તેના સૈનિકો – સમર્થકો વ્યથિત થઈ ઘરે પરત ફર્યા.

તે દરમિયાન હઝરત ખાલિદ બિન વલીદ (રદિ.) ઈસ્લામી સૈન્ય લઈને યમામા પહોંચ્યા, મુસયલમા માર્યો ગયો અને સુજાહે ભાગીને પોતાના પ્રાણ બચાવ્યા અને એક ટાપુમાં રોકાણ કર્યુ, ત્યાર પછી નબીના દાવાથી તૌબા કરી ઈસ્લામ સ્વીકાર્યો, બનુ લગ્લબ પરિવાર તેનું મોસાળ હતું, ત્યાં જઈને શાંતિથી જીવન જીવવા લાગી, તેના કહેવાથી તેના સમર્થકોએ પણ ઈસ્લામ અંગીકાર કર્યો, હવે ત્યાંથી તે બસરા ચાલી ગઈ અને તે ખુબ નેક અને પરહેઝગાર બની ગઈ. સય્યિદીના અમીરે મુઆવિયહ(રદિ.)ના સમય દરમિયાન તેનું અવસાન થયું, (હયા ઔર પાકદામની ૧૭૭–૧૮૧:પીર ઝુલફિકાર નકશબંદી)

આ ઘટનાથી સ્પષ્ટ થાય છે કે સ્ત્રી અને પુરુષનું એકાંતમાં રહેવું(મળવું) કેટલું ભયંકર અને ગંભીર છે, લજ્જા અને આબરૂનું લીલામ થાય તે અલગ. જેના લઈ શરીઅતે તેના(ઝિનાના માધ્યમો) ઉપર પણ સખત પ્રતિબંધ મુકયો છે.

હઝરત અતા બિન રબાહનું કથન છે :

وَلَوُاُئتُمِنۡتُ عَلیٰ بَیۡتِ مَالٍ لَکُنۡتُ اَمِیۡنًا، وَلَا اٰمَنُ مِنۡ نَفۡسِیۡ عَلیٰ اٰمَةٍ شَوۡهَاءَ.

જો મને બયતુલ્‌માલ(ગરીબો માટેનું સાર્વજનિક ધનભંડોળ)નો અમીન બનાવવામાં આવે તો હું તેને સ્વીકારી શકું છું, પરંતુ એક બદસૂરત બાંદી (દાસી)ની જવાબદારી લઈ શકતો નથી. તેમાં આબરૂની રક્ષા કરવી ઘણું જ અઘરું કામ છે.

## સમજદાર બાળકો અને બાળાઓનું એક પથારીએ સુવું

સમજુ બાળકોનું ભલે તે સગા ભાઈ–બહેન હોય એક પથારી ઉપર ભેગા સુવું દુષ્ટતા અને બદચલનીનું પરિણામ અને લૈંગિક આકર્ષણનું કારણ બને છે.

રસૂલે કરીમ(સલ.)નો સ્પષ્ટ ઈરશાદ છે :

مُرُوۡااَوۡلَادَکُمۡ بِالصَّلَاةِ وَهُمۡ اَبۡنَاءُ سَبۡعٍ، وَاضۡرِبُوۡهُمۡ عَلَیۡهَاوَهُمۡ اَبۡنَاءُ عَشۡرٍوَفَرِّقُوۡا بَیۡنَهُمۡ فِیۡ الۡمَضَاجِعِ.

અર્થ : પોતાના બાળકોને સાત વર્ષની ઉમરે નમાઝનો હુકમ આપો, દસ વરસના થવા પર ન પઢવા પર મારો અને સજા કરો અને તેની પથારી અને સુવાની જગ્યા અલગ કરી દો.

માં – બાપની જવાબદારી છે કે તેઓ પોતાના સંતાનોની દેખરેખ – સંભાળ રાખે, તેમનું જાતીય આકર્ષણ ઉભરે અને વધે એવી કોઈ તક ન આપે. સમજદાર થવા પર તેની કાળજી – તકેદારીની ખુબ આવશ્યકતા છે. ફિત્નાથી પહેલાં જ તેના ઉપર નિયંત્રણ જરૂરી છે, સમજદાર સંતાનોની પથારી અલગ ન કરવી તેમના માટે હાનિકર્તા છે.

અલ્લામા ઈબ્ને કય્યિમ નોંધે છે કે,

"આપ(સલ.) એ સમજુ છોકરા – છોકરીઓની પથારી અલગ કરવા ઉપર ભાર આપ્યો છે અને પ્રેરણા આપી છે કે બન્ને એક પથારી ઉપર સુવે નહીં, એટલે કે બિસ્તર એક હોય તો સામાન્ય રીતે શૈતાન નાજાઈઝ સંબંધો પ્રસ્થાપિત કરવા તરફ તરગીબ આપે છે અને પછી તેનું ખરાબ પરિણામ આવે છે."

એક આરબ લેખક નોંધે છે :

" સ્ત્રી – પુરુષના મેળ – મેળાપની વિવિધ સુરતો છે અને દરેક સૂરત પર શરીઅતે પાબંદી લગાડી દીધી છે.(૧) સમજદાર બાળકોને એક પથારીએ સુવડાવવાની મનાઈ છે.(૨) પુરુષોની સેવા – ચાકરી કરવા માટે નોકરાણીઓ રાખવાની પણ ઈસ્લામમાં પાબંદી(હરામ) છે. (૩) મંગેતર સાથે એકાંતમાં મુલાકાતની પણ મનાઈ કરવામાં આવી છે.(૪) સ્ત્રીને પોતાના પતિની ગેરહાજરીમાં પતિના મિત્રો તથા દૂરના સંબંધિ(પુરુષો)ને આવકાર આપવા તથા તેમની સાથે બેસવાથી પણ રોકવામાં આવેલ છે.(૫)શિક્ષણ કેન્દ્રો પર પરસ્પર મિલન થાય તે પણ હરામ છે.(૬) નોકરી, પ્રસંગો અને પર્યટન સ્થળો વગેરે ઉપર સ્ત્રી – પુરુષનું એકત્ર થવું પણ હરામ છે.

(અવદતુલ હિજાબ ડકતૂર અલ મુકદ્દમ : ૫૬)

ભાવાર્થ એ છે કે જયાં જાતીય સંબંધોની સંભાવના હોય તેના પર ઈસ્લામે પાબંદી લગાડી છે, આ રીતે આબરૂ અને કુલીનતાના રક્ષણને મહત્વનો મકસદ દર્શાવ્યો છે. વળી જરૂરત વિના સ્ત્રી માટે પુરુષ ડોકટર પાસે સારવાર અર્થે જવું પણ હરામ ઠેરવ્યું છે, જો સ્ત્રી ડોકટર ન હોય તો મજબૂરીના લઈ સંપૂર્ણ પરદો કરી(પોતાના કોઈ નિકટના સંબંધિની હાજરીમાં)પુરુષ ડોકટર પાસે સારવારની પરવાનગી છે.

હઝરત ઉમ્મે સલમા (રદિ.) સાથે આવી જ એક ઘટના બની તો આપ(સલ.)એ પોતાની ઉપસ્થિતિમાં હઝરત અબૂ તય્યિબ (રદિ.)ને સારવાર કરવાનો હુકમ કર્યો. મતલબ કે પુરુષ ડોકટર અને બીમાર સ્ત્રીની એકાંતમાં

મુલાકાત પણ થવી જોઈએ નહીં, બલ્કે કોઈ મહરમની ઉપસ્થિતિમાં પુરુષ ડોકટર પાસે સારવાર કરાવવી જોઈએ.

એક અમેરિકન પત્રકાર સ્ત્રીએ આરબ મુસ્લિમોને અપીલ કરી કે...

" અરબ સમાજ સંપૂર્ણ આઈડિયલ સમાજ છે અને તેના માટે જરૂરી છે કે તે પોતાના કાયદા – કાનૂન પ્રમાણે દીન પર અડગ રહે. અરબ યુવાન છોકારા – છોકરીઓને પડદામાં રાખે, તેમને અઝાદ છોડે નહીં. યુરોપમાં જે આવારગી ફેલાયેલી છે અને હયા તેમજ પડદાની મજાક કરવામાં આવી રહી છે અને પવિત્રતા તેમજ લજ્જાને જે રીતે પાયમાલ કરવામાં આવી રહી છે, તેનાથી પોતાના વંશની રક્ષા કરે. ઈસ્લામના હુકમો અને પવિત્રતાની હિફાઝતની તાકીદ બધા માનવો માટે છે, તેમાં કચાસ ન રહે, બેપર્દગીથી પર્દા તરફ પુનઃ આવે. નિર્લજ્જતાને બદલે લજ્જાને પોતાની ઓળખ બનાવે, સંયુકત સમાજના ખ્યાલને ત્યજવામાં આવે. સ્ત્રીને ઘરનો પ્રકાશ બનાવો, તેને મેહફિલનો પ્રકાશ બનાવીને બેઈઝઝત ન કરો. અમેરિકન સમાજ આ નિર્લજ્જતાને કારણે ધિક્કારપાત્ર બની ગયો છે. પવિત્રતા અને લજ્જા લુપ્ત થઈ ગઈ છે અને મોટે ભાગે છોકરા – છોકરીઓ વ્યભિચાર અને બદકારીમાં સંડોવાય ગયા છે.છુટકારો માત્ર ઈસ્લામી તા'લીમમાં છે અને યુરોપની હઝાર આઝાદી શરીઅતની ગુલામી પર કુર્બાન છે."

**તેરી ગુલામી કે સદકે હઝાર આઝાદી**

## પર પુરુષ – સ્ત્રીનો મુસાફો (હસ્તધુનન)

પર પુરુષ – સ્ત્રીઓનો પરસ્પર મુસાફો પણ નિર્લજ્જતાનું કારણ બની શકે છે. બલ્કે એ કહેવું યોગ્ય છે કે પરસ્ત્રીને જોવાથી વધારે નુકસાન મુસાફામાં છે, એટલા માટે શરીઅતે તેનાથી રોકયા છે. હઝરત આયશા (રદિ.) થી રિવાયત છે કે, હુઝૂર (સલ.) સ્ત્રીઓને બયઅત ફરમાવતા–શપથ દેવડાવતા હતા, પરંતુ

مَامَسَّتْ يَدُ رَسُوْلِ اللّٰهِ ﷺ يَدَ اِمْرَأَةٍ

**અર્થ : કયારેય આપ(સલ.)નો પવિત્ર હાથ કોઈ સ્ત્રી સાથે સ્પર્શ થયો નથી. (બુખારી શરીફ)**

**અન્ય રિવાયતમાં હઝરત આયશા (રદિ.) ફરમાવે છે :**

وللہ ما اخذ رسول الله ﷺ علی النساء قط الا بما امرہ الله تعالی، وما مست کف رسول الله ﷺ کف امرأة قطُّ، وکان، تَقُوْل لَهُنَّ اِذْ اَخِذَ عَلَيْهِنَّ : قَدْ بَايَعْتُكُنَّ كَلَاماً

**અર્થ : અલ્લાહના સોગંદ ! આપ (સલ.)એ કયારેય કોઈ સ્ત્રીથી અલ્લાહ આદેશ સિવાય કોઈ બીજી વસ્તુનું વચન લીધું હોય.(સૂરએ મુમ્તહિનહ તરફ ઈશારો છે : જેમાં આપ(સલ.)ને સ્ત્રીઓ થી ગુનાહો; શિર્ક, ચોરી, વ્યભિચાર, આક્ષેપ, બાળહત્યા અને શરીઅતની નાફરમાનીથી બચવાનો વચન લેવાનો આદેશ છે.) હુઝૂર સલ.ના હાથથી કયારેય કોઈ સ્ત્રીનો હાથ અડકયો નથી બયઅત–શપથ પછી આપ સલ. સ્ત્રીઓને ફરમાવતા કે " મેં તમારાથી જબાની વચન લીધું છે." (મુસ્લિમ શરીફ)**

**હઝરત ઉમય્યહ બિન્તે રકીકા (રદિ.) ફરમાવે છે કે હું અન્સારની અમુક સ્ત્રીઓ સાથે બયઅત–શપથ માટે રસૂલે અકરમ સલ.ની ખિદમતમાં હાજર થઈ. અમે આપને અરજ કરી કે અમે આપથી વાયદો કરીએ છીએ કે શિર્ક નહીં કરીએ, ચોરી અને વ્યભિચારથી બચીશું, કોઈના ઉપર આરોપ નહીં મૂકીએ. જાઈઝ કામોમાં નાફરમાની–આજ્ઞાનું ઉલ્લંઘન નહીં કરીએ, આપ (સલ.)એ ફરમાવ્યું કે, શકિત મુજબ તમારે આ વચન પુરૂ કરવાનું છે. અમે કહયું કે અલ્લાહ અને રસૂલ ખૂબ જ મહેરબાન છે. આપ હાથ આગળ કરો જેથી અમે આપથી બયઅત કરીએ. આપ (સલ.) એ ફરમાવ્યું**

اِنِّیْ لَااُصَلِحُ النِّسَاءَ

**અર્થ : હું સ્ત્રીઓથી મુસાફો–હસ્તધૂનન કરતો નથી. (નસાઈ)**

**પુરુષોથી બયઅત–શપથ વખતે મુસાફાનો મામૂલ હતો. સ્ત્રીઓએ એટલા માટે હાથ આગળ વધારવાની કોશિશ કરી, પરંતુ આપ (સલ.)એ**

ખુલાસો કરી દીધો કે સ્ત્રીઓથી મુસાફો જાઈઝ નથી.

વિચારવા જેવી વાત છે કે રસૂલે અકરમ સલ. ગુનાહોથી પાક છે, છતાં સ્ત્રીઓથી મુસાફો–હસ્તધૂનન કરવાથી દૂર રહે છે અને આ રીતે ઉમ્મતને તા'લીમ આપવામાં આવી રહી છે કે, કેટલી સાવચેતીની જરૂરત છે. જયારે પવિત્ર અને શુધ્ધ, ઈઝઝત અને આબરૂના નમૂના નબીએ અકરમ (સલ.) સ્ત્રીઓ સાથે મુસાફો નથી કરતા, તો બીજાઓ માટે કમજોર ઈમાન સાથે અપવિત્ર સમાજમાં સ્ત્રીઓ સાથે હાથ મેળવવો કેવી રીતે જાઈઝ હોઈ શકે છે?

હઝરત મઅકલ બિન યસાર (રદિ.) અલ્લાહના રસૂલ (સલ.)થી નકલ કરે છે:

لانْ يُطْعَنَ فِىْ رَأسِ اَحَدَكُمْ بِمَخِيْطٍ مِنْ حَدِيْدٍ خَيْرٌ لَهٗ مِنْ اَنْ يَمَسَّ اِمْرَأةً لَا تَحِلُّ لَهٗ

અર્થ : ''પરાયી સ્ત્રીને સ્પર્શ કરવા કરતાં બેહતર છે કે માથામાં લોખંડના હથોડા મારવામાં આવે. (મુઅ્જમે કબીર તબરાની : ૨૦ / ૨૧૨)

અન્ય હદીસમાં છે :

مَنْ مَسَّ كَفَّ اِمْرَأةٍ لَيْسَ مِنْهَا بِسَبِيْلٍ وُضِعَ علىٰ كَفِّهٖ جَمْرَةٌ يَوْمَ الْقِيَامَةِ.

'' જે વ્યકિત કોઈ પારકી સ્ત્રીને હાથ લગાડશે કિયામતના દિવસે તેના હાથમાં અંગારો મુકવામાં આવશે. (મુઅ્જમે કબીર તબરાની)

હદીસોની રોશનીમાં સ્ત્રીને સ્પર્શ કરવાથી, મુસાફો–હસ્તધૂનન કરવાથી અને હાથ મેળવવા વિશે ઈસ્લામની સખત ધમકી સમજી શકાય છે અને આ ગુનાહની સજા સમજી શકાય છે.

પ્રખ્યાત આલિમ શેખ મુહમ્મદ અમીન અશ્શંકીતી નોંધે છે કે, પારકા પુરુષ માટે પારકી સ્ત્રી સાથે મુસાફો–હસ્તધૂનન જાઈઝ નથી. સ્ત્રીના શરીરના કોઈ પણ ભાગનો સ્પર્શ હરામ છે. તેની દલીલ એક તો આપ (સલ.)ની હદીસ છે કે '' હું સ્ત્રીઓથી મુસાફો કરતો નથી.'' હુઝૂર સલ.નો અમલ આપણા માટે સૌથી ઉત્તમ નમૂનો છે. સ્ત્રીને સ્પર્શ કરવાની એક રીત મુસાફો છે, જયારે

મુસાફો હરામ છે, તો આગળ વધવાની બૂરાઈ કેટલી હશે ? અન્ય એક દલીલ એ છે કે સ્ત્રી સંપૂર્ણ છુપાવવાની ચીજ છે એટલા માટે પર્દો ફરજ છે. પુરુષોને નજરો નીચી રાખવાનો હુકમ એટલા માટે છે કે ફિત્નામાં સંડોવાય ન જાય, તેમાં શંકા નથી કે શરીરનું શરીર સાથે સ્પર્શ થવું બુરી નજરથી અનેક ઘણું વધારે ખરાબ છે.ત્રીજી વાત એ છે કે મુસાફો અને સ્પર્શ પારકી સ્ત્રી સાથે આનંદનું કારણ છે. વર્તમાન યુગમાં અમાનતદારી બરબાદ થઈ ગઈ છે અને પરહેઝગારી ઓછી થતી જાય છે. એટલા માટે ખુબ જ સાવધાન રહેવાની જરૂરત છે. રિપોર્ટથી જાણવા મળ્યું કે આપણા સમાજમાં વ્યકિત પોતાની પત્નીની બહેનો(સાળીઓ)થી ખૂબ જ નિકટ હોય છે અને કંઈ નહીં તો મુસાફો અને શરીર સ્પર્શ તો થઈ જ જાય છે. એવી રીતે આપણા સમાજમાં (આરબ સમાજની જેમ) મુલાકાત પર સલામ સાથે ચહેરો ચુમવાનો રિવાજ છે. પારકી સ્ત્રીઓ અથવા ગેરમહરમ દુરની સગપણવાળી સ્ત્રીઓથી મુલાકાત વખતે આ રિવાજ પણ જોવા મળે છે, આ બધુ બિલ્કુલ હરામ અને હરામનું કારણ છે. તેનાથી બચવું ફર્ઝ છે.(અઝવાઉલ્ બયાનઃ ૬ /૬૦૨,૬૦૩)

## સ્ત્રીઓએ ખુશ્બુ લગાવીને બહાર નીકળવું

સ્ત્રીઓએ સુગંધિત (વસ્તુ) લગાવીને બહાર નીકળવું વ્યભિચાર – ઝિનાને આમંત્રે છે, હદીસમાં છે કે,

હઝરત અબૂ મૂસા અશઅરી (રહ.) આપ(સલ.)થી રિવાયત કરે છે :

اَيُّمَا امرأَةٍ اِسۡتَعۡطَرَتۡ فَمَرَّتۡ علٰى قَوۡمٍ لِيَجِدُوۡا مِنۡ رِيۡحِهَا فَهِىَ زَانِيَةٌ

અર્થ : "જે સ્ત્રી સુગંધ(અત્તર) લગાવીને લોકોની વચ્ચેથી પસાર થાય છે ; જેથી લોકો તેની સુગંધથી ફાયદો ઉઠાવે તે આવારા અને વ્યભિચારી સ્ત્રી છે. (નસાઈ)

સુગંધ લગાડીને પસાર થનાર સ્ત્રીને વ્યભિચારી કહેવામાં આવી છે, એટલા માટે કે તે પુરુષોનું ધ્યાન પોતાના તરફ ખેંચવા માંગે છે. તેની આ હરકતમાં આકર્ષણ હોય છે અને ઓછામાં ઓછુ તે વ્યભિચારનું તો કારણ બને

જ છે. અન્ય એક હદીસ વધુ સ્પષ્ટતા સાથે છે.

كُلُّ عَيۡنٍ زَانِيَةٌ، وَالۡمَرۡأَةُ اِذَا اِسۡتَعۡطَرَتۡ فَمَرَّتۡ بِالۡمَجۡلِسِ فَهِيَ كَذَاوَ كَذَا يَعۡنِيۡ زَانِيَةً

અર્થ:દરેક આંખ વ્યભિચારી છે અને સ્ત્રી જયારે સુગંધ લગાવીને મહેફિલ પાસેથી પસાર થાય છે તો તે સ્ત્રી દુષ્ટ (વ્યભિચારી) છે.

(તફસીર ઈબ્ને કષીર : ૩ / ૨૮૬, તિરમિઝી શરીફ)

જે સ્ત્રી મસ્જિદમાં નમાઝ અદા કરવા માંગે અને તેણીએ સુગંધ લગાવી હોય તો તેણીને શરઈ હુકમ આપવામાં આવ્યો છે કે તે પોતાના શરીર અને પોશાકને ધુએ જેથી સુગંધનો અસર ખતમ થઈ જાય. ઈરશાદે નબવી છે.

اِذَاخَرَجَتِ الۡمَرۡأَةُ اِلَى الۡمَسۡجِدِ فَلۡتَغۡتَسِلۡ مِنَ الطِّيۡبِ كَمَاتَغۡتَسِلُ مِنَ الۡجَنَابَةِ

જયારે સ્ત્રી મસ્જિદે જવા માટે નીકળે અને તેણીએ સુગંધ લગાડેલી હોય તો જનાબતના ગુસલની જેમ (એહતિમામ સાથે) ગુસલ કરે. (નસાઈ)

ઈમામ ઈબ્ન કય્યિમ (રહ.) લખે છે કે,

સ્ત્રીને બહાર નીકળતી વખતે અથવા મસ્જિદે જતી વખતે ખુશ્બુ લગાવી બહાર આવવાથી સખતીથી રોકવામાં આવી છે અને તેનું કારણ એ છે કે એ પુરુષો વચ્ચેનું આકર્ષણ છે.સ્ત્રીની ખુશ્બુ, બનાવ શૃંગાર અને આભૂષણોની અવાજ પુરુષોને પોતાની તરફ આકર્ષે છે. એટલા માટે સ્ત્રીને સુગંધ, બનાવ શૃંગાર અને અવાજ વગર અભૂષણો સાથે બહાર નીકળવાની તાકીદ છે.

(અઅલામુલ મવકિઈન : ૩ /૧૪૯)

રિવાયતમાં છે કે હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની એક સ્ત્રી સાથે રસ્તામાં મુલાકાત થઈ તેનાથી સુગંધ આવી રહી હતી, આપ(રદિ.)એ પુછયું કે મસ્જિદેથી આવી રહયા છો ? જવાબ આપ્યો હા, ફરમાવ્યું : ખુશ્બુ લગાવી છે, જવાબ મળ્યો હા, ફરમાવ્યું કે આપ(સલ.)થી મેં સાંભળ્યું છે કે જે સ્ત્રી ખુશ્બુ લગાડીને મસ્જિદમાં આવે છે, અલ્લાહ તેની નમાઝ કબૂલ કરતો નથી. માટે તે સ્ત્રી પરત ફરી અને પોતાના કપડાં સારી રીતે ધોયા. (ઈબ્ને કષીર :૩ / ૨૮૬)

એક રિવાયતમાં છે :

ايما امرأةٍ اَصابَتُ بخورا فَلَا تَشُهَدُمَعَنَاالُعِشَاءَ الْآخِرَةَ

અર્થ :જે સ્ત્રીએ ખુશ્બુ લગાડી હોય તે ઈશાની નમાઝમાં અમારી સાથે શરીક થાય નહીં (મુસ્લિમ શરીફ)

ઉપરોકત હદીસમાં ઈશાનું ખાસ કારણ એ હોઈ શકે કે રાત્રે ફિત્નો વધારે થઈ શકે છે અને કામવાસનાના પૂજારીઓ માટે સ્ત્રીની સુગંધ દિવસ કરતાં રાત્રે વધારે પોતાના તરફ આકર્ષે છે, એટલા માટે ઈશાનું વિશેષ વર્ણન કર્યુ, નહિતર આદેશ દરેક સમય માટે છે અને એ કે સ્ત્રી ખુશ્બુ લગાવીને બહાર નીકળે નહીં.

તફસીર ઈબ્ને કષીરમાં છે કે માનવીની પ્રકૃતિ છે કે જયારે પુરુષ સ્ત્રીના ઘરેણાંની અવાજ સાંભળે છે, તો તેનું ધ્યાન તે તરફ જાય છે અને સ્ત્રીને જોવાની ઈચ્છામાં વધારો થાય છે.

મિશ્કાતમાં છે કે એક આઝાદ થયેલ નોકરાણી હઝરત ઝુબેર (રદિ.)ની પુત્રીને હઝરત ઉમર (રદિ.)ની ખિદમતમાં લઈ ગઈ. છોકરીના પગમાં અવાજ કરતા ઘરેણાં હતા, હઝરત ઉમર (રદિ.)એ તેને કાપી નાંખ્યા અને ફરમાવ્યું : મેં આપ (સલ.)ને ફરમાવતા સાંભળ્યા છે :

مَعَ كُلّ جَرَسٍ شَيُطَانٌ

અર્થ : દરેક ઘંટડી સાથે શૈતાન હોય છે,

એ જ રીતે એક વાર હઝરત આઈશા (રદિ.) ની સેવામાં એક સ્ત્રી અવાજ કરતા ઘરેણાં પહેરીને જવા લાગી તો આપે ફરમાવ્યું તેને કાઢી નાંખો, એટલા માટે કે આપ(સલ.)નું ફરમાન છે :

لاتدُخُلُ الُمَلَائِكَةُ بَيُتاً فِيُهِ جَرَسٌ

અર્થ :"તે ઘરમાં ફરિશ્તા દાખલ નથી થતા જયાં ઘંટડી વાગતી હોય."

આનાથી સ્પષ્ટ થયું કે એવી હરકત કરવી જોઈએ નહીં જેનાથી સ્ત્રી તરફ ધ્યાન કેન્દ્રિત થાય,(ઈસ્લામ કા નિઝામે ઈફફત વ અસમત : ૨૧૪)

એક હદીસમાં છે,

الرَّافِلَةُ فِى الزِّنَةِ فِى غَيْرِ اَهْلِهَا كَمَثَلِ ظُلُمَةٍ يَوْم الْقِيَامَةِ لَا نُوْرَلَهَا

**અર્થ : પોતાના કુટુંબીજનો સિવાય અન્ય સામે બની – સજીને જવું એવું છે જેવું કે કયામતના દિવસનું અંધારુ, જેના માટે કોઈ પ્રકાશ ન હોય.(તિરમિઝી)**

## પુરુષોએ સ્ત્રીઓનું અને સ્ત્રીઓએ પુરુષોનું રૂપ ધારણ કરવું

**જાતીય આવારગી અને સંસ્કારની પડતીનો તેમાં મોટો દખલ છે કે પુરુષ સ્ત્રીની શકલ બનાવે અને સ્ત્રી પુરુષની શકલ–રૂપ બનાવે. પ્રકૃતિ અને બુધ્ધિનો તકાદો એ છે કે દરેક વસ્તુ પોતાની શકલ પર યથાવત રહે, તેમાં તેની ભલાઈ છે. શરીઅતે બંનેને અલગ અલગ હુકમો આપ્યા છે. હઝરત આઈશા (રદિ.) ને બતાવવામાં આવ્યું કે એક સ્ત્રી પુરુષ જેવા પગરખા પહેરે છે, તો ફરમાવ્યું કે રસૂલુલ્લાહ (સલ.) એ પુરુષ જેવી શકલ – રૂપ અપનાવનાર સ્ત્રી પર ફિટકાર ફરમાવી છે. (અબૂ દાઉદ : ૨ / ૨૧૦)**

**હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે આપ (સલ.)એ સ્ત્રીનો (જેવો) પોષાક પહેરનાર પુરુષ ઉપર લાનત–ફિટકાર ફરમાવી છે.**

**(અબૂ દાઉદ)**

**હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) નકલ કરે છે કે આપ (સલ.)એ સ્ત્રીની એકરૂપતા અપનાવનાર પુરુષો પર અને પુરુષોની એકરૂપતા અપનાવનાર સ્ત્રીઓ પર લાનત ફરમાવી છે.**

**એક વાર હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)એ એક સ્ત્રીને ગળામાં કમાન નાંખી પુરુષોની જેમ ચાલતા જોઈ; પછી ખબર પડી કે એ અબૂ જહલની પુત્રી છે, તેની ઉપર આપ(રદિ.)એ ફરમાવ્યું કે મેં અલ્લાહના રસૂલ (સલ.)થી સાંભળ્યું છે કે જે સ્ત્રી પુરુષોનું અનુકરણ કરે તે અમારામાંથી નથી.**

**(મુસ્નદે અહમદ : ૪ /૧૭૭)**

**એક હદીસમાં પુરુષોનું અનુકરણ કરનાર સ્ત્રીને જન્નતથી વંચિત**

ફરમાવી છે. એવી જ રીતે સ્ત્રીઓને પુરુષો જેવી ટોપી, બુટ – ચપ્પલ પહેરવાથી; પુરુષોની મજલિસમાં જવાથી અને કમીસ–કુર્તા વગર માત્ર પાયજામો પહેરવાની મનાઈ કરી છે.

અબૂ દાઉદ શરીફમાં છે કે એક વાર આપ(સલ.)ની ખિદમતમાં એક હિજડો લાવવામાં આવ્યો તેણે હાથો અને પગોમાં મહેંદી લગાડી હતી,આપને બતાવવામાં આવ્યું કે આ સ્ત્રીઓનું અનુકરણ કરે છે. આપ(સલ.)એ તેને મદીનાથી તડિપાર કરવાની સજા સંભળાવી.

ઉપરોકત હદીસોની રોશનીમાં સ્પષ્ટ થાય છે કે ઈસ્લામ પુરુષોને સ્ત્રીનું અનુકરણ અને સ્ત્રીઓને પુરુષોનું અનુકરણ કરવાને પસંદ કરતો નથી. અને તેને નિર્લજ્જતાનું કારણ માને છે. વર્તમાન યુગમાં યુરોપની દેખાદેખીમાં મસ્લિમ યુવાનો તેના અનુકરણમાં આગળ વધી રહયા છે અને અલ્લાહ અને તેના રસૂલ (સલ.)ની લાનત–ફિટકારને પાત્ર બની રહયા છે.

## પારકી સ્ત્રીના ગુણોનું પુરુષ સમક્ષ વર્ણન

પુરુષ સામે પારકી સ્ત્રીઓના ગુણોનું વર્ણન દિલ અને દિમાગને દુષ્ટ બનાવે છે, સમાન્યપણે પુરુષના દિલમાં તે સ્ત્રીની મુહબ્બત પેદા થાય છે, માટે શરીઅતે રોક લગાવી છે.

એક હદીસમાં છે.

لَاتُبَاشِرُ الْمَرْأَةُ المرْأَةَ تَصِفُهَا لِزَوْجِهَا كَأَنَّهٗ يَنْظُرُاِلَيْهَا

અર્થઃ કોઈ સ્ત્રી બીજી સ્ત્રીને એ હેતુથી ન મળે કે બાદમાં તેના ગુણો પોતાના પતિ સામે એ રીતે વર્ણવે જાણે તે જાતે જ તેને જોઈ રહયો છે.

(તિરમિઝી)

ઉકત હદીસથી એક મસ્અલો સામે આવે છે કે કોઈ વસ્તુના ગુણ વર્ણવવા તેને આંખે જોવા સમાન છે. માલુમ થયું કે પત્ની તરફથી પુરુષ સામે પારકી સ્ત્રીની ખૂબીઓ અને તેનું રૂપ વર્ણવી જાણે તે સ્ત્રીને બતાવવા બરાબર છે અને આ અમલ પુરુષ માટે વિલાસ અને હરામકારીનું કારણ છે.

(મિર્કાતુલ મફાતિહ : ૬ /૨૧૩)

એવી રીતે અંગત જીવનના સંબંધોને અન્યો સમક્ષ વર્ણન કરવા મહા પાપ છે. આપ (સલ.)એ તેને શયતાની કૃત્ય ગણાવ્યું છે. (અબૂ દાઉદ)

## કુટુંબ નિયોજનની પુકાર

યુરોપ તરફથી કુટુંબ નિયોજનની પુકાર, તેના ફાયદાઓ, તેને અમલમાં મુકવાની યુકિતઓ અને બળજબળીના પ્રયાસો બધાનું પરિણામ વ્યભિચારને પ્રોત્સાહન અને અખ્લાકી–નૈતિક જીવનને નાબુદ કરવું છે. આ મુસ્લિમ દેશો વિરૂધ્ધ શત્રુઓનું ખાસ હથિયાર છે અને ઈસ્લામની દષ્ટિએ હરામ બલ્કે ઈસ્લામ વિરૂધ્ધ છે.

વસ્તી નિયંત્રણનું સૌથી મોટું અખ્લાકી–સાંસ્કારિક અને સામાજીક નુકસાન એ છે કે તેનાથી વૈવાહિક સંબંધો કમજોર બને છે.

એક વિદ્વાનનું કથન છે :

" સંતાનો જ પતિ – પત્નીના સંબંધો જાળવી રાખવાનું એક મજબુત હથિયાર છે. સંતાનો ન હોવાની સુરતમાં પતિ – પત્ની માટે એક બીજાથી અલગ થઈ જવા કોઈ ખાસ મહત્વ નથી રાખતું. એ જ કારણે યુરોપમાં તલાકનો રિવાજ મોટા પ્રમાણમાં ફેલાય રહયો છે અને છુટાછેડા લેનારમાં મોટે ભાગે એવા લોકો છે જેમના સંતાન નથી. જાતીય સ્વતંત્રતા–સ્વચ્છંદિત્તા આ કાર્યનું પરિણામ છે. કુટુંબ નિયોજનના કાર્યક્રમે નાજાઈઝ અવલાદના જન્મનો ભય બાકી રાખ્યો નથી અને લજ્જા તેમજ શરમ તો પહેલેથી જ નષ્ટ થઈ ગઈ છે, એટલા માટે વ્યભિચારિક પાપોનું વધુ પ્રમાણ એક અનિવાર્ય પરિણામ બન્યું છે

(જન્મદર નિયંત્રણ : મવલાના મુહમ્મદ તકી ઉસ્માની : ૫૬ –૭૧–૭૨)

ઈસ્લામી સમાજ જાતીય શાંતિ માટે લગ્ન જીવનને મહત્વ આપી લગ્ન જીવન પહેલાંના સંબંધોની સખ્તીથી મનાઈ કરે છે. જયારે જન્મદર નિયંત્રણનો કાયદો લગ્નજીવન વગરના સંબંધોને પોષે છે. એઈડ્ઝ તેની જ કૃપા છે, સ્ત્રી

અને પુરુષ વચ્ચે હયા અને શરમની પાયમાલી અને જાતીય આકર્ષણો તેનું જ પરિણામ છે, પશ્ચિમના વિચારકો જાતે એકરાર કરે છે કે બીજા વિશ્વયુદ્ધ પછી જાતીય વર્તનમાં ઘણાં પરિવર્તનો આવ્યા છે. નવયુવાનોમાં ખાસ કરીને છોકરીઓમાં જાતીય આકર્ષણ વધી ગયું છે, મોટા પાયા પર નિરોધના ઉપયોગે અને કુટુંબનિયોજને સ્ત્રી–પુરુષની લાજ–શરમના ખ્યાલને અપ્રાકૃતિક બનાવી દીધો છે અને લગ્ન સિવાયના જાતીય અનુભવને સામાન્ય બનાવી દીધો છે. (કુટુંબનિયોજનઃડોકટર તન્ઝીલુ રર્હમાન)

## લગ્નમાં કારણ વગર વિલંબ

વ્યભિચારનો ગ્રાફ તેજી સાથે વધવાનું એક કારણ નવયુવાન છોકરા – છોકરીઓનું વિના કારણે લગ્નમાં વિલંબ કરવું છે, નોકરીની શોધ, તાલીમની પૂર્ણતા, આઈડિયલની શોધ અને મકાન બાંધકામ જેવા સામાન્ય કારણોનું બહાનું કરવામાં આવે છે અને એ રીતે લગ્નમાં વિલંબ કરવામાં આવે છે. નવયુવાનો સાફ શબ્દોમાં આપ (સલ.)નું ફરમાન છે.

يَامَعْشَرَالشَّبَابِ ! مَنِ اسْتَطَاعَ مِنكُمُ الْبَاءَةَ فَلْيَتَزَوَّجْ، فَإِنَّهُ اَغَضُّ لِلْبَصَرِوَاَحْصَنَ لِلْفَرَجِ.

અર્થ : હે નવયુવાનો ! જે લગ્નની શકિત ધરાવતો હોય તે શાદી કરી લે, લગ્ન નજરની પવિત્રતા અને ગુપ્તાંગની સુરક્ષા તેમજ પવિત્રતા માટે અસરકારક છે. (બુખારી – મુસ્લિમ)

પોતાની પવિત્રતાની નિય્યતથી લગ્ન કરનારો અલ્લાહની મદદનો હકદાર બને છે. એટલા માટે ફરમાવ્યું કે જોડનો રિશ્તો મળવા પર છોકરીનું લગ્ન જલ્દી કરી દેવું.

છોકરા – છોકરીઓ યુવાન થઈ જાય અને માતા –પિતા લગ્નની ચિંતા ન કરે તો યુવાનોથી જેટલી બુરાઈ ફેલાય તેમાં માતા – પિતા ગુનાહમાં ભાગીદાર છે, હઝરત અબૂ સઈદ (રદિ.) અને ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે આપ (સલ.)એ ફરમાવ્યું :

مَنْ وُلِدَ لَهٗ وَلَدٌ فَلْيُحْسِنْ اِسْمَهٗ فَاِذَابَلَغَ فَلْيُزَوِّجْهُ. فَاِنْ بَلَغَ وَلَمْ يُزَوِّجْهُ فَأَصَابَ اِثْمًافَاِنَّمَااِثْمُهٗ عَلٰى اَبِيْهِ.

**અર્થ :જેને ત્યાં બાળક પેદા થાય તેની જવાબદારી છે કે તેનું નામ સારુ રાખે. પુખ્ત થવા પર તેના લગ્ન કરે, જો લગ્ન ન કર્યા અને અવલાદે કોઈ ગુનોહ કર્યો તો પિતા તે ગુનાહમાં ભાગીદાર થશે અને પાપી થશે.**

**(મિશ્કાતુલ મસાબીહ)**

**એક અન્ય હદીસમાં છે :**

فِىْ التَّوْرَاةِ مَكْتُوْبٌ مَنْ بَلَغَتْ اِبْنَتَهٗ اِثْنَتٰى عَشَرَةَ سَنَةً وَلَمْ يُزَوِّجْهَافَأَصَابَتْ اِثْماً فَاِثْمُ ذٰلِكَ علىٰ اَبِيْه

**અર્થ : તવરાતમાં છે કે જેની પુત્રી બાર વર્ષની થઈ જાય અને તે તેના લગ્ન ન કરે તો પુત્રીથી કોઈ ગુનોહ થઈ જાય તો પિતા ગુનેહગાર થશે.**

**(મિશ્કાત–બયહકી)**

**એક પ્રસંગ પુસ્તકોમાં આવે છે કે એક શહેરમાં એક સૈયદની પુત્રી રહેતી હતી, જે ખૂબ જ નેક હતી, પરંતુ તેના લગ્ન ન થયા હતા. તે દિવસ દરમિયાન રોઝો રાખતી અને રાત્રે નફિલ નમાઝ પઢતી હતી. તે વિસ્તારની સ્ત્રીઓ તેની પ્રસંશક હતી, તે આ સૈયદની પુત્રીથી દુઆ કરાવતી હતી, એક વખતે તે સૈયદ સ્ત્રી ખૂબ જ બીમાર પડી તેની સ્થિતિ ખૂબ જ ખરાબ બની. મહોલ્લાની છોકરીઓ તેની સેવામાં હાજર થઈ. વાતચીત દરમિયાન કોઈએ કહયું કે તમે અમને કઈક નસીહત કરો જે અમને જીવનભર કામ લાગે. સૈયદ સ્ત્રીએ કહયું હું તમને ખૂબ જ અગત્યની નસિહત કરું છું અને તે એ છે કે જયારે તમારો યોગ્ય રિશ્તો આવે તો તમે લગ્ન કરવામાં વિલંબ ન કરજો. આ સાંભળી છોકરીઓ આશ્ચર્યમાં પડી ગઈ. એક છોકરી બોલી કે તમે તો લગ્ન કર્યા નથી અમને વહેલાં કરવાની નસીહત કરો છો, તે કહેવા લાગી કે હું મારો હાલ તમારી સામે કેમ ખોલું ? મારા લગ્નમાં વિલંબ થયો તો મારો નફ્સ મને ખોટુ કરવા પ્રેરતો હતો, મારુ દિલ ન નમાઝમાં લાગતું, ન તિલાવતમાં. હું દિવસે**

રોઝો રાખતી, રાતભર નમાઝ પઢતી છતાં મારી હાલત ખરાબ રહેતી. જો હું રાત્રે કુર્આનની તિલાવત કરતી અને મહોલ્લામાં વૃદ્ધ ચોકીદાર અવાજ લગાવતો પસાર થતો તો મારુ દિલ ઈચ્છતુ કે તે વૃદ્ધને પોતાની પાસે બોલાવું અને પોતાની ઈચ્છા પુરી કરું. અનેક વખતે ઉઠીને દરવાજા સુધી જતી પરંતુ બદનામીના ડરથી ગભરાઈ જતી કે આખી જિંદગીની ઈજ્જત નષ્ટ થઈ જશે. લોકો વાતો કરશે કે સૈયદ સ્ત્રી થઈને આવું કામ કર્યુ. હું તડપી તડપીને રાત પસાર કરતી, કોઈ પડખે ચેન ન આવતો, હું તે સજા ને ભોગવી ચુકી છું; માટે હું ઈચ્છુ છું કે તમને કોઈ પરેશાની ન ઉઠાવવી પડે. નબી (સલ.)એ ફરમાવ્યું કે જયારે છોકરીને જોડનો પતિ મળે તો તેની શાદી કરી દો; રહી દેહેજની વાત તો એ રિવાજ સિવાય કંઈ નથી.

(હયા અને પાકદામની :પીર ઝુલ્ફિકાર નકશબંદી :૨૩૪)

## સ્ત્રીઓની પુરુષો સાથે નરમ વાતચીત

કુર્આને કરીમમાં અલ્લાહ તઆલાનો ઈરશાદ છે :

إِنِ اتَّقَيْتُنَّ فَلَا تَخْضَعْنَ بِالْقَوْلِ فَيَطْمَعَ الَّذِىْ فِىْ قَلْبِهٖ مَرَضٌ وَّقُلْنَ قَوْلًا مَّعْرُوفًا

અર્થ : જો તમારા દિલમાં ખુદાનો ડર છે તો (પરપુરુષો સાથે) તમે કોમળતાથી વાત ન કરો કે પછી (એથી) જેના દિલમાં (દૂરાચારનો) રોગ હોય તે લલચાવા લાગે અને વાજબી વાતો કહો. (સૂ. અહઝાબ : ૩૨)

માલુમ થયું કે જરૂરત વખતે કોઈ પુરુષ સાથે વાત કરવી હરામ અને મના નથી, બલ્કે એવા મોકા પર સ્ત્રીનો અવાજ અને વાતચીત પુરુષો માટે આશાનું કિરણ ન હોવું જોઈએ. અવાજમાં નરમી ન હોવી જોઈએ, પુરુષોના ઉમંગોને ઉત્તેજીત કરનાર અને આગળના સમય માટે કદમ વધારવાનો મોકો ન આપવો જોઈએ. પર પુરુષોથી નરમ અને મીઠી વાણી બદકારીના માર્ગે લઈ જવાનું અગત્યનું કારણ છે અને કુર્આને કરીમમાં તેને પાપીઓનો અમલ બતાવ્યો છે.

ઈમામ ઈબ્ને કસીર(રહ.) લખે છે :

ઉપરની આયતમાં પુનિત પત્નીઓને પ્રત્યક્ષ રીતે અને અન્ય સ્ત્રીઓને

પરોક્ષ રીતે સંબોધિત કરી છે અને એ હુકમ આપવામાં આવ્યો છે કે પુરુષો સાથે વાતચીતમાં નરમ સ્વભાવને બદલે અવાજમાં થોડી સખતી હોવી જોઈએ તેથી દુષ્ટ વ્યકિતના હૃદયમાં લાલચ પેદા ન થાય. દૂરાચારી અને પાપી સ્ત્રીઓની વાતચીતના અંદાજામાં નરમી પાપીઓને પ્રેરે છે; જયારે કે સ્ત્રીઓનો અંદાજો થોડો સખત હોય છે. તે પુરુષો સાથે નજીકથી નહીં બલ્કે દૂરથી જ વાતચીત કરે છે. તેમનો અંદાજો આકર્ષિત નહિ બલ્કે અનાકર્ષિત હોય છે.(તફસીર ઈબ્ને કષીર : ૩ /૪૮૨)

સય્યિદ કુતુબે શહીદ (રહ.)એ પોતાની તફસીરમાં આ આયતની સમજુતી ઘણી વિસ્તૃત રીતે કરી છે જેનો સારાંશ હું મારા શબ્દોમાં લખું છું,

"કુર્આને કરીમ સ્ત્રીઓને સીધી રીતે હુકમ આપે છે કે તેમનું કથન, વાતચીત, અંદાજ એ રીતે ન હોય કે જે પુરુષોની કામેચ્છાને ઉત્તેજન આપે અને સ્ત્રી તરફ તેમનું આકર્ષણ વધારે. અલ્લાહ પુરુષ – સ્ત્રી બધાનો સર્જનહાર છે તેને ખબર છે કે સ્ત્રીની દુરાચારી વાતચીત કેવો પ્રકોપ વરસાવે છે. બીજી બાજુ કામવાસનાના રોગીઓ દરેક યુગમાં હોય છે, અહિંયા સુધી કે નબુવ્વતના કાળમાં હુઝૂર (.સલ.)ની પુનિત પત્નીઓને આ હુકમ આપવામાં આવ્યો તો આજના સમાજમાં તો ફિત્નાઓ અને બધી બાજુ સ્વતંત્રતાનું વાતાવરણ ફેલાયેલું છે, સ્ત્રીઓએ મીઠી વાણી અને અંદાજથી વાત કરવાને લક્ષણ બનાવી લીધું છે. એવી સ્થિતિમાં આ કુર્આની હુકમની મહત્વતા અને તેની ઉપર અમલની જરૂરત કેટલી વધી જાય છે. કુર્આને કરીમ પુરુષ અને સ્ત્રીને મુકત મેળાપની મનાઈ ફરમાવે છે. એટલા માટે બધા દુરાચારીના માર્ગો પર રોક લગાવી દીધી. (ફી ઝિલાલીલ કુર્આન : ૫ / ૮૫૯)

તફસીરે ઉસ્માનીમાં છે.

"નિઃશક સ્ત્રીની અવાજમાં કુદરતે સ્વભાવિક રીતે જ એક નરમી અને આકર્ષણ રાખ્યું છે, પરંતુ સદાચારી સ્ત્રી માટે એ જરૂરી છે કે તે શકય હોય ત્યાં સુધી પરાયા પુરુષોથી વાત કરવામાં એવી રીત અપનાવે જે દુરાચારીને પોતાની તરફ ન આકર્ષાવા દે. ઉમ્મુહાતુલ મુઅમિનીનને આ વિશે પોતાના સ્થાન

પ્રમાણે વધારે સાવચેતી જરૂરી છે, જેથી કોઈ હૃદયનો રોગી પોતાની આખિરત ખરાબ ન કરી બેસે. (તફસીરે ઉસ્માની :૨ / ૩૫૧)

ઈમામ જવઝીએ નિહાયહમાં લખ્યું છે ...

રસૂલુલ્લાહ (સલ.)એ પુરુષને પર સ્ત્રી સાથે એવી નરમ વાતો કરવાની મનાઈ ફરમાવી છે કે જેનાથી સ્ત્રી તેની તરફ આકર્ષાય. હઝરત ઉમર (રદિ.)ના શાસનકાળમાં એક વ્યકિત કોઈ પુરુષ અને સ્ત્રી વચ્ચેથી પસાર થયા, જે પરસ્પર નરમ – નરમ વાતો કરી રહયા હતા, તે વ્યકિત એ તે પુરુષના માથા પર એવી માર મારી કે તેનું માથુ ફાટી ગયુ.હઝરત ઉમર (રદિ.)એ તેનો બદલો ન અપાવ્યો.

હઝરત અમ્ર બિન આસ (રદિ.)એ આપ(સલ.)થી રિવાયત કરી છે કે આપ(સલ.)એ સ્ત્રીઓને પતિની પરવાનગી વગર પર પુરુષો સાથે વાત કરવાની મનાઈ ફરમાવી છે. દારે કુતબીમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે, રસૂલુલ્લાહ (સલ.) એ મનાઈ ફરમાવી છે કે કોઈ પુરુષ પોતાની પત્ની અને નોકરાણી વગર બીજી સ્ત્રીઓ સામે અંગરાઈ(હાથોને ખેંચવા) લે.

(ગુલદસ્તએ તફાસીર : ૫ / ૫૬૦)

ઈમામ કુર્તુબી (રહ.) લખે છે....

"કુર્આને કરીમના હુકમનો હેતુ એ છે કે પુરુષો સાથે સ્ત્રીઓની વાતચીત નરમ ન હોય, તેમાં કોઈ એવો અંદાજો ન હોય કે છુપી રીતે દિલના દરવાજાને ખખડાવે. અરબના અજ્ઞાનતાના યુગમાં પુરુષ અને સ્ત્રીની પરસ્પરની વાતચીત ભયજનક હતી. કુર્આન કરીમે તે કાર્યને દુરાચારોનું કૃત્ય ગણાવ્યું છે.

(અલ્ જામિઅ અહકામુલ કુર્આન : ૧૪/૧૭૭)

ફુકહાએ સ્પષ્ટતા કરી છે કે સ્ત્રીની અવાજ સતર નથી. જરૂરત વખતે તે પુરુષોથી વાત કરી શકે છે. સાહિબે રદુલ મુખ્તારે અલ્લામા મુકદસીના હવાલાથી લખ્યું છે....

" કોઈ નાસમજ (صوت المرأة عورة) સ્ત્રીની અવાજ સતર છે." નો અર્થ એ નથી કે વાતચીતને અમે નાજાઈઝ કહીએ છીએ, બલ્કે અમે જરૂરત

વખતે પરાયાઓથી વાતચીત કરવાને યોગ્ય કહીએ છીએ, અલબત્ત અમે એ બાબત અયોગ્ય કહીએ છીએ કે સ્ત્રી નરમ અવાજમાં વાતચીત કરે, અવાજમાં મીઠાશ અને આકર્ષણ પેદા કરે જેનાથી પુરુષોનું હૃદય તેમની તરફ આકર્ષાય અને જાતીય આકર્ષણ વધે. એટલા માટે સ્ત્રીઓને અઝાનની પરવાનગી નથી કે સામાન્ય રીતે તેમાં સારી અવાજથી અઝાન આપવામાં આવે છે.

(ઈસ્લામ કા નિઝામે ઈફફત : ૨૧૭/હવાલા દુર્રુલ મુખ્તાર : ૧ / ૨૮૪)

કુર્આને કરીમ સ્ત્રીઓને ઝેવરોની અવાજ પુરુષોને સંભળાવવાની મનાઈ ફરમાવી છે. જમાઅત સાથે નમાઝમાં સ્ત્રી હાજર હોય અને ઈમામ ભૂલ કરે તો પુરુષની જેમ સ્ત્રીને સુબ્હાનલ્લાહ કહેવાની ઈજાઝત નથી, બલ્કે હુકમ એ છે કે તે હાથ પર હાથ મારે જેથી ઈમામ સાવધ થઈ જાય. હજ અને ઉમરહ વખતે પણ અવાજથી લબ્બૈક કહેવાથી મુફતીઓએ સ્ત્રીઓને રોકી છે.

વાણીનો ફિત્નો સર્વવ્યાપી છે, તેમાં નરમ વાતચીત સિવાય આશિકાના ગઝલો, ઈશ્ક – મુહબ્બતની કહાનીઓ પણ શામેલ છે. તેમજ ખાનગી જીવનની વાતો પણ તેમાં શામેલ છે. તેની પણ મનાઈ ફરમાવી છે.

## દારૂ અને નશાકારક વસ્તુઓનો આમ રિવાજ

વ્યભિચાર અને આઝાદીનું એક કારણ દારૂ અને નશીલી વસ્તુઓનું સેવન પણ છે. દારૂનું સેવન એક અત્યાચારી પાપ છે. એ બીજા પાપોનું કારણ બને છે. તેની પ્રથમ અને મહત્વની અસર માનવીના મગજ પર પડે છે, પછી માનવી અસંખ્ય ગુનાહો કરવા લાગે છે. કુર્આન કરીમે ફરમાવ્યું :

إِنَّمَا يُرِيُدُ الشَّيُطَانُ أَن يُوقِعَ بَيُنَكُمُ الُعَدَاوَةَ وَالُبَغُضَاء فِيُ الُخَمُرِ وَالُمَيُسِرِ

وَيَصُدَّكُمُ عَن ذِكُرِ اللّهِ وَعَنِ الصَّلاَةِ فَهَلُ أَنتُم مُّنتَهُون

અર્થ : મુદ્દો એ જ છે કે શયતાન તો એમ ચાહે છે કે શરાબ અને જુગાર વડે તમારા વચ્ચે શત્રુતા અને દ્વેષભાવ નાખે અને તમને અલ્લાહની યાદ તથા નમાઝથી રોકે, તો શું હજુ પણ તમે અટકી જશો ? (કે નહિ ?)

(માઈદહ : ૯૧)

ઉપરની આયતની તફસીરમાં હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિષ દહેલ્વી (રહ.) લખે છે :

"અલ્લાહ તઆલાએ દારૂની બે બુરાઈઓ વર્ણવી છે, દીની અને દુન્યવી, દીન –દુનિયાની ખરાબી દારૂમાં એ છે કે દારૂડિયો લોકો સાથે ઝઘડે છે અને દીનની ખરાબી એ છે કે દારૂડિયો મનેચ્છાઓના તકાદામાં ફસાતો જાય છે અને તેની અકલ મારી જાય છે જે નેકીનો પાયો છે.

(રહમતુલ્લાહિલ વાસિઅ : ૫ / ૩૩૦)

હઝરત અબૂ દર્દા (રદિ.)ને હુઝૂર (સલ.)એ તાકીદ ફરમાવી :

لَاتَشْرَبِ الْخَمْرَفَاِنَّهَامِفْتَاحُ كُلِّ شَرٍّ

અર્થ : દારૂ ન પીઓ ; એટલા માટે કે તે દરેક બુરાઈની ચાવી છે.

(સહીહ ઈબ્ને માજહ લિલઅલ્બાબ : ૨ / ૨૪૧)

દારૂને તમામ બુરાઈઓનો પાયો એટલા માટે કહ્યો છે કે તેનાથી ટેવાયેલો માનવી કોઈ ગુનાહથી બાકી રહેતો નથી.

હઝરત ઉસ્માન બિન અફ્ફાન (રદિ.)એ ફરમાવ્યું : દારૂથી બચો, તે દરેક ગુનાહની બુનિયાદ છે. આગલી ઉમ્મતોમાં એક ઈબાદત ગુઝાર વ્યકિત હતો જે સ્ત્રીઓથી બિલ્કુલ અલગ રહેતો હતો, એક દુરાચારી સ્ત્રી તેમની પાછળ લાગી ગઈ અને કોઈ બહાનું કરી તેને પોતાના ઘરમાં લઈ ગઈ અને એક નવયુવાન છોકરીને સામે કરીને દરવાજો બંધ કરી દીધો. તે રૂમમાં દારૂનું માટલું પણ હતું અને એક નાદાન બાળક પણ હતું, નવયુવાન છોકરીએ તે આબિદથી કહયું કે જો તમને બદનામીથી બચવું હોય તો ત્રણ કામોમાંથી એક કામ કરવુ પડશે, (૧) દારૂ પીઓ (૨) અથવા આ બાળકને મારી નાખો (૩) અથવા ઝિના કરો. તે આબિદે ઝિના અને કતલને વધારે પાપ સમજીને દારૂ પીવાને મંજુર કરી લીધું. દારૂનો એક જામ પી ને એવા મસ્ત બન્યા કે પછી જામ પર જામ પીતા ગયા અને નશો એટલો વધી ગયો કે પછી બાળકને પણ કતલ કરી નાંખ્યો અને ઝિના પણ કર્યો. દારૂની આદત માનવીને આ રીતે બદનામ કરે છે અને અમુક વખતે ઈમાનથી પણ વંચિત કરી નાંખે છે.

(મુસન્નિફે અબ્દુર્રઝઝાક :૯ / ૨૩૬)

દારૂ અને નશો બુરાઈની બુનિયાદ છે અને તેનાથી લગ્ન જીવન પણ બરબાદ થઈ જાય છે. દારૂથી ટેવાયેલા માણસનું જીવન દુ:ખી બની જાય છે. તે જાતે આવારા બની જાય છે અને અમુક વખતે કુટુંબના સભ્યો પણ અનૈતિકતા તરફ વળે છે. એટલા માટે શરીઅતે તેને હરામ ઠેરવ્યું છે.

## નાચગાન અને સંગીતનું તોફાન

નાચગાન અને સંગીત આપણા જીવનનું એક અંગ બનતું જાય છે અને નિર્લજ્જતાને ફેલાવવા માટે તેનો મહત્વપૂર્ણ ફાળો છે. આજે આનંદ અને ગમની કોઈ મજલિસ, કોઈ પણ સામુહિક પ્રસંગ, ખૂશી અને દુ:ખનો કોઈ પ્રસંગ તેનાથી ખાલી નથી. હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદિ.)ના કથન પ્રમાણે સંગીત અને ઝિના એક સિક્કાની બે બાજુ છે. હઝરત ફુઝૈલ બિન અયાઝ (રહ.)ના કથન પ્રમાણે સંગીત ઝિનાને આમંત્રણ આપે છે.

પ્રખ્યાત આલિમ યઝીદ બિન વલીદનો ઈરશાદ છે, કે

اِيَّاكُمْ وَالْغَنَاءَ فَاِنَّهٗ يَنْقُصُ الْحَيَاءَ، وَيَزِيْدُ فِىْ الشَّهْوَةِ، وَاِنَّهٗ لَيَنُوْبُ عَنِ الْخَمْرِ،

وَيَفْعَلُ مَايَفْعَلُ السُّكْرُ، وَجَنِّبُوْهُ النِّسَاءَ فَاِنَّ الْغَنَاءَ دَاعِيَةُ الزِّنَا.

અર્થ : તમે નાચ–ગાનાથી બચો, તેનાથી હયા–લજ્જા ઓછી અને કામવાસના વધુ થાય છે. તે દારૂની જેમ છે અને નશીલી વસ્તુઓની જેમ અસર કરે છે. સ્ત્રીઓને એનાથી દૂર રાખો, એટલા માટે કે સંગીત ઝિનાનું મુખ્ય કારણ છે. (ઈગાષતુલ લિહફાન લિઈબ્ને કય્યિમ : ૧ / ૨૪૫)

ઈસ્લામની દષ્ટિએ પવિત્રતા અને લાજની સુરક્ષા માનવતા માટે ગર્વની બાબત છે, જયારે કે સંગીતના સાધનો ચારિત્ર્યને પાયમાલ કરે છે. ગીત–સંગીતની બુરાઈ હઝરત ઈમામ ઈબ્ને જવ્ઝી(રહ.)એ આ રીતે વર્ણવી છે.

اِعْلَمْ اَنَّ سَمَاعَ الْغِنَاءِ يَجْمَعُ شَيْئَيْنِ اَحَدُهُمَااَنَّهٗ يُلْهِىْ الْقَلْبَ عَنِ التَّفَكُّرِ فِىْ

عَظْمَةِ اللّٰهِ سُبْحَانَهٗ وَالْقِيَامِ بِخِدْمَتِهٖ. وَالثَّانِىْ اَنَّهٗ يُمِيْلُهٗ اِلَى اللَّذَّاتِ الْعَاجِلَةِ الَّتِىْ

تَدْعُوْااِلیٰ اِسْتِیْفَائِهَامِنْ جَمِیْعِ الشَّهْوَاتِ الْحِسِّیَّةِ وَمُعْظَمُهَاالنِّكَاحِ وَلَیْسَ تَمَامَ لَذَّتِهٖ اِلّافِی الْمُتَجَدِّدَاتِ، وَلَاسَبِیْلَ اِلیٰ كَثْرَةِ الْمُتَجَدِّدَاتِ مِنَ الْحِلِّ، فَلِذٰلِكَ یَحُثُّ عَلیٰ الزِّنَا، فَبَیْنَ الزِّنَاوَالْغَنَاءِ تَنَاسُبٌ مِنْ جِهَةِ اَنَّ الْغَنَاءَ لَذَّةُ الرُّوْحِ، وَالزِّنَااَكْبَرُ لَذَّاتِ النَّفْسِ، وَلِهٰذَاجَاءَ فِی الْحَدِیْثِ اَلْغَنَاءُ رُقْیَةُ الزِّنَا۔

**અર્થ :** ગીત –સંગીતમાં બે બુરાઈઓ એકઠી થાય છે. (૧) ગીત – સંગીત ખુદાની મહાનતામાં વિચાર– વિમર્શ અને તેના હક્કોને અદા કરવાથી ગાફિલ બનાવી દે છે.(૨)ગીત – સંગીત માનવીને દુનિયાના ક્ષણિક આનંદ તરફ આકર્ષે છે જે તેને બધા ભૌતિક સુખોને પૂર્ણ કરવા માટે આકર્ષે છે. તે વાસનાઓમાં સૌથી અગ્રેસર જાતીય વાસના છે. એવી રીતે સંગીત માનવીને ઝિના તરફ ઉશ્કેરે છે. ગીત – સંગીત અને ઝિના વચ્ચે એક સંબંધ છે કે ગીત – સંગીત આત્માની અને ઝિના મનની એક બુરી લઝઝત છે. એટલા માટે હદીસ શરીફમાં છે, ગીત – સંગીત માનવીને ઝિના તરફ લઈ જવામાં જાદૂની જેમ અસર રાખે છે.

શૈખુલ ઈસ્લામ ઈબ્ને તયમિયહ (રહ.) લખે છે :

"દુરાચારીમાં સંગીત પણ છે જે ઝિનાને પ્રોત્સાહન પુરૂ પાડે છે. જયાં સુધી માનવી તેનાથી દૂર રહે છે, પવિત્ર રહે છે અને જયારે ગીત – સંગીતના ચક્કરમાં પડી જાય છે તો પવિત્રતા ભયમાં મૂકાય જાય છે અને તેના માટે ઝિનાથી બચવું મુશ્કેલ બની જાય છે.

(મજમુઅ ફતાવા ઈબ્ને તયમિય્યહ : ૧ / ૪૧૭)

કુર્આન શરીફમાં ઈર્શાદ છે :

وَمِنَ النَّاسِ مَن یَشْتَرِیْ لَهْوَ الْحَدِیْثِ لِیُضِلَّ عَن سَبِیْلِ اللّٰهِ بِغَیْرِ عِلْمٍ وَیَتَّخِذَهَا هُزُواً أُولَئِكَ لَهُمْ عَذَابٌ مُّهِیْنٌ .

**અર્થ :**અને અમુક માણસ એવો (પણ) છે જે(અલ્લાહથી) ગફલતમાં નાખનારી વાતો ખરીદે છે કે જેથી કંઈ પણ સમજ્યા વિના જ અલ્લાહના

માર્ગથી (લોકોને) ભટકાવી દે તથા તે (માર્ગ)નો ઠઠ્ઠો–મજાક ઉડાવે; એવા લોકો માટે તુચ્છ બનાવનાર અઝાબ છે. (સૂ. લુકમાન : ૬)

ઉકત આયતે કરીમામાં " لهـو الـحـديث "(વ્યર્થવાતો (બાબતો))થી મુરાદ ગીત – સંગીત અને તેના જેવી બાબતો છે. જેની સખત રીતે મનાઈ કરી છે.

યુરોપની સંસ્કૃતિને નગ્ન અને જાતીય આકર્ષણ તરફ વધારવામાં સંગીત અને નાચ – ગાન જ જવાબદાર છે અને આ ધિક્કારપાત્ર અનેક પવિત્ર પુરુષો અને સ્ત્રીઓને ઝિના અને દુરાચારીમાં ફસાવી દીધા છે અને અનેક ઘરો અને સમાજોને ગંદા બનાવી દીધા છે.

## અશ્લીલતાનો પ્રચાર

અશ્લિલતાનો પ્રચાર અમુક વખતે માનવીને વ્યભિચાર તરફ પ્રેરે છે, જયારે પણ અશ્લિલતાનું વર્ણન કરવામાં આવે છે અને તેના નુકસાનોનું વર્ણન કરવામાં આવતુ નથી. તો આ વર્ણન વ્યકિતને ગુનાહ તરફ લઈ જાય છે. કુર્આને કરીમે અશ્લિલતાના પ્રચારને એટલા માટે હરામ ઠેરવ્યું કે કુર્આને કરીમમાં અલ્લાહ તઆલાનો ઈરશાદ છે કે...

إِنَّ الَّذِيْنَ يُحِبُّونَ أَن تَشِيْعَ الْفَاحِشَةُ فِىْ الَّذِيْنَ آمَنُوا لَهُمْ عَذَابٌ أَلِيْمٌ فِىْ الدُّنْيَا

وَالْآخِرَةِ وَاللَّهُ يَعْلَمُ وَأَنتُمْ لَا تَعْلَمُونَ .

અર્થ : બેશક, જે લોકો (હજુ પણ) ચાહે છે કે ઈમાનવાળાઓમાં બદકારીની ચર્ચા ફેલાય તેઓના માટે દુનિયા તેમજ આખિરતમાં દુઃખદાયક અઝાબ છે અને અલ્લાહ જાણે છે, પણ તમે જાણતા નથી. (સૂ.નૂર :૧૯)

આ આયતથી અશ્લિલતાના પ્રતિબંધની ઈસ્લામી અને કુર્આની વ્યવસ્થાને સમજી શકાય છે. આ આયત અશ્લિલતા ફેલાવનાર તમામ રૂપોનો સમાવેશ કરે છે અને સ્પષ્ટ ઉલ્લેખ કરે છે કે ગુનાહ અને અશ્લિલતાનો ફેલાવો ભલે જીભથી હોય કે લખાણથી, ચિત્રો દ્વારા હોય કે સંસ્કૃતિના અનુકરણથી હોય, તેનો પ્રચાર સામુહિક હોય કે વ્યકિતગત, આ એક પાપ છે, ખુબ જ

નીચ–અધમ કૃત્ય છે જે કોઈ પણ સંજોગોમાં વેઠી શકાય નહીં.

(અવરત ઈસ્લામી મઆશરેમેં, મવલાના જલાલુદ્દીન ઉમરી : ૩૨૫)

આ ઉપરાંત મોબાઈલ અને ટેલિફોન પણ ઝિના માટે મહત્વનો ભાગ ભજવી રહી છે. રાત્રીના સમયે કોલ ફ્રી હોવા અથવા કોલ દરમાં ખૂબ જ ઘટાડો પણ પ્રેરણાબળ પુરુ પાડે છે. સર્વેથી એ સાબિત થયું કે ફોન દ્વારા વાતચીત સામાન્ય રીતે વ્યભિચારનું કારણ બને છે. કોમ્પ્યુટર, ઈન્ટરનેટ અને તેના ઉપર ચેટીંગ દ્વારા સદાચારનું સર્વનાશ થયું છે વ્યભિચાર અને ઘરોથી ભાગી જવાના બનાવો તેના દ્વારા જ બને છે. નોકરી કરતી સ્ત્રીઓ જે પુરુષોથી ખભે ખભા મેળવીને કાર્ય કરે છે, તેમાં મોટા ભાગની સ્ત્રીઓ પોતાની ઈજ્જત ગુમાવી બેઠી હોય છે. ફિલ્મ, ડ્રામા, વિડીયો ગેમ, નોવેલ, સૌંદર્યવાન મોડેલો વ્યભિચારને આમંત્રણ આપે છે. શરીઅતે તે બધા પર પાબંદી લગાવી છે અને તે બધા માર્ગો બંધ કર્યા છે જેના દ્વારા વ્યભિચારને પ્રોત્સાહન મળે.

એક વિચારકના મત પ્રમાણે.....

"આ વિચારવા જેવી વાત છે કે જે ધર્મ સ્ત્રીને પર પુરુષો સાથે નરમ અંદાજથી વાત કરવાની પરવાનગી આપતો નથી અને સ્ત્રીને પુરુષો સાથે વગર જરૂરતે અવાજ કાઢવાથી રોકે છે, તો શું તે પસંદ કરશે કે સ્ત્રી સ્ટેજ પર આવીને નાચ – ગાન કરે અને નૃત્ય કરે ? શું તે પરવાનગી આપી શકે છે કે સ્ત્રી રેડીયો પર પ્રેમભર્યા ગીતો ગાય અને મધુર અવાજ સાથે બિભત્સ બાબતો સંભળાવીને લોકોના હૃદયમાં આગ લગાડે ? શું આ યોગ્ય કહી શકાય ? કે સ્ત્રી ફિલ્મોમાં કયારેક કોઈની પત્ની અને કયારેક કોઈની પ્રેમીકાનો રોલ અદા કરે? અથવા તેને ખાસ મેજબાન બનાવીને મુસાફરોના દિલ જીતે ? અથવા તે કલબો અને જાહેર સભાઓમાં બની–સજીને આવે અને પુરુષો સાથે ખૂબ જ નજીક આવી વાતચીત અને હંસી – મઝાક કરે ? આ સંસ્કૃતિ કયા કુર્આનમાંથી લેવામાં આવી છે ? ખુદાએ ઉતારેલું કુર્આન તો બધા સમક્ષ છે તેમાં કયાંય આ સંસ્કૃતિનો અવકાશ નથી." (તફહીમ : ૪ / ૮૯,૯૦)

કુર્આને કરીમના આ સ્પષ્ટ શબ્દોમાં આ બધી હરકતો ગુનોહ છે અને માત્ર આખિરતમાં નહિં બલ્કે દુનિયામાં પણ તેની સજા મળવી જોઈએ.

હઝરત અતા ઈબ્ને રિબાહ (રહ.) ના કથન પ્રમાણે....

નિર્લજ્જતા ફેલાવનારાને ઈબ્રતનાક સજા આપવી જોઈએ. ભલે તે સાચો જ કેમ ન હોય.

ઈસ્લામી શાસન અને સમાજ બંનેની જવાબદારી છે કે નિર્લજ્જતાના બધા માર્ગોને બંધ કરવામાં આવે અને એ કાર્યો આચરનારને કડકમાં કડક સજા આપવામાં આવે.

ઈસ્લામથી પહેલાંનો સમાજ અજ્ઞાન અને કુર્આન પ્રમાણે "ખબીસ"(દુષ્ટ) હતો. ઈસ્લામે અજ્ઞાન સમાજની દરેક બુરાઈને નષ્ટ કરીને ખૂબ જ પવિત્ર સમાજની બુનિયાદ નાંખી અને એ પણ બતાવી દીધું કે દરેક યુગમાં પવિત્ર સમાજમાં બુરાઈ ફેલાવનારા વ્યકિતઓ હોય છે જે સમાજમાં બુરાઈનું ઝેર ફેલાવવાનું કામ કરે છે. આજે યુરોપ અલગ અલગ ચળવળો દ્વારા એ જ કરી રહયું છે અને આપણે પણ પોતાની પવિત્રતાને નષ્ટ કરીને યુરોપનો સાથ આપી રહયા છીએ. સમાજને પવિત્ર બનાવવા અને કાયમ રાખવા માટે એક માત્ર માર્ગ છે કે અશ્લિલતાના તમામ માર્ગોથી સમાજને બચાવવામાં આવે અને યુરોપની નિર્લજ્જ સંસ્કૃતિથી સંપૂર્ણ રીતે બચાવવામાં આવે. તે સિવાય સમાજને પવિત્ર બનાવવો ખૂબ જ મુશ્કેલ છે.

## સ્ત્રીઓનો ફિત્નો–ઉપદ્રવ અને પ્રકોપ

કુર્આન અને હદીષની રોશનીમાં એ સ્પષ્ટ છે કે આ દુનિયામાં પુરુષો માટે સૌથી મોટો ફિત્નો–ઉપદ્રવ સ્ત્રીઓનો છે. તેમાં ફસાવવાથી માનવીની નજર અપવિત્ર બની જાય છે. હૃદય ગંદુ બની જાય છે અને સમગ્ર શરીર વ્યભિચારની લાનતમાં ફસાય જાય છે. હદીષ શરીફમાં છે.....

النساءُ حِبَالَةُ الشَّيْطَان،والشَّبَابُشُعْبَةٌ مِنَ الْجُنُونِ.

અર્થ : સ્ત્રીઓ શેતાનનો ફંદો છે અને જવાની નશાનો એક ભાગ છે.

(મુખ્તારાત મિન અદબિલ અરબ : ૧ / ૨૮)

અર્થાત : શૈતાન માનવીને ફસાવવા જે દાવ લગાવે છે તેમાં સ્ત્રીનો દાવ

**સૌથી અસરકારક છે. મોટા મોટા લોકો જે બીજા દાવોથી શૈતાનના કાબુમાં ન આવ્યા તે સૌંદર્યવાન સ્ત્રીઓના ચક્કરમાં ફસાય જાય છે અંતે મન, શૈતાન અને કામવાસનાનો શિકાર બની જાય છે.**

**હઝરત અબૂ સઈદ ખુદરી (રદી.) થી રિવાયત છે.**

اِنَّ الدُّنُیَاحُلُوَۃٌ خَضِرَۃٌ، وَاِنَّ اللّٰہَ مُسُتَخُلِفُکُمُ فِیُھَافَیَنُظُر کَیُفَ تَعُمَلُوُنَ، فَاتَّقُوُا

الدُّنُیَاوَالتَّقُوُاالنِّسَاءَ، فَاِنَّ اَوَّلَ فِتُنَۃٍفِیُ بَنِیُ اِسُرَائِیُلَ کَانَتُ فِیُ النِّسَاءِ .

**અર્થ : બેશક આ દુનિયા દગાબાજ અને આકર્ષક છે. અલ્લાહે તમને આ દુનિયામાં કસોટી માટે પોતાનો ખલીફા બનાવ્યો છે. એટલા માટે તમે દુનિયામાં સાવધ રહો અને સ્ત્રીઓ (ના ફિત્ના)થી બચતા રહો, એટલા માટે કે બની ઈસ્રાઈલમાં ફિત્નાઓની શરૂઆત સ્ત્રીઓથી થઈ હતી.**

**(રિયાઝુસ્સાલિહીન :બાબ ફિત્તકવા)**

**ઉપરની હદીસમાં દરેક ઈમાનવાળાને સ્ત્રીઓના ફિતનાથી બચવાની તાકીદ કરવામાં આવી રહી છે અને જે રીતે બની ઈસ્રાઈલ સ્ત્રીઓના ફિતનામાં ફસાય ગય એવી રીતે આ ઉમ્મત પણ તે ફિતનામાં ફસાય રહી છે. તેનું સમર્થન આ હદીસથી થાય છે.**

لَیَأتِیَنَّ عَلیٰ اُمَّتِیُ کَمَااَتیٰ عَلیٰ بَنِیُ اِسُرَائِیُلَ، حَذُوَالنَّعُلِ بِالنَّعُلِ، حَتّٰی اِنُ کَانَ

مِنُھُمُ مَنُ اَتیٰ اُمُّہٗ عَلَانِیَۃً لَکَانَ فِیُ اُمَّتِیُ مَنُ یَصُنَعُ ذٰلِکَ.

**અર્થ :મારી ઉમ્મત પર જરૂર તે જમાનો આવશે જે બની ઈસ્રાઈલ પર આવ્યો હતો,બિલ્કુલ એમ જ અહીયા સુધી કે જો બની ઈસ્રાઈલમાં કોઈ અભાગીએ પોતાની મા થી જાહેરમાં ઝિના કર્યો હશે તો મારી ઉમ્મતમાં પણ જરૂર આ નીચ કૃત્ય કરનાર વ્યકિત હશે. (મિશ્કાતુલ મસાબિહ)**

**એક બીજી હદીસમાં સ્પષ્ટ શબ્દોમાં સાવધ કર્યા**

مَاتَرَکُتُ بَعُدِی فِتُنَۃً اَضَرَّعَلیٰ الرِّجَالِ مِنَ النِّسَاءِ.

મેં મારા પછી પુરુષો માટે સ્ત્રીઓથી વધારે નુકસાન કારક કોઈ ફિતનો નથી છોડયો. (બુખારી શરીફ)

ઈતિહાસ સાક્ષી છે કે આ ફિતનાએ અનેક નેક લોકોને પોતાની લપેટમાં લઈ લીધા. વિચારવા જેવું છે કે સ્ત્રીઓનો આ ફિતનો પોતાના માનવંતા બંદાઓને પોતાના તરફ પ્રેરી શકે છે તો આપણા જેવા ગુનેહગારોએ તેનાથી ડરવાની જરૂરત છે. હઝરત મુઆઝ બિન જબલ (રદિ.) ફરમાવે છે :

اُبْتُلِيْتُمْ بِفِتْنَةِ الضَّرَّاءِ فَصَبَرْتُمْ، وَسَتُبْتَلُوْنَ بِفِتْنَةِ السَّرَّاءِ، وَاَخْوَفُ مَااَخَافُ عَلَيْكُمْ فِتْنَةُ النِّسَاءِ.

અર્થઃ તમે ગરીબીની મુસીબતમાં ફસાયને ધીરજ કરી ચુકયા છો, ટુંક સમયમાં જ ધન – દોલતના ફિતનામાં ફસાશો અને તમારી ઉપર સૌથી વધારે ખતરો સ્ત્રીઓના ફિતનાનો છે.

(સુફફતુ સ્સફવતી લિઈમામ ઈબ્નુલ જવ્ઝી : ૧ / ૪૯૮)

હઝરત સઈદ બિન મુસય્યિબ (રહ.) વૃદ્ધવસ્થાએ જયારે ૮૪ વર્ષની ઉમર હતી અને એક આંખની રોશની પણ ન હતી, ફરમાવે છે, મારા મતે સ્ત્રીઓના ફિતનાથી વધુ ડરવા પાત્ર કોઈ બાબત નથી

(સુફફતુસ્સફવત લિઈમામ ઈબ્ને અલ જવઝી : ૨૮૦)

અલ્લાહ તઆલા આપણે બધાને સુરક્ષિત રાખે. આમીન

## અશ્લીલતાનું મહા તોફાનઃકિયામત નજીક હોવાની નિશાની

હદીસોમાં કિયામતની નિશાનીઓ વિશે જે માહિતી મળે છે તેમાં એક નિશાની અશ્લિલતા અને નિર્લજ્જતા પણ છે. રસૂલે કરીમ (સલ.)એ ઈરશાદ ફરમાવ્યો કે કિયામત નજીક એક સમય આવશે જેમાં ઝિના સામાન્ય બની જશે. નીચે તે વિશે કેટલીક હદીસો બયાન કરવામાં આવે છે.

(૧) હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે, તેમને પોતાના શાગિર્દોથી ફરમાવ્યું :

لَاُحَدِّثَنَّكُمْ حَدِيْثًا سَمِعْتُهٗ مِنْ رَسُوْلِ اللّٰهِ ﷺ لَايُحَدِّثَنَّكُمْ بِهٖ اَحَدغَيْرِیْ، سَمِعْتُ رَسُوْلِ اللّٰهِ ﷺ يَقُوْلُ: اِنَّ مِنْ اَشْرَاطِ السَّاعَةِ اَنْ يُّرْفَعَ الْعِلْمُ، وَيَكْثُرَ الْجَهْلُ، وَيَكْثُرَ الزِّنَا، وَيَكْثُرَ شُرْبُ الْخَمْرِ.

**અર્થ : હું તમને એવી હદીસ સંભળાવું જે મેં આપ(સલ.)થી સાંભળી છે, મારા સિવાય બીજો કોઈ તમને આ હદીસ નહીં સંભળાવે. મેં આપ(સલ.)ને ફરમાવતા સાંભળ્યા : કિયામતની નિશાનીઓમાંથી એ છે કે ઈલ્મ ઉઠાવી લેવામાં આવશે, અજ્ઞાનતા વધી જશે, ઝિનાકારી ફેલાય જશે, દારૂનું પ્રમાણ વધી જશે. (બુખારી શરીફ)**

**(૨) હઝરત ઉમ્મુલ મુઅમિનીન મયમુનહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું :**

لَاتَزَالُ اُمَّتِیْ بِخَيْرٍمَالَمْ يَفْشُ فِيْهِمْ وَلَدُالزِّنَا، فَاِذَافَشَافِيْهِمْ وَلَدُالزِّنَافَاَوْشَكَ اَنْ يَعُمَّهُمُ اللّٰهُ بِعَذَابٍ

**અર્થ :મારી ઉમ્મત ભલાઈ પર રહેશે જયાં સુધી તેમનામાં ઝિના દ્વારા અવલાદમાં વધારો નહીં થઈ જાય, જયારે ઉમ્મતમાં હરામની અવલાદ વધી જશે તો નજીક છે કે અલ્લાહ ઉમ્મતને પોતાના અઝાબની લપેટમાં લઈ લે. (અત્તરગીબ વત્તરહીબ : ૩ / ૨૭૭)**

**(૩) હઝ. અબ્દુલ્લાહ બિન ઝૈદ (રદિ.) રસૂલે અકરમ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી નકલ કરે છે :**

اِنَّ الْخَوْفَ مَااَخَافُ عَلَيْكُمُ الزِّنا وَالشَّهْوَةُ الْخَفِيَّةُ.

**અર્થ : મને તમારી ઉપર સૌથી વધારે ભય ઝિનામાં ફસાય જવાનો અને હૃદયમાં છુપાયેલા કામવાસનાના બુરા જઝબાત (પર અમલ)નો છે. (અત્તરગીબ વત્તરહીબ : ૩ / ૨૭૧)(૪) હઝરત અબૂ માલિક અશ્અરી (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું**

لَيَكُوْنَنَّ فِیْ اُمَّتِیْ اَقْوَام يَسْتَحِلُّوْنَ الْحِرَّ وَالْحَرِيْرَ وَالْخَمْرَ وَالْمَعَازِفَ.

**અર્થ : નિ:શંક મારી ઉમ્મતમાં એવા લોકો આવશે જે ગુપ્તાંગો,રેશમ, દારૂ અને ગીત – સંગીતને જાઈઝ સમજશે અને ઝિનાકારી, દારૂ અને નાચગાનની બુરાઈમાં ફસાય જશે. (ફત્હુલ બારી : ૧૦ / ૫૫૯૦)**

**(૫) હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું :**

نِسَاءٌ كَاسِيَاتٌ عَارِيَاتٌ مَائِلَاتٌ مُمِيُلَاتٌ، لَايَدُخُلُنَ الُجَنَّةَ وَلَايَجِدُنَ

رِيُحَهَا،وَاِنُ رِيُحَهَالَتُوجَدُمِنُ مَسِيُرَةِ كَذَاوَكَذَا.

**અર્થ :કિયામતની નજીક એવી સ્ત્રીઓ હશે જે (કહેવા પુરતો) પોશાક પહેરશે, પરંતુ હકીકતમાં(પોશાક પાતળો અને ફીટ હોવાને લઈ તેમના શરીરના અંગો ઉપાંગો નજર આવવાને કારણે) નગ્ન દેખાશે, તે લોકોને (પોતાના શારીરિક શૃંગારને કારણે) આકર્ષશે અને જાતે પણ પુરુષો તરફ આકર્ષાશે, તેણીઓના માથા ઉપર ઊંટના ઢેકાની જેમ બાલ હશે. આ ન તો જન્નતમાં દાખલ થશે અને ન જન્નતની સુગંધ તેમને નસીબ થશે.. હાલાંકે જન્નતની સુગંધ દુર દુર સુધી આવતી હશે. (મુસ્લિમ શરીફ. ૩૯૪૧)**

**(૬) રસૂલુલ્લાહ (સલ.)નું ફરમાન છે :**

لَيُتَ اَشُعَرِىُ كَيُفَ اُمَّتِىُ بَعُدِىُ حِيُنَ تَتَبَخُتَرُ رِجَالُهُمُ وَتَمُرَحُ نِسَاؤُكُمُ.

**અર્થ : કાશ ! હું જાણી લેતો કે મારા પછી મારી ઉમ્મતનો શો હાલ થશે ? જયારે કે તેમના પુરુષો અકડીને ચાલશે અને સ્ત્રીઓ(બજારમાં) ગર્વથી ફરશે. (ફયઝુલ કદીર લિલમનાવી : ૫ / ૩૫૦)**

**(૭) આપ (સલ.)નો ઈરશાદ છે :**

كَيُفَ بِكُمُ اِذَافَسَقَ فِتُيَانُكُمُ وَطَغىٰ نِسَاؤُكُمُ، قَالُوايَارَسُولَ اللّٰهِ ﷺ وَاِنَّ ذٰلِكَ

لَكَائِن ؟ قَالَ : نَعَمُوَاَشَدُّ مِنُهُ.

**અર્થ : તે વખતે તમારી સ્થિતિ કેવી હશે જયારે તમારા યુવાનો દુરાચારી બની જશે અને તમારી સ્ત્રીઓ બધી મર્યાદાઓને ઓળંગી જશે ? સહાબા (રદિ.)એ અરજ કરી કે હે અલ્લાહના રસૂલ (સલ.) ! એવું પણ થશે ?**

આપ(સલ.)એ ફરમાવ્યું હા; બલ્કે તેનાથી પણ વધારે.

(અલ મુઅ્જમે અવ્સત ફીત્તબરાની : ૯ / ૧૨૯)

(૮)હઝરત અબૂ હુરયરહ (રદિ.) આપ (સલ.)થી રિવાયત કરે છે :

لَتَرْكَبُنَّ سُنَنَ مَنْ كَانَ قَبْلَكُمْ شِبْرًاوَ بِشِبْرٍوَ ذِرَاعًابِذِرَاعٍ وَبَاعًابِبَاعٍ حَتّٰى لَوْاَنَّ

اَحَدَهُمْ ضَاجَعَ اُمَّهٗ بِاالطَّرِيْقِ لَفَعَلْتُمُوْهُ.

અર્થ :જરૂર તમે આગલી સમાજોનું ડગલેને પગલે સંપૂર્ણ અને દરેક રીતે અનુકરણ કરશો, અહીંયા સુધી કે કોઈએ જાહેરમાં પોતાની મા થી ઝિના કર્યો હશે તો તમે પણ એવું જરૂર કરશો. (હાકિમ : ૪ / ૪૫૫)

(૯) હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે આપ(સલ.)એ ફરમાવ્યું :

وَالَّذِىْ نَفْسِىْ بِيَدِهٖ لَاتَفْنٰى هٰذِهِ الْاُمَّةُ حَتّٰى يَقُوْمَ الرَّجُلُ اِلَى الْمَرْأَةِ فَيَفْتَرِشُهَا

فِىْ الطَّرِيْقِ فَيَكُوْنَ خِيَارُهُمْ يَوْمَئِذٍ مَنْ يَقُوْلُ: لَوْوَارَيْتَهَاوَرَاءَ هٰذَاالْحَائِطِ.

અર્થ :તે પાક ઝાતની કસમ જેના કબ્જામાં મારી જાન છે, આ ઉમ્મત–સમાજ ત્યાં સુધી નષ્ટ નહીં થાય જયાં સુધી આ સ્થિતિ ન થઈ જાય કે પુરુષ સ્ત્રીથી જાહેરમાં બજારમાં ઝિના કરશે અને તે વખતે ઉત્તમ તે વ્યકિત હશે જે કહેશે કાશ ! તમે તેને આડમાં લઈ જતા.(મજમઉઝ્ઝવાઈદ : ૭ / ૩૩૧)

(૧૦) હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર (રદિ.) આપ(સલ.)થી રિવાયત કરે છે :

لَاتَقُوْمُ السَّاعَةُ حَتّٰى يَتَسَافَدُوْافِى الطَّرِيْقِ تَسَافَدَالْحَمِيْرِ، وَلَيَكُوْنَنَّ ذٰلِكَ.

અર્થ : કિયામત કાયમ થશે નહીં ત્યાં સુધી કે એમ ન થઈ જાય કે લોકો જાહેરમાં ગધેડાઓની જેમ પરસ્પર કામવાસના પુરી કરશે આવું અવશ્ય થઈને જ રહેશે. (મજમઉઝ્ ઝવાઈદ : ૭ / ૨૬૧)

(૧૧) હઝરત નવાસ બિન સમ્આન (રદિ.) આપ(સલ.)થી નકલ કરે છે :

يَبْقٰى شِرَارُ النَّاسِ يَتَهَارَجُوْنَ فِيْهَاتَهَارُجَ الْحُمُرِ، فَعَلَيْهِمْ تَقُوْمُ السَّاعَةُ.

અર્થ : કયામતની નજીક ખરાબ લોકો રહી જશે, ગધેડાઓની જેમ

કામવાસના પુરી કરશે, તેમના ઉપર જ કિયામત આવશે. (મુસ્લિમ શરીફ)

ઈમામ નવવી(રહ.) લખે છે કે ગધેડાઓની જેમ જાહેરમાં પુરુષો સ્ત્રીઓથી ઝિના કરશે, તેમના ઉપર જ કયામત આવશે.(શર્હે નવવી : ૧૮ / ૭૦)

(૧૨) હઝરત અનસ (રદિ.) આપ(સલ.)થી રિવાયત કરે છે :

اِذَااسۡتَحَلَّتۡ اُمَّتِیۡ خَمۡسًافَعَلَیۡهِمُ الدَّمَارُ: اِذَاظَهَرَفِیۡهِمُ التَّلَاعُنُ، وَلَبِسُوۡا الۡحَرِیۡرَ،

وَالتَّخَذُوۡاالۡقِیۡنَاتِ، وَشَرِبُوۡاالۡخُمُوۡرَ، وَاکۡتَفَی الرِّجَالُ بِالرِّجَالِ وَالنِّسَاءُ بِالنِّسَاءِ.

અર્થ :જયારે મારી ઉમ્મત પાંચ વસ્તુઓને હલાલ સમજવા લાગશે તો બરબાદ થઈ જશે, જયારે તેમનામાં પરસ્પર લાનત – ફિટકાર આમ થઈ જશે, પુરુષો રેશમ પહેરવા લાગશે. ગીત –સંગીત અને નાચનારી સ્ત્રીઓ રાખવામાં આવશે, દારૂ પીવામાં આવશે અને પુરુષો –પુરુષોથી અને સ્ત્રીઓ – સ્ત્રીઓથી કામવાસના કરવા લાગશે.(શુઅ્બુલ ઈમાન;બયહકી:૪ / ૩૪૮)

આજના યુગમાં સમલૈંગિક જાતીય શિક્ષણને ધિક્કાર પાત્ર આફતને કાનૂની રૂપ આપીને ફેલાવવામાં આવે છે, પશ્ચિમી સમાજમાં એ અવાજ ઉઠયો છે કે બાળકોને બાળપણમાં જ જાતીય શિક્ષણ આપવામાં આવે અને આ અવાજ હવે પૂર્વના દેશોમાં પણ લગાવવામાં આવી રહયો છે. સદવર્તનની બુનિયાદી તાલીમને બદલે જાતીય શિક્ષણ આજના બાળકો અને યુવાનો પર કેવી અસર છોડશે એ વિચારવું પણ મુશ્કેલ છે. કેટલાક દેશોમાં વ્યભિચારને કાયદાકીય રીતે યોગ્ય ઠેરવી દેવામાં આવ્યો છે. માનવીનું દુર્ભાગ્ય તેનાથી વધારે કયું હોય શકે કે તે વાંદરા અને સુવ્વરથી ખરાબ જીવન વીતાવવા લાગે અને તેની ઉપર ગર્વ કરે અને તેને વિશિષ્ટતા સમજે છે.

ખિર્દકા નામ જુનૂં રખ દિયા જૂનૂં કા ખિર્દ
જો ચાહે આપ કા હુસ્ન કરિશ્મા સાઝ કરે.

# ઝિના–વ્યભિચારની બુરાઈ અને તેના નુકસાન

## (એક અભ્યાસ)

## ઝિનાની બુરાઈ કુર્આન અને હદીસની રોશનીમાં

ઝિના એટલો ભયંકર પાપ છે કે કુર્આનમાં ખૂબ જ વિસ્તારપૂર્વક તેનું બયાન ફરમાવ્યું

وَلَا تَقْرَبُوا الزِّنٰى إِنَّهُ كَانَ فَاحِشَةً وَسَاءَ سَبِيلًا

અર્થ : અને વ્યભિચારની પાસે પણ ન જાઓ. નિઃશંક તે બહુ બેશર્મીની વાત છે અને ખોટો માર્ગ છે. (સૂ.ઈસ્રાઅ : ૩૨)

ઝિનામાં બૌધ્ધિક, ધાર્મિક અને જાહેરી આ ત્રણેવ બુરાઈઓ એવી રીતે ભેગી થઈ ગઈ છે કે તેનું કરવું તો દુરની વાત તેની પાસે જવાથી, તેના સાધનો અપનાવવાની સખત મનાઈ કરવામાં આવી છે. હકીકત એ છે કે સમાજની બરબાદીનું સૌથી મોટુ કારણ ઝિના છે. સમાજ ત્યારે કાયમ રહી શકે છે જયારે તેમાં પવિત્રતા હોય. મવલાના અમીન અહસન ઈસ્લાહી લખે છે :

ગુનાહોના ભાગમાં સૌથી પેહલા ઝિનાનું વર્ણન કર્યુ છે; એટલા માટે કે આ બુરાઈ સારા સમાજની જડ પર કુહાડી મારનારી છે. સારા સમાજની બુનિયાદ સારા કુટુંબો સારી ભાવનાઓ સાથે માત્ર ત્યારે કાયમ રહી શકે છે જયારે માતા–પિતા સાથે અવલાદનો સંબંધ લોહીનો અને પવિત્રતાનો હોય, જો આ ચીજ ન હોય તો તે કુટુંબ નહીં બલ્કે જાનવરોનું ટોળું છે. કુર્આને કરીમે ઝિનાને આફતરૂપ હોવાને કારણે ગુનાહોમાં પહેલું તેનું વર્ણન કર્યુ છે અને તેનાથી રોકયા છે જે ઝિના અને ઝિનાના દરવાજાઓને ખોલે છે. (તદબ્બુરે કુર્આન : ૪ / ૪૯૯ ,૫૦૦)

ઈમામ ઈબ્ને કય્યિમ (રહ.)ના કથન પ્રમાણે

"ઝિના, ગુનાહ અને પાપમાં પ્રથમ ક્રમે છે, તેનાથી દુનિયાની વ્યવસ્થા નષ્ટ થઈ જાય છે, ઝિનાને કારણે વંશાવળી અને પવિત્રતાની સુરક્ષા અશકય છે. પરસ્પર દુશ્મની અને ફસાદ ફેલાય જાય છે. તેથી આપ(સલ.)એ તેને

અત્યંત નુકસાનકારક વર્ણવ્યું છે. હઝરત ઈમામ અહમદ (રહ.) ફરમાવે છે,"નાહક કતલ પછીનો સૌથી મોટો ગુનોહ ઝિના છે"હકીકત એ છે કે ઝિના બધી બુરાઈઓનું ઝરણું છે. દીન, ભલાઈ, પરહેઝગારી બધાને નુકસાન પહોંચાડનારો અમલ છે.કોઈ વ્યભિચારી એવો નથી જે દીનદાર,પરહેઝગાર, વફાદાર, લજ્જાશીલ અને પ્રમાણિક હોય, ઝિના અને વચનભંગ, અવિવેકતા, જુઠ, ખયાનત અને નિર્લજ્જતાને એક બીજા સાથે ખાસ સંબંધ છે, હૃદય અને દીનદારીને નુકસાન પહોંચાડવામાં અને હૃદયને અલ્લાહથી દુર કરવામાં અને દીનથી વિમુખ કરવામાં શિર્ક(અલ્લાહ સાથે અન્યને ભાગીદાર સમજવા) પછી ઝિના સૌથી અગ્રિમ છે. કુર્આનમાં ઝિનાકારોને દુષ્ટ ગણાવ્યા છે અને બતાવ્યું કે માનવીના હૃદયને બગાડવામાં અને તૌહિદ–એકેશ્વરવાદની બુનિયાદને નષ્ટ કરવામાં ઝિના મહત્વનો ભાગ ભજવે છે. માનવી શિર્કથી જેટલો દુર રહે છે, ઝિના અને બુરાઈથી પણ એટલો જ પાક રહે છે. ઝિના– વ્યભિચારથી માનવી ઈમાન અને અલ્લાહની રહમતથી દુર થતો જાય છે.

(અલ્ જવાબુલ કાફી : ૧૫૭)

હાફિઝ ઈબ્ને હજર અસ્કલાની (રહ.) ફરમાવે છે.

"ઝિનાના અગલ અલગ દરજ્જા છે. અપરણિત સ્ત્રીથી ઝિના ખૂબ જ સખત ગુનોહ છે અને તેનાથી વધારે સખત ગુનોહ પરણિત સ્ત્રીથી ઝિના છે, તેનાથી ખતરનાક કોઈ મહરમ સ્ત્રીથી ઝિના કરવો છે. ગુલામ માટે ઝિના હરામ છે,પરંતુ આઝાદ માટે ઝિનાની બુરાઈ વધી જાય છે. જાહિલ–અજ્ઞાની માટે ઝિના હરામ છે,પરંતુ આલિમ–જ્ઞાની માટે તેની બુરાઈ વધી જાય છે.

(નઝરતુન્નઈમ : ૧૦ / ૪૫૭૦)

ઝિનાની ભયાનકતાનો અંદાજો તેનાથી લગાવવામાં આવે છે કે જયારે પણ હુઝૂર (સલ.)એ સહાબા અને સહાબિયાતથી બયઅત–કરાર કર્યા તો તેમાં ઝિનાથી દુર રહેવાનો વાયદો ચોક્કસ લીધો છે.

કુર્આને કરીમમાં છે :

يَا أَيُّهَا النَّبِيُّ إِذَا جَاءكَ الْمُؤْمِنَاتُ يُبَايِعْنَكَ عَلَى أَن لَّا يُشْرِكْنَ بِاللَّهِ شَيْئاً وَلَا

يَسۡرِقۡنَ وَلَا يَزۡنِينَ وَلَا يَقۡتُلۡنَ أَوۡلَادَهُنَّ وَلَا يَأۡتِينَ بِبُهۡتَانٍ يَفۡتَرِينَهُ بَيۡنَ أَيۡدِيهِنَّ وَأَرۡجُلِهِنَّ وَلَا يَعۡصِينَكَ فِي مَعۡرُوفٍ فَبَايِعۡهُنَّ وَاسۡتَغۡفِرۡ لَهُنَّ اللَّهَ إِنَّ اللَّهَ غَفُورٌ رَّحِيمٌ.

અર્થ : હે નબી (સલ.) ! જ્યારે આપની પાસે મુસલમાન સ્ત્રીઓ આ વાતો પર આપની પાસે બયઅત (કરાર) કરવા આવે કે અલ્લાહની સાથે ન કોઈ વસ્તુને શરીક ઠેરવશે અને ન ચોરી કરશે અને ન વ્યભિચાર કરશે અને ન પોતાના બાળકોની હત્યા કરશે અને ન જૂઠી તોહમત–આક્ષેપ લાવશે, જેને પોતાના હાથો અને પગો વચ્ચે ઘડી કાઢે અને ન કોઈ જાઈઝ કામમાં (હે નબી સલ. !) આપની નાફરમાની કરશે તો તેણીઓને બયઅત કરી લો અને તેણીઓ માટે અલ્લાહથી માફી માંગ્યા કરો.નિઃશંક, અલ્લાહ ઘણો બખ્શનાર દયાળુ છે.

(સૂરએ મુમ્તહિનહ : ૧૨)

હઝરત ઉબાદા બિન સામિત(રદિ.)થી રિવાયત છે કે સહાબા (રદિ.)ની એક જમાતને હુઝૂર (સલ.)એ બયઅત–કરાર કરી અને શિર્ક, ચોરી, ઝિના, સંતાનોની હત્યા, આક્ષેપો અને નાફરમાની ન કરવાની પ્રતિજ્ઞા કરાવી.

( મિશ્કાતુલ્ મસાબિહ : કિતાબુલ ઈમાન : ૧૩)

હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર (રદિ.) ફરમાવે છે કે રસૂલુલ્લાહ (સલ.) એ સહાબા (રદિ.)થી ફરમાવ્યું : હું તમારી સાથે એ શરત પર બયઅત કરૂં છું કે તમે શિર્ક નહીં કરો, કોઈ પવિત્ર પ્રાણને મારી નહીં નાખો, ઝિના નહીં કરો, ચોરી નહીં કરો, નશીલી વસ્તુઓ નહીં વાપરો, જે વ્યકિત આ ગુનાહોથી દુર રહેશે હું તેમના માટે જન્નતની જવાબદારી લઉ છું.

(મુસ્લિમ શરીફ: ૨૬૭૧)

હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર (રદિ.) થી રિવાયત છે કે હઝરત ઉમૈમહ બિન્તે રફીકા (રદિ.) હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયાં, આપ(સલ.)એ ફરમાવ્યું : હું તમારી સાથે એ શરત પર બયઅત કરું છું કે તમે શિર્ક નહીં કરો, ચોરી અને ઝિના નહિં કરો, પોતાના સંતાનોની હત્યા નહીં કરો,

પોતાના તરફથી કોઈના પર આક્ષેપ નહીં કરો, આક્રંદ નહીં કરો, પહેલાના અજ્ઞાનીઓની જેમ બેપર્દા અંગો ખુલ્લા રાખી દેખાવ નહીં કરો.

(મુસ્નદે અહમદ : ૨ / ૧૯૬)

એક હદીસમાં છે કે

اِنَّ اَخُوَفَ مَااَخَافُ عَلَيُكُمُ الزِّنَا.

અર્થ : નિઃશંક મને તમારી ઉપર સૌથી વધારે ખતરો એનો છે કે તમે ઝિનાની લાનતમાં ફસાય જશો. (અત્તરગીબ વત્તરહીબ : ૩ / ૨૭૧)

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે આપ (સલ.)એ ફરમાવ્યું :

مَنُ وَقىٰ شَرَّلَقُلَقِهٖ وَقَبُقَبِهٖ وَذَبُذَبِهٖ فَقَدُ وَقىَ الشَّرَّكُلَّهٗ، قَالَ: فَاَمَّاالَقُلَقُهٗ فَالِلّسَانُ،

وَقَبُقَبُهٗ فَالُفَمُ وَذَبُذَبُهٗ فَالُفَرُجُ.

અર્થઃ જે વ્યકિત પોતાની વાણી, મોઢુ અને ગુપ્તાંગની બુરાઈથી પોતાની હિફાઝત કરે તો તે દરેક પ્રકારની બુરાઈથી સુરક્ષિત રહેશે.

(શુઅબુલ ઈમાન :૪ / ૩૬૧)

# ઝિના–વ્યભિચાર આકાશી શરીઅતોમાં

ઝિના ભયાનક ગુનોહ છે, બધી આકાશી શરીઅતો આ ગુનાહની ભયાનકતા પર સંમત છે. શરીઅતે મુસવી,શરીઅતે ઈસ્વી અને શરીઅતે મુહમ્મદી ત્રણેવની તાલીમ આ ક્ષેત્રે ખૂબ જ સ્પષ્ટ છે. નીચે તેનું વિશ્લેષણ રજુ કરવામાં આવે છે.

## તવરાત અને ઝિના–વ્યભિચાર

શરીઅતે મુસવીમાં ઝિનાને હરામ બતાવ્યો છે. તે ખૂબ જ ભયાનક ગુનોહ છે. તેને ધરતીને નાપાક અને અપવિત્ર કરનાર અમલ બતાવવામાં આવ્યો છે. એવી રીતે તવરાતમાં એ પણ છે કે અલ્લાહનો અઝાબ–પ્રકોપ દુરાચારી લોકો પર ઉતરે છે. અલ્લાહે ઘણી ઉમ્મતો અને કોમોને ઝિનાને કારણે બરબાદ કરી દીધી. બની ઈસ્રાઈલને અલ્લાહનો આ હુકમ છે કે તેઓ ઝિના ન કરે નહીં તો ખુદાનો અઝાબ તેમને નષ્ટ કરી નાખશે.

યહુદીઓમાં ઝિનાની સખત સજા નકકી કરેલી હતી. તવરાતના શબ્દોમાં ઝિના પર હત્યા, પથ્થર મારવા અને સળગાવી દેવાની સખત સજાઓનું વર્ણન છે. ઝિનાની ભયાનકતાને કારણે યહુદી શરીઅતમાં માત્ર ઝિના જ હરામ નથી બલકે ઝિનાના માધ્યમો અને તેને પ્રેરકબળ પુરૂ પાડનાર પર પણ પાબંદી લગાવવામાં આવી છે. બુરી નજર, પર સ્ત્રીઓ સાથે બેસવાથી પણ રોકવામાં આવ્યા છે.

આજના યહુદીઓ ઈસ્લામની ધાર્મિક મર્યાદાઓ અને સજાઓ પર વાંધો ઉઠાવે છે અને પોતાના ધર્મની વિવિધ બુરાઈઓને કારણે મળનારી સજાઓને પીઠ પાછળ નાખે છે તેમનો આ વિરોધાભાસ આશ્ચર્યકારક છે.

## બાઈબલ અને ઝિના-વ્યભિચાર

ઈસવી ધર્મમાં ઝિના મોટો ગુનોહ છે. બાઈબલમાં આ ગુનાહથી રોકવામાં આવ્યા છે. માનવતાને નામે દસ અગત્યની વસિય્યતોમાં એક વસિય્યત 'ઝિના ન કરવાની' પણ છે. ઝિનાને અલ્લાહના ગુસ્સાનું કારણ બતાવ્યું છે. દુરાચારોથી મેળાપ રાખવાની પણ પાબંદી લગાવવામાં આવી છે.

ખ્રિસ્તી ધર્મ ગ્રંથોમાં આ વિષે વિસ્તૃત માહિતી પ્રાપ્ત કરી શકાય છે. પરંતુ પોતાના ધર્મમાં સ્પષ્ટ તાલીમ હોવા છતાં ખ્રિસ્તીઓ આજે ઈસ્લામની પવિત્રતાની તાલીમ પર ટીકા ટીપ્પણી કરે છે.

## ઈસ્લામ અને ઝિના-વ્યભિચાર

ઈસ્લામમાં ઝિનાને બિલ્કુલ હરામ બતાવવામાં આવ્યું છે. કુર્આન અને હદીસમાં ઝિનાની ધાર્મિક અને બૌધ્ધિક બુરાઈઓ જાહેર કરવામાં આવી છે. દારૂ વગેરે બુરાઈઓની મનાઈ કેટલાક કારણોસર ક્રમશઃ આવી પરંતુ ઝિનાને શરૂઆતથી જ હરામ, નિર્લજ્જતા અને બુરાઈ ગણવામાં આવ્યો. કુર્આને પાકમાં સૂરએ ઈસ્રાઅમાં પહેલા ઝિનાની મનાઈ ફરમાવી, ત્યાર બાદ નાહક હત્યાની મનાઈ કરી. તેની તરતીબ હિકમતમાં ઈમામ રાઝી (રહ.) ફરમાવે છે.

કુફ્ર-નાસ્તિકતા પછી સૌથી મોટો ગુનોહ નાહક હત્યા કરવું છે, ઝિના

તેના પછી છે. પરંતુ તેમ છતાં આ આયતમાં ઝિનાનું પ્રથમ વર્ણન કર્યુ, તેની હિકમત એ છે કે જે સમાજમાં ઝિનાનો દરવાજો ખુલી જાય છે, તેમાં કતલ અને ખૂનની બુરાઈ આમ થઈ જાય છે, ઝિનાથી હત્યાના માર્ગો ખુલે છે એટલા માટે ઝિનાનું પહેલા વર્ણન કર્યુ. (તફસીરે કબીર : ૨૦ / ૧૯૯)

એવી રીતે કુર્આનમાં ઝિના અને બાળહત્યાને એક સાથે લાવ્યા, તેનું કારણ એ છે કે ઝિનાને કારણે જન્મતા બાળકો જેવી રીતે બે ઈજ્જત હોય છે તે મૃત્યુથી કમ નથી.

ઈસ્લામમાં ઝિનાની બુરાઈનો અંદાજો તેનાથી પણ કરી શકાય છે કે ઝિનાકારને ઈમાનના પ્રકાશથી વંચિત ગણવામાં આવ્યો છે. તેની દુઆઓ રદ થાય છે.

પુરુષોને પાબંદ બનાવવામાં આવ્યા કે તેઓ પોતાના ઘરની સુરક્ષા કરે. આબરૂ અને પવિત્રતાની રક્ષા માટે પ્રાણ આપવાની છૂટ છે અને તેને શહાદત બતાવી છે અને પોતાના ઘરની આબરૂ વિશે બે દરકાર વ્યકિતને નિર્લજ્જ, ભાંડ અને દય્યુસ ગણવામાં આવે છે.સ્ત્રીઓને પણ તેની જવાબદાર બનાવી કે તેઓ પોતાના ગુપ્તાંગોની હિફાઝત કરે.

એવી રીતે ઝિનાની જેમ તેના બધા કારણો અને તેનું પ્રેરકબળ પુરૂ પાડનાર બધા નાના –મોટા કાર્યોની મનાઈ કરી છે. આ બધાનો હેતુ એ છે કે સમાજ ઝિનાના ફિટકારથી બિલ્કુલ પાક અને પવિત્ર રહે.

## ઝિનાના ભયંકર નુકસાન

ઉપરના વર્ણન પરથી અંદાજો લગાવી શકાય છે કે ઝિના કેટલો ભયંકર, ખતરનાક અને સંગીન પાપ છે. તેના નુકસાનો એટલા બધા છે કે તેનો અંદાજો કરવો મુશ્કેલ છે. ઝિનાના નુકસાનનો ડાયરો વિશાળ છે. તેનો સંબંધ કબર અને આખેરત સાથે છે. માનવીના હૃદય અને મન સાથે પણ છે. ધર્મ, અખ્લાક–સદવર્તન અને ચારિત્ર્ય સાથે પણ છે. સમાજ સાથે પણ છે. આ દુનિયા સાથે પણ છે. માનવીના નફસ અને તંદુરસ્તી સાથે પણ છે.

## ઝિના-વ્યભિચારના આખિરતના નુકસાન

કોઈ પણ અમલના આખિરતના નુકસાનો દુનિયાના નુકસાનોથી વધુ છે. ઝિનાના આખિરતમાં અનેક નુકસાન છે. જે નીચે પ્રમાણે છે.

### મૃત્યુ સમયે સખ્તી

આખિરતના પ્રશ્નો ત્યારથી જ શરૂ થાય છે જયારે માનવી અંતિમ ઘડીએ હોય છે.શ્વાસ ઉખડવા લાગે છે. આખિરતના દશ્યો સામે આવવા લાગે છે. જો ગુનેહગાર વ્યકિત પશ્ચાતાપ વગર મૃત્યુની અંતિમ ઘડીએ પહોંચ્યો તો અલ્લાહ તરફથી એટલી તકલીફ પહોંચે છે કે માત્ર કલ્પનાથી પણ કાંપી જવાય. કુર્આને પાકમાં તેનું દશ્ય ખેંચ્યું છે.

وَلَوْ تَرىٰ إِذِ الظّٰلِمُونَ فِیْ غَمَرَاتِ الْمَوْتِ وَالْمَلآئِكَةُ بَاسِطُواْ أَيْدِيْهِمْ أَخْرِجُواْ

أَنفُسَكُمُ الْيَوْمَ تُجْزَوْنَ عَذَابَ الْهُونِ بِمَا كُنتُمْ تَقُولُونَ عَلَى اللّٰهِ غَيْرَ الْحَقِّ

وَكُنتُمْ عَنْ آيَاتِهِ تَسْتَكْبِرُونَ.

અર્થ : અને કદાચ આપ તે જાલિમ લોકોને તે વખતે જુઓ તો ઘણું ભયાનક દશ્ય ભાસે, જ્યારે કે મૌતની સખતીઓમાં (સપડાયા) હોય અને (મૌતના) ફરિશ્તા (અઝાબ માટે તેઓના તરફ) હાથ ફેલાવતા (કહેતા) હોય કે પોતાના પ્રાણ (જલદી) કાઢો, આજે તમને અપમાનજનક શિક્ષા આપવામાં આવશે, કારણ કે તમે અલ્લાહ તઆલા વિશે જૂઠી વાતો કહેતા હતા અને તેની આયતો (કબૂલ કરવા)થી અભિમાન કરતા હતા.(સૂ.અન્આમ : ૯૩)

### કબરની ભયાનકતા

મૃત્યુ પછીની પ્રથમ મંઝિલ કબર છે. નેક માનવી માટે કબર જન્નતનો એક ટુકડો બને છે અને પાપી માનવી માટે જહન્નમનો એક ખાડો. હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) આપ (સલ.) થી રિવાયત કરે છે.

اِذَاوُضِعَتُ الْجَنَازَةُ فَاحْتَمَلَهَاالرِّجَالُ عَلىٰ اَعْنَاقِهِمْ ، فَاِنْ كَانَتْ صَالِحَةً قَالَتْ:

قَدِّمُوْنِیْ وَاِنْ كَانَتْ غَيْرَصَالِحَةٍ قَالَتْ لاَهْلِهَا: يَاوَيْلَهَا:اَيْنَ يَذْهَبُوْنَ بِهَايَسْمَعُ

صَوْتَهَاكُلَّ شَیْءٍ اِلَّاالْاِنْسَانُ وَلَوْ سَمِعَهَالَصَعِقَ.

**અર્થ : જયારે જનાઝો મુકવામાં આવે છે અને લોકો તેને પોતાના ખભા ઉપર ઉઠાવે છે તો જો તે નેક હોય છે તો કહે છે કે મને ઉતાવળે લઈ ચાલો ! અને જો તે પાપી હોય છે તો કહે છે કે'' હાય મારી બદબખ્તી'' તમે મને કયાં લઈ જાવ છો ? આ અવાજ માનવો સિવાય બધા સાંભળે છે, જો માનવી આ અવાજ સાંભળી લે તો બેહોશ થઈ જાય. (બુખારી શરીફ)**

**હઝરત અબૂ હુરયરહ (રદિ.) આપ (સલ.) થી રિવાયત કરે છે .**

اِذَاوُضِعَ الرَّجُلُ السُّوءُ عَلیٰ سَرِيْرِهٖ قَالَ يَاوَيْلِیْ اَيْنَ يَذْهَبُوْنَ بِیْ

**અર્થ : જયારે ગુનેહગારને જનાઝામાં રાખવામાં આવે છે તો તે કહે છે કે હાય મારી બરબાદી, મને કયાં લઈને જાય છે ? (નસાઈ)**

**હઝરત અબૂ હુરયરહ(રદિ.) આપ(સલ.)થી રિવાયત કરે છે.**

اَسْرِعُوْابِالْجَنَازَةِ فَاِنْ تَكُ صَالِحَةً فَخَيْرٌتُقَدِّمُوْنَهَااِلَيْهِ وَاِنْ يَكُ سِوىٰ ذٰلِكَ فَشَرٌّ

تَضَعُوْنَهٗ عَنْ رِقَابِكُمْ.

**અર્થ : જનાઝાને જલ્દી લઈને ચાલો, જો તે નેક છે તો તમે તેને ભલાઈ તરફ વધારી રહયા છો અને જો તે નેક નથી તો તે બુરાઈ છે તમે જેને પોતાની ગરદનથી ઉતારી રહયા છો. (બુખારી શરીફ)**

**જાણવા મળ્યું કે મૃત્યુ પછી કબરનું દશ્ય ગુનેહગારો માટે ખૂબ જ ભયાનક છે. તે લઈ જનારાઓને સંબોધીને કહે છે કે તેને ન લઈ જાઓ, પરંતુ તેની અવાજ માનવી સાંભળી શકતા નથી. ગુનેહગારો માટે કબરમાં ઉતારતા પહેલાનું આ દશ્ય છે તો કબર બંધ થયા પછી તે કેટલી ભયાનક હશે. અલ્લાહુમ્મહફઝના મિન ઝાલિક**

## કબરની તંગી

**હઝરત સઅદ બિન મુઆઝ (રદિ.)નું મૃત્યુ થયું તો આપ(સલ.)એ**

ફરમાવ્યું :

هٰذَاوَالَّذِىْ تَحَرَّكَ لَهٗ الْعَرُشُ وَفُتِحَتْ لَهٗ اَبْوَابُ السَّمَاءِ وَشَهِدَهٗ سَبْعُوْنَ اَلْفًامِنَ الْمَلَائِكَةِ لَقَدْضُمَّ ضَمَّةً ثُمَّ فُرِّجَ عَنْهُ.

સઅદ માટે ખુદાનો અર્શ (જેના ઉપર અલ્લાહ બિરાજમાન છે) હરકતમાં આવી ગયો. તેમના માટે આકાશના દરવાજા ખોલી દેવામાં આવ્યા. સિત્તેર હજાર ફરિશ્તાઓ તેમના જનાઝામાં શામેલ થયા, તેમને કબરમાં એક વખત દબાવવામાં આવ્યા, પછી આ હાલત ખતમ થઈ ગઈ. (નસાઈ)

બયહકીમાં છે કે આપ(સલ.)એ ફરમાવ્યું : સઅદને કબરમાં દબાવવામાં આવ્યા, ખૂબ જ દબાવવામાં આવ્યા, મેં દુઆ કરી ત્યારે આ હાલત દુર થઈ. (નસાઈ : હાશિયતુસ્સનદી : હાશિયા : ૬)

અલ્લામા સિંધી(રહ.) એ લખ્યું છે:

કબરમાં તંગી અને દબાવ એટલા માટે હોય છે કે માનવી હકીકતમાં માટીથી બન્યો છે. મૃત્યુ પછી ફરી તે માટીમાં દફન કરવામાં આવે છે. એક મુદત સુધી માટીથી દુર રહેવાને કારણે જયારે તે માટીમાં દફન થાય છે તો માટી તેને દબાવે છે, જેવી રીતે પિતા લાંબી મુદત પછી આવનાર પુત્રને દબાવે છે. નેક માનવીને માટી મુહબ્બતથી અને નરમીથી દબાવે છે અને પાપીને સખ્તીથી અને ગુસ્સામાં દબાવે છે.

(નસાઈ : હાશિયતુસ્સનદી : હાશિયા : ૬ પાન નં : ૨૨૪)

ઈમામ અબુલ કાસિમ સઅદી (રહ.)ના કથન પ્રમાણે :

કબરની તંગીથી ન કોઈ નેક બચી શકે છે, ન કોઈ ગુનેહગાર, પરંતુ તફાવત એ છે કે કાફિર માટે કબરની તંગી અને દબાવ કાયમી હોય છે, જયારે મો'મિન માટે આ હાલત હંગામી હોય. થોડીક વાર પછી આ હાલત ખતમ થઈ જાય છે. (નસાઈ : હાશિયતુસ્સનદી : હાશિયા : ૬)

હકીમ તિરમિઝી (રહ.) ફરમાવે છે, અંબિયા (અલૈ.) વગર કોઈ માસુમ અને ગુનાહથી પાક નથી. દરેક વ્યકિત કોઈને કોઈ ગુનાહમાં હોય છે. કબરની તંગી તેની સજારૂપી હોય છે, થોડી વાર પછી અલ્લાહ તઆલાની

રહમત જોશમાં આવે છે અને આ હાલત દુર થઈ જાય છે.

માલુમ થયું કે દરેક પાપી અને ગુનેહગારને મૃત્યુ પછી કબરમાં તંગીનો સામનો કરવો પડશે.

## કબરનો અઝાબ

હદીસ શરીફમાં છે કે કબરનો અઝાબ સત્ય છે અને તેનો નકાર ન થઈ શકે. કબરનો અઝાબ–પાપની સજા માત્ર કાફિરો–વિધર્મિઓ સાથે નથી બલ્કે મુસ્લિમ ગુનેહગારો માટે પણ છે. (કુર્તુબી : ૧ / ૨૨૯)

એવી રીત એ પણ સ્પષ્ટ છે કે વ્યભિચારી પુરુષો અને સ્ત્રીઓને કબરમાં અઝાબનો સામનો કરવો પડશે. હઝરત સમુરહ બિન જુન્દુબ (રદિ.) થી રિવાયત છે કે એક વખતે ફજર પછી આપ(સલ.) એ સહાબા (રદિ.)થી પુછયું : શું આજે કોઈએ કોઈ સપનું જોયું છે ? સહાબા (રદિ.)એ ઈન્કાર કર્યો. તે સંદર્ભે આપ (સલ.)એ ફરમાવ્યું : આજે રાત્રે મેં સપનું જોયું છે. બે વ્યકિતઓ મારી પાસે આવ્યા અને મારો હાથ પકડીને મને સાથે લઈ ગયા. ચાલતા ચાલતા અમે આગની એક ભટ્ટી પાસેથી પસાર થયા તેનો ઉપરનો ભાગ તંગ (સાંકડો) હતો, નીચેના ભાગમાં આગ સળગી રહી હતી. તેમાં નગ્ન પુરુષો અને સ્ત્રીઓ હતી, મેં પુછયું આ કોણ છે ? જવાબ મળ્યો કે આ ઝિનાકાર –વ્યભિચારી પુરુષો અને સ્ત્રીઓ છે. (બુખારી શરીફ)

અલ્લામા કુર્તુબી (રહ.) લખે છે કે : કબરના અઝાબ વિશે તેનાથી વધુ સ્પષ્ટ હદીસ કોઈ હોઈ શકે ? હુઝૂર (સલ.) એ સપનામાં આ દશ્ય જોયું અને અંબિયા (અલ.) નું સપનું એવું હોય છે જેમાં શંકાને કોઈ સ્થાન હોતું નથી.

(તઝકિરા કુર્તુબી : ૧ / ૨૧૭)

બીજા પ્રસંગે આપ(સલ.)એ આ સપનું બયાન ફરમાવ્યું : મને લઈ જવામાં આવ્યો અને હું એવા લોકો પાસેથી પસાર થયો જે સડવાના કારણે ઘણાં ફુલી ગયા હતા અને તેમના શરીરમાંથી મળ કરતા વધુ દુર્ગંધ આવી રહી હતી, મેં પુછયું આ કોણ છે ? જવાબ મળ્યો કે આ ઝિનાકાર પુરુષો અને સ્ત્રીઓ છે.

(ઈબ્ને ખુઝયમા : ૩ / ૨૩૭)

**આખિરતમાં અલ્લાહના દર્શન, વાતચીત અને રહમતથી વંચિત**

પાપીઓ માટે આખિરતમાં એક ભયાનક સજા એ હશે કે જહન્નમ દ્વારા પાક કરવા પહેલા ન તેમને પરવરદિગારના દર્શન થશે અને ન અલ્લાહ તઆલા તેમનાથી વાતચીત કરશે. ન તેમની તરફ રહમતથી નજર નાંખશે.

સય્યિદ કુતુબે શહીદ (રહ.) લખે છે ...

"ગુનેહગારોના દિલો પર ગુનાહો અને દુષ્ટ કૃત્યોનો અંધકાર છવાય જાય છે, આ અંધકાર તેમને અલ્લાહ સામે જવાબ આપવાના ખ્યાલથી ગાફિલ કરી દે છે. આ કૃત્યનું ફિતરી–પ્રાકૃતિક પરિણામ અને સજા એ છે કે એવા લોકોને આખિરતમાં અલ્લાહના દર્શનથી વંચિત કરવામાં આવે, જેથી તેઓ પોતાની કરણીની સજા ભોગવી લે. ખરેખર અલ્લાહના દર્શનથી વંચિતતા દરેક સજામાં સૌથી મોટી સજા છે, દુર્ભાગ્ય છે અને માનવીનું ખરાબ પરિણામ છે."

(ફી ઝિલાલિલ કુર્આન : ૬ / ૩૮૫૮)

હઝરત અબુ હુરયરહ (રદિ.) આપ (સલ.)થી રિવાયત કરે છે.

ثَلاثَةٌ لَا يُكَلِّمُهُمُ اللّٰهُ يَوْمَ الْقِيَامَةِ وَلَا يَنْظُرُ اِلَيْهِمْ وَلَهُمْ عَذَابٌ اَلِيْمٌ شَيْخٌ زَانٍ وَمَلِكٌ كَذَّابٌ وَعَائِلٌ مُسْتَكْبِرٌ۔

તર્જમો : ત્રણ વ્યકિતઓથી અલ્લાહ તઆલા કિયામતના દિવસે વાત નહીં કરે, તેમની તરફ નજર નહી કરે અને તેમને કષ્ટ દાયક અઝાબ આપશે.(૧) દુરાચારી વૃધ્ધ (૨) જુઠો બાદશાહ અને (૩) ઘમંડી ફકીર.

(મુસ્લિમ શરીફ)

હઝરત ઈબ્ને ઉમર (રદિ.) આપ (સલ.)થી રિવાયત કરે છે ...

لَا يَنْظُرُ اللّٰهُ عَزَّوَجَلَّ اِلَى الْاُشَيْمِطِ الزَّانِىْ وَلَا الْعَائِلُ الْمَزْهُوُّ

અલ્લાહ તઆલા કયામતમાં દુરાચારી વૃધ્ધ અને ઘમંડી ફકીર પર કૃપા દષ્ટિ નહીં ફરમાવે. (તરગીબ તરહીબ : ૩ / ૨૭૫)

તેનાથી માલુમ થયું કે દુરાચારી અને વ્યભિચારી વ્યકિત અલ્લાહ

તઆલાના દર્શન, અલ્લાહની રહમત, અલ્લાહથી વાતચીત જેવી બધી નેઅમતોથી વંચિત રહેશે, ત્યાં સુધી કે તેને જહન્નમની સજા દ્વારા પાક–પવિત્ર ન કરવામાં આવે.

## હોઝે કવષરથી વંચિતતા

હઝરત અનસ(રદિ.)થી રિવાયત છે કે આપ(સલ.)એ ફરમાવ્યું :

لَيَرِدَنَّ عَلَىٰ نَاسٌ مِنْ اُصَيْحَابِیْ الْحَوْضِ حَتّٰى اِذَاعَرَفْتُهُمْ اخْتَلَجُوْادُوْنِیْ فَاَقُوْلُ

اَصُحَابِیْ فَيَقُوْلُ لَاتَدْرِیْ مَااَحْدَثُوْابَعْدَكَ.

મારી ઉમ્મતના કેટલાક લોકો હોઝે કવષર પર મારી પાસે આવશે, હું તેમને ઓળખી લઈશ, પછી તેઓને મારાથી દુર કરી દેવામાં આવશે, હું કહીશ કે આ તો મારી ઉમ્મતના લોકો છે, તેમને કેમ દુર કરવામાં આવ્યા ? જવાબ મળશે કે તમને ખબર નથી કે તેમને આપના દીનમાં આપના પછી શું ફેરફાર અને નવી શોધ કરી. (બુખારી શરીફ)

ઈમામ કુર્તુબી (રહ.)લખે છે....

ઉલમાએ મુહક્કિકો (સંશોધકો) નું કહેવું છે કે જે પણ ઈસ્લામ ધર્મથી વિમુખ થઈ જાય, દીનમાં બિદઅત કરે, હકને છુપાવે, જુલ્મ કરે, હકવાળાઓને તકલીફ આપે અને તેમની હત્યા કરે, મોટા ગુનાહો કરવામાં કસર ન છોડે અલ્લાહની નાફરમાનીને સામાન્ય સમજીને કરે, નફસ– મનેચ્છાઓની પેરવી કરે અને ઉલ્ટા માર્ગે ચાલે એવા બધા લોકો હોઝે કવષરથી વંચિત રહેશે. (તઝકિરહ કુર્તુબી : ૧/૪૬૪)

## પુલ સિરાતની ભયાનકતા

હઝરત અબુ હુરયરહ (રદિ.)થી રિવાયત છે....

يُضْرَبُ الصِّرَاطُ بَيْنَ ظَهْرَانِیْ جَهَنَّمَ فَاَكُوْنَ اَوَّلَ مَنْ يَجُوْزَمِنَ الرُّسُلِ بِاُمَّتِهٖ،

وَلَايَتَكَلَّمُ يَوْمَئِذٍاِلَّاالرُّسُلُ، وَكَلَامُ الرُّسُلِ يَوْمَئِذٍ اَللّٰهُمَّ سَلِّمْ سَلِّمْ ،وَبِهٖ كَلَالِيْبُ

مِثْلَ شَوْكِ السَّعْدَانِ، لَايَعْلَمُ قَدْرَعِظَمِهَااِلَّااللّٰهُ، تَخْطِفُ النَّاسَ بِاَعْمَالِهِمْ ،مِنْهُمْ

اَلْمُوْبَقَ بِعَمَلِهٖ، وَمِنْهُمُ الْمَخَرْدَلُ ،ثُمَّ يَنْجُوْ۔

જહન્નમ ઉપર પુલ બનાવવામાં આવશે. બધા પેગમ્બરોમાં સૌથી પહેલા હું મારી ઉમ્મત સાથે તેને પાર કરીશ, તે દિવસે માત્ર રસૂલ જ બોલશે અને તેમનો બોલ હશે" ખુદા ! બચાવી લે,બચાવી લે." પુલ સિરાતમાં સઅદાન નામનું કાંટાદાર વૃક્ષ જેમાં ખતરનાર અને અણીદાર કાંટા હશે તે કેટલા મોટા હશે, તે અલ્લાહ સિવાય કોઈ નથી જાણતું, તે માનવોને તેમના ગુનાહોના કારણે ઉચકી લેશે. કેટલાક તો બરબાદ થઈ જશે, કેટલાકના ટુકડે ટુકડા થઈ જશે, પછી છુટકારો મળશે. (બુખારી શરીફ)

એક હદીસમાં છે:

حُجِبَتِ النَّارُبِالشَّهَوَاتِ

અર્થ : જહન્નમને કામવાસના–ઈચ્છાઓ દ્વારા ઘેરી લેવામાં આવી છે. (બુખારી શરીફ)

તેનો અર્થ એ છે કે જહન્નમ સુધી લઈ જનારા ગુનાહોમાં નફસની મનેચ્છાને ખાસ દખલ છે, માટે જે વ્યકિત નફસની ઈચ્છા પૂર્તિ કરશે તેનું ઠેકાણું જહન્નમ હશે.

## શરીરના અવયવોની ગવાહી

એક હદીસમાં છે જે વ્યકિતએ પોતાનો હાથ પારકી સ્ત્રી પર મુકયો અને કામવાસનાથી મુકયો તો કયામતમાં તે એ હાલતમાં આવશે કે તેનો હાથ ગળાથી બંધાએલો હશે, જો તેને ચુંબન કર્યુ હશે તો તેના બન્નેવ હોંઠ જહન્નમમાં કપાયને પડશે અને જો તેનાથી ઝિના પણ કર્યુ હશે તો કયામતમાં તેની જાંઘ ગવાહી આપશે કે મારી ઉપર હરામ કૃત્ય કરવામાં આવ્યું છે, માટે અલ્લાહ તેની તરફ ગુસ્સાથી જોશે તો તેના ચેહરાનું માંસ ખરી પડશે, તેની ઉપર તે વ્યભિચારી ઈન્કાર કરશે તો મોઢું પણ બોલવા લાગશે, એવી રીતે બધા અવયવોની ગવાહીનું વર્ણન છે. (બેહયાઈ : નઈમુલ અબરાર : ૨૧)

## જહન્નમની ભયંકર સજા

કુર્આને કરીમમાં દુરાચારીની સજાનું વર્ણન કરતા ફરમાવ્યું :

وَلَا يَزْنُونَ وَمَن يَفْعَلْ ذَٰلِكَ يَلْقَ أَثَامًا ـ يُضَاعَفْ لَهُ الْعَذَابُ يَوْمَ الْقِيَامَةِ وَيَخْلُدْ فِيهِ مُهَانًا

અર્થ : અને (અલ્લાહના નેક બંદા) વ્યભિચાર કરતા નથી અને જે કોઈ એવાં કામ કરે તે ગુનાહમાં જઈ પડયો. કિયામતના દિવસે તેનો અઝાબ વધતો જશે અને તેમાં તુચ્છ બનીને સદા પડયો રહેશે.(સૂ. ફુરકાનઃ ૬૮ / ૬૯)

હઝરત બુરયદહ (રદિ.) આપ(સલ.)થી રિવાયત કરે છે:

સાતેવ આકાશ અને સાતેવ જમીન પરણિત વ્યભિચારી પર લાનત કરે છે અને જહન્નમમાં એવા લોકોના ગુપ્તાંગોથી એવી દુર્ગંધ ફેલાશે કે જહન્નમવાળાઓ પણ તેનાથી પરેશાન હશે અને આગના અઝાબ સાથે તેમની નામોશી જહન્નમમાં થતી રહેશે.

(નિગાહની હિફાઝત : બહવાલા તફસીરે મઝહરી)

એક હદીસમાં છે કે જહન્નમમાં આગના તાબૂત(શબ પેટીઓ) છે, કેટલીક કોમો તે તાબૂતમાં કેદ હશે, જયારે આ તાબૂતવાળા રાહત માંગશે તો તાબૂત ખોલી દેવામાં આવશે. જયારે આ તાબૂત ખુલશે તો તેની ચિંગારીયો બીજા જહન્નમીઓ પર જઈને પડશે, માટે જહન્નમીઓ તે જ વખતે ફરિયાદ અને તે તાબૂત વાળઓ પર લાનત કરશે. આ તાબૂતવાળા એ લોકો હશે જે સ્ત્રીઓના ગુપ્તાંગો પર હરામ તરીકાથી કાબૂ મેળવશે એટલે ઝિના કરશે.

(બહરૂદમુઅ લિઈબ્ને જવ્ઝી : ૪૫)

અનેક આયતોમાં અને હદીસોમાં વ્યભિચારીઓ માટે જહન્નમના અઝાબનું વર્ણન કરવામાં આવ્યું છે અને દરેક વ્યકિતને ઝિના અને બીજા ગુનાહોથી બચવાની તાકીદ કરવામાં આવી છે.

## એક મુદ્દત સુધી જન્નતની નેઅમતોથી વંચિત

ગુનેહગારોને પોતાના ગુનાહોની સજા ભોગવવા અને ગુનાહોની સફાઈ

માટે જહન્નમમાં નાખવામાં આવશે, એક મુદત સુધી સજા ભોગવ્યા પછી તેમાંથી નીકળશે, હદીસમાં છે

فَيَخْرُجُوْنَ مِنَ النَّارِ قَدْ امْتُحِشُوْا، فيُصَبُّ عَلَيْهِمْ مَاءُ الْحياةِ

અર્થ : પછી તેમને જહન્નમમાંથી કાઢવામાં આવશે એવી હાલતમાં કે તેમનું શરીર કોલસો બની ગયું હશે, પછી તેમની ઉપર આબે હયાત રેડવામાં આવશે. (બુખારી શરીફ)

ઈમામ ઈબ્ને કય્યિમ (રહ.)ના કથન પ્રમાણે....

" અલ્લાહ તઆલાનો ફેસલો છે કે દુનિયામાં રેશ્મી પોશાક પહેનારાઓ કયામતના દિવસે રેશ્મી પોશાકથી વંચિત રહેશે. દુનિયામાં દારૂ પીનારાઓ આખેરતના પવિત્ર દારૂથી વંચિત રહેશે, એવી રીતે એ પણ કહી શકાય કે દુનિયામાં હરામ રીતે કામવાસના પુરી કરનારો આખિરતમાં (એક મુદત માટે જ ભલે) હુરોથી વંચિત રહેશે. (રવઝતુલ મુહિબ્બીન : ૩૬૨)

ઝિનાના આ જ નુકસાનોને ધ્યાનમાં રાખી આપ(સલ.)એ ફરમાવ્યું છે :

અર્થ : અલ્લાહના નજીક શિર્ક પછી સૌથી મોટું પાપ એ છે કે વ્યકિત પોતાના વિર્યને એવી શર્મગાહમાં રાખે જે તેના માટે હલાલ નથી, એટલે કે ઝિના કરે. (ઈબ્ને કષીર : ૨/ ૩૮)

## ઝિનાના દિલી અને રૂહાની નુકસાનો

ઝિના અને વ્યભિચારથી માનવીના હ્રદય અને આત્માને ભારે નુકસાન પહોંચે છે, તે સ્પષ્ટ જોઈ શકાય છે.

### હ્રદયનો કાટ

કુર્આને કરીમમાં ઈરશાદ છે :

كَلَّا بَلْ رَانَ عَلٰى قُلُوْبِهِمْ مَّا كَانُوْا يَكْسِبُوْن

તર્જુમો : બિલકુલ નહીં; બલ્કે વાસ્તવમાં તે (ગુનેગારો)ના દિલોમાં તેના બુરા અમલોનો(વડે) કાટ ચઢી ગયો છે. ( સૂ. તત્ફિફ : ૧૪)

**રસૂલે અકરમ (સલ.) થી આ આયતની તફસીરમાં ઈરશાદ છે.**

اِنَّ الْعَبْدَاِذَااَخطأَخَطِيْئَةً نُكِتَتْ فِىْ قَلْبِهٖ نُكْتَةٌ سَوْدَاءُ، فَاِذَانَزَعَ وَاسْتَغْفَرَوَتَابَ صُقِلَ عَلَيْهِ، وَاِنْ عَادَزِيْدُفِيْهَاحَتّٰى تَعْلُوَ قَلْبَهٗ، وَهُوَ الرَّانَ اِلٰى ذَكَرَاللّٰهُ .

**જયારે બંદો કોઈ ગુનોહ કરે છે, તો તેના દિલ પર એક કાળુ ટપકુ લાગી જાય છે, પછી જયારે તે ગુનાહોથી રોકાય જાય છે અને તૌબા–પશ્ચાતાપ કરે છે અને અલ્લાહ તઆલાથી માફી માંગે છે તો તેનું હૃદય પાક કરી દેવામાં આવે છે અને જો બીજી વખત તે ગુનોહ કરે છે તો કાળુ ટપકુ વધારી દેવામાં આવે છે, અહિંયા સુધી કે તે કાળાશ આખા હૃદય પર છવાય જાય છે. આ તે કાટ છે જેનું બયાન અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે :**

**માલુમ થયું કે ઝિના અને બદકારીના પરિણામે દિલ ઉપર એક કાટ છવાય જાય છે અને જયારે તે સાચા દિલથી તૌબા કરવામાં ન આવે ત્યાં સુધી એ કાટ દુર થતો નથી.**

## હૃદયનો અંધકાર અને કાળાશ

**હઝરત હુઝયફા (રદિ.) આપ (સલ.)થી નકલ કરે છે :**

تُعْرَضُ الْفِتَنُ عَلَى الْقُلُوْبِ، فَاَىُّ قَلْبٍ اُشْرِبَهَانُكِتَ فِيْهِ نُكْتَةٌ سَوْدَاءُ، وَاَىُّ قَلْبٍ اَنْكَرَهَانُكِتَ فِيْهِ نُكْتَةٌ بَيْضَاءُ.

**અર્થ :દિલો પર ફિત્ના પેશ કરવામાં આવશે, જે દિલના ફિત્નામાં ફસાય જશે, તેમાં કાળો ડાઘ લગાવી દેવામાં આવશે અને જે દિલના ફિત્નાને કબૂલ કરવાથી ઈન્કાર કરશે તેમાં સફેદ રોશન નિશાન લગાવી દેવામાં આવશે.**

**(મુસ્લિમ શરીફ)**

**આ એક લાંબી હદીસ છે તેનો મતલબ એ છે કે હૃદયનું ઉદાહરણ એક કુંજા જેવું છે, જેને ઉલટાવી દેવામાં આવે તો અંદરથી બધી ચીજો બહાર આવી જાય. એવી રીતે જો કોઈ માનવી મનની ઈચ્છાની પેરવી કરશે અને ગુનાહો કરશે તો દરેક ગુનાહ સાથે તેના દિલમાં એક ડાઘ પેદા થાય છે અને ધીરે ધીરે ઈસ્લામનું નુર–રોશની તેના હૃદયથી દુર થવા લાગે છે.**

## કામવાસનાના પુજારીની બરબાદી

કામવાસના એક ખતરનાક રોગ છે, કુર્આનમાં વ્યભિચારીઓને આ રોગના કેદી કહયા છે. હઝરત યુસૂફ (અલ.)ના બયાનમાં અઝીઝે મિસ્રની પત્નીનો પ્રેમ અને ગુનાહનું વર્ણન આપ્યું છે.

હકીમુલ ઉમ્મત હઝરત થાનવી (રહ.)એ કામવાસના પ્રેમને ગુનાહ હોવાને અને રૂહ–આત્મા માટે કષ્ટદાયક અઝાબ હોવાની વિસ્તૃત ચર્ચા કરી છે.(રૂહકી બિમારીયાં : હઝરત મવ. હકીમ મુહમ્મદ અખ્તર સાહેબ)

હઝરત મવલાના હકીમ મુ.અખ્તર સાહેબ ફરમાવે છે :

કાલ્પનિક પ્રેમ ગંભીર અઝાબ છે, રૂહ દુનિયામાં પરેશાન અને અશાંત હોય છે. ઊંઘ હરામ થઈ જાય છે, દરેક વખતે પ્રેમનો ખ્યાલ સતાવે છે. જહન્નમ કે જે પાપીઓનું ઠેકાણું છે તેનો નમૂનો દુનિયામાં પાપીઓ અને ગુનેહગારો માટે રૂહાની તકલીફ અને શારીરિક બીમારીઓના રૂપમાં જાહેર થવા લાગે છે. (રૂહકી બીમારીયાં : ૨૬ / ૨૭)

એટલા માટે મવલાના રૂમી (રહ.)નો આ શઅર બિલકુલ હક્ક છે.

ઈશ્ક રા બા હી બા કય્યુમ દાર
ઈશ્ક બા મુરદહ ન બાશદ પાઈદાર

તર્જુમો : પ્રેમ તો તે જાતથી કરવો જરૂરી છે જે જીવન અને આ દુનિયાનો પાલનહાર છે. મૃત્યુ પામનારાઓ સાથે પ્રેમ હમેશાં રહેતો નથી.

તેનાથી માલુમ થયું કે વ્યભિચારી માનવી પ્રેમના રોગમાં સામાન્ય રીતે ફસાય જાય છે અને તેને કારણે તેનું દિલ સારા કાર્યોથી નફરત કરે છે અને તેનું જીવન નિરર્થક બનવા લાગે છે.

# ઝિનાના ધાર્મિક નુકસાનો

## ઈમાનના નૂરથી વંચિતતા

હઝરત અબૂ હુરયરહ (રદિ.) આપ(સલ.)થી નકલ કરે છે,

لَا يَزْنِى الزَّانِىْ حِيْنَ يَزْنِىْ وَهُوَ مُؤْمِنٌ

અર્થ :વ્યભિચારી વ્યભિચાર વખતે મોમિન નથી રહેતો.(બુખારી)

હઝરત ઉસ્માન બિન અબી સફીય્યહ (રહ.) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)નું આ કથન નકલ કરે છે :

يُنْزَعُ مِنْهُ نُوْرُ الْاِيْمَانِ فِىْ الزِّنا

અર્થ : જે બંદો ઝિના કરે છે અલ્લાહ તેના ઈમાનનું નુર ખેંચી લે છે.

(નઝરતુન્નઈમ :૧૦ / ૪૫૮૨)

હઝરત અબૂ હુરયરહ (રદિ.) આપ (સલ.)થી રિવાયત કરે છે :

مَامِنْ عَبْدٍ يَزْنِىْ اِلّانَزَعَ اللّٰه مِنْهُ نُوْرَ الْاِيْمان.

અર્થ : જયારે બંદો ઝિના કરે છે તો તેના (હૃદય)થી ઈમાન નીકળી જાય છે અને તેના માથાની ઉપર અધ્ધર થઈ જાય છે, પછી જયારે એ તે કામથી ફારિગ થઈ જાય છે તો ઈમાન તેમાં પરત આવી જાય છે.

(મિશ્કાતુલ મસાબીહ)(કેટલીક રિવાયતોમાં તોબા–પ્રાયશ્ચિતની શર્ત પણ છે.)

એક રિવાયતમાં છે :

من زنى وشرب الخمر نزع الله منه الايمان كما يخلع الانسان القميص من رأسه.

જે ઝિના કરે છે અને દારૂ પીએ છે અલ્લાહ તેનું ઈમાન કાઢી નાંખે છે જેમકે માનવી પોતાના માથાથી કુર્તો ઉતારે છે. (મુસ્તદરક અલ હાકિમ : ૧ / ૨૨)

વિચારવા જેવું છે કે ઈમાનથી વંચિતતા ભલે થોડી ઘડી માટે કેમ ન હોય એટલી ખતરનાક વાત છે. જો માનવી એ ખ્યાલ કરે કે આ વંચિતતાની ઘડીમાં મૃત્યુ થઈ ગયું તો ઈમાન વગર મૃત્યુ થશે અને તેનું ખરાબ પરિણામ હમેશાં માટે ભોગવવું પડશે.

હઝરત મુગયરહ બિન શોઅબા (રદિ.) ફરમાવે છે, એક વખતે હઝરત સઅદ બિન ઉબાદહ (રદિ.) એ ફરમાવ્યું : જો હું મારી પત્ની સાથે કોઈ પુરુષને જોઈ લઉ તો તેનું ગળું ઉડાવી દઉ. જયારે એ વાત આપ(સલ.)ને માલુમ થઈ તો આપ(સલ.)એ ફરમાવ્યું: એ સઅદની ગૈરત – લાજ છે. શું તમને એની ઉપર આશ્ચર્ય છે. ખરેખર હું તેનાથી વધારે ગૈરતમંદ–લજ્જાશીલ

છું અને અલ્લાહ મારાથી વધુ ગૈરતમંદ છે.(બુખારી શરીફ)

હઝરત અબૂ હુરયરહ (રદિ.) આપ (સલ.)થી રિવાયત કરે છે,

اِنَّ اللّٰہ یُغَارُوَغَیۡرَۃُ اللّٰہِ اَنۡ یَّأۡتِیَ الۡمُؤۡمِنُ مَاحَرَّمَ اللّٰہُ

અર્થ : બેશક અલ્લાહને ગૈરત–શરમ આવે છે અને અલ્લાહને સૌથી વધારે ગૈરત–શરમ તેના ઉપર આવે કે મુસલમાન અલ્લાહની હરામ–મનાઈ કરેલી ચીજોને કરે. (બુખારી શરીફ)

હઝરત આઈશા (રદિ.) નકલ કરે છે

مَااَحَدٌ أَغۡیَرَمِنَ اللّٰہِ أَنۡ یَریٰ عَبۡدَہٗ أَوۡأَمَتَہٗ یَزۡنِیۡ.

અર્થ :કોઈ પણ અલ્લાહથી વધારે ગૈરતમંદ–લજ્જાશીલ નથી, એ બાબત કે અલ્લાહ પોતાના કોઈ બંદા – બંદીઓને ઝિના કરતા જુએ.

(બુખારી શરીફ)

ઈમામ ઝહબી (રહ.) ફરમાવે છે.

لَاخَیۡرَ فِیۡ مَنۡ لَاغَیۡرَۃَلَہٗ،فَمَنۡ کَانَ ھٰکَذَا فَھُوَ الدَّیُّوۡثُ

તર્જુમો : શરમ વગરની વ્યકિત પ્રત્યેક ભલાઈથી ખાલી અને ભડવો (નિર્લજ્જ) હોય છે. (નઝરતુન્નઈમ : ૧૦/૪૫૦૦)

ઈમામ ઈબ્ને કય્યિમ (રહ.) લખે છે :

"માનવી જયારે ગુનાહ અને ઝિનાનો આદિ – ટેવાય જાય છે તો તેની અંદરથી હયા–શરમ ખતમ થઈ જાય છે અને કેટલીક વખતે માનવી ગુનાહને ગુનાહ પણ સમજતો નથી અને અહિંયાથી જ તેની પડતી શરૂ થઈ જાય છે.

(અદાઉ વ દવાઉ :૧૦૯)

## શરમનો ખાતિમો

ઝિના અને વ્યભિચારમાં સૌથી મોટી આડ હયા–શરહ છે, જે બંદો ઝિનામાં ફસાય છે સૌથી પહેલાં તેની અંદરની હયા–શરમ નીકળી જાય છે અને નિર્લજ્જતા તેનો સ્વભાવ બની જાય છે. હદીસ શરીફમાં છે

اِذَالَمۡ تَسۡتَحۡیِیۡ فَاصۡنَعۡ مَاشِئۡتَ

અર્થ : જયારે તમારામાં હયા ન રહે તો જે ચાહે તે કર. (બુખારી શરીફ)

અલ્લામા ખત્તાબી (રહ.) ફરમાવે છે :

"આ હદીસથી માલુમ થયું કે જે ચીજ માનવીને બુરાઈથી રોકે છે, તે એની હયા – શરમ છે. જયારે હયાના તકાદા પર માનવી અમલ કરવાનું છોડી દે છે તો પછી એ દરેક બુરાઈને નિર્ભય પણે કરે છે.

(ફત્હુલ બારી : ૧૦/૬૪૧)

માનવી જો શરમને આગળ કરે તો ભલાઈ આગળ આવે છે અને જો માનવી નિર્લજ્જતા પર ઉતરી આવે તો તેમાં બુરાઈ આવી જાય છે. હયા –શરમ જ તેને હવસ–વાસનાના માર્ગે જતાં અટકાવે છે.

અરબી શાયરના કથન પ્રમાણે.......

وَبَيُنَ رُكُوُبِهَا اِلَّا الُحَيَاءُ    وَرَبَّ قَبِيُحَةٍ مَاحَالَ بَيُنَيِ

اِذَا ذَهَبَ الُحَيَاءُ فَلَادَوَاءُ    فَكَانَ هُوَالدَّوَاءَ لَهَا وَلٰكِنُ

અર્થ : ઘણી બુરાઈઓ એવી છે કે જેને કરવાથી માત્ર હયા જ અટકાવ કરી શકે છે, તેનાથી બચવાની યુકિત હયા છે, પરંતુ જયારે હયા ખતમ થઈ જાય છે તો કોઈ અવરોધ રહેતો નથી.

(રવ્ઝતુલ્ ઉકલાઅ : ઈબ્ને હિબ્બાન અલબસતી : ૪૮)

યાદ રહે કે દુરાચાર અને વ્યભિચારનું નુકસાન નિર્લજ્જતા અને બેશરમી તેમજ હયાના ખાત્માની શકલમાં જાહેર થાય છે.

## ખરાબ અંત

કેટલીક વખતે ઝિના ખરાબ અંતનું કારણ સાબિત થાય છે.ખરાબ અંતની નિશાનીઓમાંથી એ પણ છે કે માનવી ઝિના અને ગુનાહ કરતો રહે અને તૌબા–પ્રાયશ્ચિત ન કરે.

હાફિઝ અબ્દુલ હક્ક અશ્બીલી (રહ.)એ ફરમાવ્યું :

" ખરાબ અંતના ઘણા કારણો છે તેમાં દુનિયાની મુહબ્બત, આખિરતથી ગફલત, ગુનાહો પર હિમ્મત વગેરે છે. કેટલીક વખતે માનવીમાં ગુનાહની ટેવ પડી જાય છે અને ગુનાહ હૃદય અને હવસ–વાસના પર છવાય જાય છે, તેની અકલ પર ગુનાહના અંધકારના પડદા પડી જાય છે, હૃદય ઈમાનના નુરથી

ખાલી થઈ જાય છે, પછી તે જ હાલતમાં તેનું મૃત્યુ થઈ જાય છે. ન તેને તૌબા–પ્રાયશ્ચિતની તૌફીક મળે છે અને ન સુધારણાની તક. "

(અલજવાબુલ કાફી : ઈબ્ને કય્યિમ : ૧૭૫)

ઈમામ ગઝાલી (રહ.) નોંધે છે :

" ગુનાહ કરવાનું અસલ કારણ એ છે કે માનવી પર મનેચ્છાઓ છવાય જાય છે અને હૃદયમાં તેનો ખ્યાલ ઉતરી જાય છે.માનવી જિંદગીમાં જે ચીજોથી ટેવાયેલો અને તેનાથી નિકટ હોય છે મૃત્યુ સમયે પણ તે ચીજોની યાદ અને ફિકર તેની ઉપર સવાર થઈ જાય છે. જો ગુનાહો તરફ મન લાગેલું રહે છે તો મૃત્યુ વખતે પણ ગુનાહોની ચિંતા રહે છે અને એ જ હાલતમાં મૃત્યુ પામે છે. જેના ઉપર ગુનાહોનો ભાર હોય અને જેની બુરાઈઓ નેકીઓથી વધારે હોય તો એવી વ્યકિત માટે ખરાબ અંતનો ખતરો વધારે રહે છે."

(ઈહયાઉલ ઉલૂમ : ૪ / ૨૭૩)

## ગુનાહોની વિપુલતા અને ફરમાંબરદારીથી વંચિતતા

દુરાચારીના નુકસાનોમાં એક એ પણ છે કે માનવી ગુનાહોથી ટેવાય જાય છે અને એક ગુનોહ બીજા ગુનાહ પર મજબુર કરે છે. ઝિના સાથે સામાન્ય રીતે નિર્લજ્જતા, બેપર્દગી, અશ્લિલતા, જુઠ, ખયાનત, દારૂ, નાપાક રહેવાની આદત વગેરે ગુનાહો ભેગા થઈ જાય છે.

ગુનાહોની અધિકતા અને ઝિનાની નહુસત–અશુભ અસર માનવીને નેક અમલોથી દૂર કરી દે છે અને તેને નેકીથી તેમજ અલ્લાહની કિતાબથી ઉપેક્ષા થવા લાગે છે. ગાલીબે કહયું છે.

જાનતા હૂં સવાબે તાઅત વ ઝુહદ
પર તબીઅત ઈધર નહીં આતી

## ગુનાહની અનુભૂતિનો ખાત્મો

દુરાચારી અને ઝિનાનું એક નુકસાન એ છે કે જયારે માનવી તેનાથી ટેવાય જાય છે તો તેની અંદરથી ગુનાહને ગુનાહ સમજવાની અનુભૂતિ ખતમ થઈ જાય છે, પછી તે કામવાસના અને નિર્લજ્જતાના માર્ગો પર જાહેરમાં ચાલે

છે અને તેને કોઈ સંકોચ લાગતો નથી. કેટલીક વખતે તે પોતાની નિર્લજ્જતાના પ્રસંગો જાહેરમાં ગર્વ સાથે બયાન કરવા લાગે છે.

એક હદીસમાં છે.

كُلُّ اُمَّتِىْ مَعَافًى اِلَّاالْمُجَاهِرِيْنَ

તર્જુમો :બધાને માફ કરી દેવામાં આવશે પરંતુ જે જાહેરમાં ગુનાહ કરે, ગુનાહોને સ્પષ્ટ રીતે બયાન કરે તેને માફ કરવામાં નહીં આવે.

(જામિઅ સગીર : ૨ / ૨૮૬)

રિવાયતમાં આવે છે કે અલ્લાહ એબ – ખામી છુપાવવાને પસંદ કરે છે, જે બંદો પોતાના ગુનાહને જાહેર કરે છે, તે બદતરીન પાપી છે. હુઝૂર (સલ.)ની દુઆઓમાં એક દુઆ આ પણ છે :

اَللّٰهُمَّ اِنِّىْ اَعُوْذُبِكَ مِنَ الْحَوْرِ بَعْدَ الْكَوْرِ.

અર્થ : ખુદા નેકી પછી બુરાઈથી ટેવાયેલો રહું તેનાથી આપની પનાહ માંગુ છું. (મુસ્લિમ શરીફ)

## દુઆ કબૂલ ન થવી

ઝિનાનો ગુનોહ એટલો ભયાનક છે કે તે દુઆની કબૂલિયતને ખતમ કરી દે છે.

હઝરત ઉસ્માન બિન અબીલ આસ(રદિ.)આપ સલ.થી નકલ કરે છે.

تُفْتَحُ اَبْوَابُ السَّمَاءِ نِصْفَ اللَّيْلِ فَيُنَادِىْ مُنَادِىْ هَلْ مِنْ دَاعٍ فَيُسْتَجَابُ لَهٗ هَلْ مِنْ سَائِلٍ فَيُعْطٰى هَلْ مِنْ مَكْرُوْبٍ فَيُفَرَّجُ عَنْهُ فَلَايَبْقٰى مُسْلِمٌ يَدْعُوْ بِدَعْوَةٍ اِلَّا اسْتَجَابَ اللّٰهُ عَزَّوَجَلَّ لَهٗ اِلَّازَانِيَةً.

અર્થ : અડધી રાત્રે આકાશના દરવાજા ખોલી દેવામાં આવે છે અને એક અવાજ લગાવનારો પોકારે છે કે છે કોઈ દુઆ માંગનારો જેની દુઆ કબૂલ કરવામાં આવે ? છે કોઈ પરેશાન જેની પરેશાની દુર કરવામાં આવે ? પછી જે મુસલમાન પણ દુઆ કરે છે, અલ્લાહ તેની દુઆ કબૂલ કરે છે સિવાય કે વ્યભિચારી સ્ત્રી કે જેની દુઆ કબૂલ કરવામાં આવતી નથી.

(અલ્ સિલ્સિલતુ સ્સહીહતુ લિલ્ અલ્બાની ૩ / ૬૨ મુઅ્જમે અવ્સત લિત્તબરાની)

# ઝિનાના અખ્લાકી નુકસાન

## પશુતાનું લક્ષણ

અલ્લાહ તઆલાએ પશુઓને બુદ્ધિથી ખાલી રાખ્યા છે અને તેમની અંદર કામવાસનાનો આવેગ ઉત્પન્ન કર્યો છે તેથી પાશવી પ્રકૃતિ એ છે કે તેઓ પોતાની કામવાસના જયારે અને જયાં ઈચ્છે ત્યાં પુરી કરે છે જયારે અલ્લાહે માનવીમાં બુદ્ધિ અને સમજ બંને આપી છે, તેથી તે પોતાની મનેચ્છાને સ્વતંત્ર ન બનાવી દે. હલાલ જગ્યાએ પોતાની મનેચ્છા પુરી કરે અને હરામ મનેચ્છાના બધા માર્ગોને બંધ કરે.

જો માનવી ખોટા સંગ અને માહોલને કારણે અથવા પોતાની ઈચ્છાને કારણે વ્યભિચારની બુરાઈ પર ચાલવા લાગે છે તો તે હકીકતમાં માનવીના સમુહમાંથી નીકળીને પશુઓના સમુહમાં દાખલ થઈ જાય છે. માનવી ઉચ્ચ સંસ્કારને બદલે પાશવી ગુણો અપનાવે તો તે મહાન અખ્લાકી પાપ છે. કુર્આને કરીમમાં અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

أَفَمَن يَمْشِىُ مُكِبًّا عَلَىٰ وَجْهِهِۦٓ أَهْدَىٰٓ أَمَّن يَمْشِى سَوِيًّا عَلَىٰ صِرَٰطٍ مُّسْتَقِيمٍ

અર્થ : વારુ, જે માણસ (કાફિર) ઊંધા મોઢે (ઠોકર ખાતાં) ચાલતો હોય તે વધુ પંથ કાપશે અથવા તે માણસ જે સપાટ સડક પર સીધો ચાલ્યો જાય ?

સ્પષ્ટ થયું કે પોતાની મેનેચ્છાઓના ગુલામ વ્યકિતઓ જાનવરોની માફક છે. તે કદીયે સફળ થઈ શકતા નથી. કુર્આને ઈચ્છાના પુજારીઓને અનેક સ્થાને પશુઓ અને વિશેષ કુતરાંઓની જેમ ઠેરવ્યા છે.

## ઉચ્ચ અખ્લાક-સંસ્કારથી વંચિત

ઝિનાના નુકસાનોમાં એક એ પણ છે કે જે માનવીને ખોટા માર્ગ પર ચાલવાની આદત પડી જાય છે તે અખ્લાક અને ચારિત્ર્યના પતના અંતિમ

કક્ષાએ પહોંચી જાય છે. તે સંબંધો જોડવાને બદલે સંબંધો કાપે છે. સદવર્તનને બદલે દુરવ્યવહાર તેનો સ્વભાવ બની જાય છે. બીજાઓ સાથે ખરાબ વ્યવહાર તેનો અમલ બની જાય છે. બકવાસ, ગાળ, તોછડું વર્તન ઝિનાના કારણોમાંથી છે.

શ્રેષ્ઠ સંસ્કારના નિયમોમાં "હિકમત–બુદ્ધિમત્તા, બહાદુરી, પવિત્રતા, ન્યાય" આ ચાર કાર્યો છે.

ઝિના કરનાર વ્યકિત તે બધા અને વિશેષ પવિત્રતાથી વંચિત હોય છે.

## કાયરતા અને ડરપોકપણું

રસુલૂલ્લાહ (સલ.) એ કાયરતાથી અલ્લાહની પનાહ માંગી છે અને લોકોને તેની તાકીદ પણ ફરમાવી છે, તેનું કારણ એ છે કે જેની અંદર કાયરતા હશે તે જીવનના દરેક ક્ષેત્રમાં નિષ્ફળ રહે છે. કાયરતાના ગુણો વિશે કહેવામાં આવ્યું :

" જો પક્ષીનો અવાજ સાંભળી લે તો તેનું હૈયુ ધ્રુજવા લાગે, એક મચ્છર ડંખી જાય તો ઊંઘ ઉડી જાય છે, દરવાજાના ખખડાટથી ગભરાય જાય, માખીઓના ભમભમવાથી પરેશાન થઈ જાય, કોઈ ધ્યાનથી જુએ તો બેભાન થઈ જાય, ઝડપથી પવન ફુંકાય તો તેને દુશ્મનનો હુમલો સમજીને કાપી ઉઠે.

(અલ મુસ્તતૃરફ : ૨ / ૨૩)

ઝિનાના આ કેટલાક અખ્લાકી–સાંસ્કારિક નુકસાન છે. તે સિવાય પણ ઘણા નુકસાનો છે જે આ કાર્યથી સંબંધ ધરાવે છે. એક વિચારકની દષ્ટિએ....

"નિર્લજજતા, ધોકો, જુઠ, ખરાબ નિય્યત, સ્વાર્થપણું, મનેચ્છાની ગુલામી, વિચારોમાં અસ્થાયીપણું આ બધા ઝિનાની તે અખ્લાકી અસર છે જે વ્યભિચારની નફસ–મન પર પડે છે, જે વ્યકિત આ ગુણોનો પોતાની અંદર ઉછેર કરશે તેની કમજોરીઓનો અસર માત્ર વ્યવહાર સુધી સિમિત રહેતી નથી. બલ્કે જીવનના દરેક ક્ષેત્રમાં તેની અસર પહોંચે છે. (પડદો : ૧૧૫)

# ઝિનાના આર્થિક નુકસાન

## રોઝીમાં તંગી અને ખેંચતાણ

કુર્આને કરીમમાં ઈરશાદ છે કે તકવા–પરહેઝગારી અપનાવવાથી અને ગુનાહથી બચવાને કારણે અલ્લાહ તરફથી ખ્યાલમાં ન હોય એવી જગ્યાએ રોજી અર્પણ કરવામાં આવે છે.રોજીમાં વિશાળતા આપવામાં આવે છે.અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે:

وَمَن يَتَّقِ اللَّهَ يَجْعَل لَّهُ مَخْرَجاً وَيَرْزُقْهُ مِنْ حَيْثُ لَا يَحْتَسِبُ

અર્થ :અને જે માણસ અલ્લાહનો ડર રાખે છે તો અલ્લાહ તેને માટે છૂટકારાનો માર્ગ કાઢી આપે છે અને તેને એવી જગ્યાએથી રોજી પહોંચાડે છે, જ્યાંથી તેને ખ્યાલ પણ હોતો નથી. (સૂ. તલાક : ૨,૩)

આ વિષય એક હદીસમાં આ પ્રમાણે વર્ણવ્યો છે. હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.) આપ સલ્લલ્લાહુ અલયહી વ સલ્લમથી રિવાયત કરે છે:

اِنَّ نَفْسًالَنْ تَمُوْتَ حَتّٰى تَسْتَكْمِلَ رِزْقَهَافَاتَّقُوااللّٰهَ وَاَجْمِلُوْافِىْ الطَّلَبِ فَاِنَّهُ

لَايُنَالُ مَاعِنْدَ اللّٰهِ اِلَّا بِطَاعَتِهٖ.

અર્થ : કોઈ વ્યકિત નહીં મરે ત્યાં સુધી કે પોતાની રોજી મેળવી ન લે તો તમે અલ્લાહથી ડરો અને સારી રીતે રોજી હાસિલ કરો, અલ્લાહની રોજી તેની ઈતાઅત–આજ્ઞાપાલન વગર હાસિલ કરી શકાતી નથી.

(તખ્રીજે અહાદિષ મુશ્કિલતુલ ફક્ર લિલઅલ્બાની : ૧૫)

હઝરત ષવબાન (રદિ.) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી નકલ કરે છે :

اِنَّ الْعَبْدَ لَيُحْرَمُ الرِّزْقَ بِالذَّنْبِ يُصِيْبُهٗ

અર્થ : બંદો ગુનાહને કારણે રોજીથી વંચિત કરી દેવામાં આવે છે.

(મુસ્નદે અહમદ :૧૬ / ૨૯૨)

કુર્આને કરીમમાં ઈર્શાદ છે :

وَمَنْ اَعْرَضَ عَنْ ذِكْرِیْ فَاِنَّ لَهٗ مَعِيْشَةً ضَنْكًا

અર્થ : અને જે મારી યાદથી મોઢું ફેરવશે તો તેને (દુનિયામાં) તંગીનું જીવન મળશે. (સૂ. તાહા : ૧૨૪)

હઝરત ઈમરાન બિન હુસૈન (રદિ.) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી નકલ કરે છે.

مِنِ انْقَطَعَ اِلَى اللّٰهِ كَفَاهُ كُلَّ مَؤُنَةٍ وَرَزَقَهٗ مِنْ حَيْثُ لَايَحْتَسِبُ

અર્થ : જે અલ્લાહ તરફ એકાગ્ર થઈ જાય અલ્લાહ તેની દરેક જરૂરત માટે કાફિ થઈ જાય છે અને તેને એવી રીતે રોઝી આપે છે કે તેને વહેમ અને ખ્યાલ પણ હોતો નથી. ( તફસીર ઈબ્ને કષીર : ૫ / ૧૦૩)

અલ્લામા ઉસ્માન (રહ.) લખે છે :

અલ્લાહનો ડર આખિરતના ખજાનાની ચાવી અને બધી સફળતાઓનું કારણ છે, તેનાથી મુશ્કેલીઓ આસાન થાય છે. વહેમ અને ખ્યાલ વગર રોજી મળે છે ગુનાહ માફ થઈ જાય છે.જન્નત હાથ આવે છે. સવાબ વધી જાય છે અને દિલમાં શાંતિ નસીબ થાય છે.(તફસીરે ઉસ્માની : ૨ / ૬૯૯, સૂ. તલાક)

ઉકત આયતથી એ સાબિત થઈ ગયું કે નેકી અને દીનદારી પર રોજીમાં બરકત થાય છે અને ગુનાહ તેમજ બેદીની પર રોજી તંગ થઈ જાય છે.

## દુષ્કાળની પરિસ્થિતિ

ઝિનાનું એક નુકસાન દુષ્કાળના રૂપમાં જાહેર થાય છે. વરસાદ ન થવો, પાણીની તંગી, ખેતીમાં નુકસાન, ભાવ વધારો, ઉત્પાદન ન થવું અથવા ઓછુ થવું આ બધુ જાહેર થાય છે. એક હદીસમાં છે

مَامِنْ قَوْمٍ يَظْهَرُ فِيْهِمُ الزِّنَا اِلَّا اُخِذُوْا بِالسُّنَّةِ

અર્થ : જે કોમમાં ઝિના ફેલાય જાય તે કોમને દુષ્કાળમાં ફસાવવામાં આવે છે. (મુસ્નદે અહમદ )

આ ઝિનાની નહુસત–ખરાબ અસર છે કે તેનું નુકસાન સામુહિક છે અમુક બદકારોના દુષ્કૃત્યોના પરિણામે આવનાર દુષ્કાળથી આખી કોમ પરેશાન થાય છે.

## બરકતથી વંચિતતા

કુર્આને કરીમમાં બરકતના હકદાર ઈમાનવાળા અને પરહેઝગાર છે. ફરમાવ્યું :

وَلَوْ أَنَّ أَهْلَ الْقُرَىٰ آمَنُوا وَاتَّقَوْا لَفَتَحْنَا عَلَيْهِم بَرَكَاتٍ مِّنَ السَّمَاءِ وَالْأَرْضِ

અર્થ : પણ જો એ વસ્તીઓવાળા ઈમાન લાવત અને પરહેઝગારી કરત; તો અમે તેઓના ઉપર આકાશ અને પૃથ્વીની બરકતો(ના દ્વાર) ખોલી નાખત.

મવલાના દરિયાબાદી(રહ.) નોંધે છે કે

"માલૂમ થયું કે મો'મિન પરહેઝગારો માટે ગેબથી કામ થતું રહે છે અને "بَرَكَاتٍ مِّنَ السَّمَاءِ وَالْأَرْضِ"નો અર્થ પણ તે બધી વસ્તુઓ છે જે અંજામકારના આધારે પવિત્ર અને લાભદાયક હોય છે."ફત્હે બરકાત"નો અર્થ દરેક કામમાં સફળતા પેદા કરવી છે." (તફસીરે માજિદી : ૨ / ૧૯૬)

માલુમ થયું કે ગુનેહગાર લોકો ખુદાની બરકતોથી વંચિત રહે છે, તેમના દરેક અમલમાં બે બરકતી દેખાય છે. માટે માલમાં વધારો હોવા છતાં તેમના કામો અધુરા જોવા મળે છે, તેઓ નજરની લાનત–ફિટકારમાં ફસાય જાય છે અને બરાબર વિચારમાં ડુબેલા રહે છે.

## દરેક ક્ષેત્રમાં નાકામી

વ્યભિચારનું એક પરિણામ એ છે કે માનવી દરેક પ્રકારના પ્રયત્ન છતાં નિષ્ફળ નિવડે છે. પૂર્ણ થયેલા કામો પણ અપૂર્ણ દેખાય છે.ડગલેને પગલે વિઘ્ન નડે છે. તે જે કામ પણ શરૂ કરે છે ગુનહોને કારણે તેમાં નિષ્ફળતા મળે છે અને તેના ભાગ્યમાં નિષ્ફળતા સિવાય કશું મળતું નથી.

# ઝિનાના સામાજિક નુકસાનો

## ખુનામરકી અને હાલાકી

કુર્આને કરીમમાં ઈર્શાદ છે :

ظَهَرَ الْفَسَادُ فِى الْبَرِّ وَالْبَحْرِ بِمَا كَسَبَتْ أَيْدِى النَّاسِ لِيُذِيقَهُم بَعْضَ الَّذِى عَمِلُوا لَعَلَّهُمْ يَرْجِعُون

અર્થ :ધરતીમાં અને સમુદ્રમાં લોકોના હાથોની (બૂરી) કરણીથી ખરાબી ફેલાઈ પડી છે, જેથી અલ્લાહ તેમની કરણીની કંઈક મજા તેમને ચખાડી આપે કે કદાચને તેઓ રજુ થાય. (સૂ.રૂમ : ૪૧)

ગુનાહ અને ખાસ કરીને ઝિનાને કારણે જે હાલાકી અને ખુનામરકી શરૂ થાય છે તે બિલકુલ જાહેર છે, સ્ત્રી અને પુરુષોનો મેળાપ, ઈન્ટરનેટ અને વિડિયોની લાનત, સિનેમા અને ટી.વી.ની અસરો બધા સામે જાહેર છે. દરરોજ એવા સમાચારો સાંભળવા મળે છે કે ઝિના પછી સ્ત્રી અથવા પુરુષની હત્યા કરી નાંખવામાં આવી,પુરુષે ઝિનાના માર્ગમાં વિધ્નરૂપ પત્ની અથવા પત્નીએ પતિને મારી નાંખ્યો. આ ઘટનાઓ પરથી એ સાબિત થાય છે કે ઝિનાનું પરિણામ ફસાદ–હાલાકી અને ખુનામરકી છે.

## સંબંધોમાં તિરાડ

સય્યિદ કુતુબે શહીદ (રહ.) લખે છે

જે ઘરમાં ઝિનાની લાનત દાખલ થઈ જાય છે તે કુટુંબ વિખેરાય જાય છે. શાંતિ અને સલામતી નષ્ટ થઈ જાય છે. ઈજ્જત અને પવિત્રતા ખતમ થઈ જાય છે. સમાજની સ્થાપનાના નિર્માણમાં ઘર અને કુટુંબ ચાવીરૂપ ભુમિકા ભજવે છે અને તેમાં શાંતિ –સલામતી અને પવિત્રતાનું વાતાવરણ યથાવત રહે તે ખુબ જરૂરી છે પરંતુ જયારે કામવાસના પોતાનો અડ્ડો જમાવી લે છે તો કુટુંબ અને સંબંધો તેને કારણે વિખુટા પડી જાય છે. પવિત્રતા અને લજ્જાની પાયમાલી થાય છે અને સંબંધો તુટી જાય છે (ફી ઝિલાલિલ કુર્આન : ૪ / ૨૪૫૫)

## અપમાન અને નામોશી

બદકારી અને કામવાસના માનવીને અપમાનની ખાયમાં ધકેલી દે છે. સમાજમાં તેની કદર ખતમ થઈ જાય છે. આખો સમાજ તેને ધિક્કારે છે. ન ઘરમાં તેની ઈજ્જત થાય છે અને ન ઘર બહાર. ટૂંકમાં માત્ર એક વ્યકિતને લીધે આખું કુટુંબ ધિક્કારપાત્ર બને છે અને પવિત્ર સમાજ આવી વ્યકિતઓને દુર રાખવા પુરા પ્રયત્નો કરે છે.

## કુટુંબ માટે કલંક

વ્યભિચારી દ્વારા જન્મેલુ બાળક હરામી હોય છે અને વ્યભિચારી સ્ત્રીના સમગ્ર કુટુંબના સભ્યો બદનામ થાય છે. આ એટલું મોટુ કલંક છે કે લાખ પ્રયત્નો છતાં દુર થતું નથી. પછી અમુક વખતે તે બાળકને જ મારી નાખવામાં આવે છે અને ઝિના સાથે કતલ(હત્યા)નો ગુનોહ પણ થાય છે.

## ઝિનાનો ફેલાવો

સામાન્ય રીતે એક વ્યકિતની બુરાઈ બીજાને તે બુરાઈ તરફ આકર્ષે છે. એ પણ શકય બને છે કે દુષ્ટ વ્યકિતને લીધે તેના આખા ઘરમાં આ બુરાઈ ફેલાય જાય છે અને " જેવું કરે તેવું પામે" કે તેની પત્ની અને બાળકો પણ તેના માર્ગે ચાલે છે.

હઝરત ઈમામ શાફઈ (રહ.)નો શઅર છે :

عِفُّوا تَعَفَّ نِسَاؤُكُم فِىْ الْمَحْرَمِ  وَتَجَنَّبُوا مَالَايَلِيْقَ بِمُسْلِمٍ

اِنَّ الزِّنَا دَيْنٌ فَاِنْ اَقْرَضْتَهٗ  كَانَ الْوَفَامِنْ اَهْلِ بَيْتِكَ فَاعْلِمِ

અર્થ : તમે પવિત્રતા અપનાવો, તમારી સ્ત્રીઓ હરામ–અધર્મથી પાક રહેશે અને દરેક તે કાર્યથી બચો જે મુસલમાન માટે યોગ્ય ન હોય. નિ:શંક ઝિના એક કરજ છે. જો એ કરજ તમે લીધું (એટલે ઝિના કર્યો) તો તેની ભરપાઈ તમારે તમારા કુટુંબ દ્વારા કરવી પડશે.(એટલે કુટુંબની કોઈ વ્યકિત તે માર્ગે જરૂર પડશે.) (દિવાને શાફઈ : ૯૭)

આગળ ફરમાવે છે :

يَاهَاتِكًاحُرَمَ الرِّجَالِ وَقَاطِعًا سُبُلَ الْمَوَدَّةِ عِشْتَ غَيْرَمُكَرَّمٍ

لَوْكُنْتَ حُرًّامِنْ سُلَالَةٍ مَاجِدٍ مَاكُنْتَ هَتَّاكًالِحُرْمَةِ مُسْلِمٍ

مَنْ يَزْنِ يُزْنِ بِهٖ وَلَوْ بِجِدَارِهٖ اِنْ كُنْتَ يَاهٰذَالَبِيْبًا فَافْهَمٖ

અર્થ : એ પવિત્રતાને પાયમાલ કરનારાઓ અને મુહબ્બતોની દોરને કાપનારાઓ ! ખુદા કરે કે તમે બેઈજ્જત બનીને જીવો, જો તમે પવિત્ર અને ખાનદાની છો તો કોઈ મુસલમાનની ઈજ્જત ન લુટો, જો તમારામાં થોડી પણ બુદ્ધિ હોય તો સમજી લો કે જે ઝિના કરે છે તેની સાથે ઝિના થાય છે.(અર્થાત : તેના કુટુંબમાંથી કોઈ આ હરકત કરે છે.) (દિવાને શાફઈ)

એવી ઘટનાઓ રોજ બને છે અને એક વ્યકિતને કારણે કેટલીય વ્યકિતઓ બગડે છે.

## ખુદાનો અઝાબ-પ્રકોપ

જે કોમ અથવા સમાજમાં ઝિનાની બુરાઈ ફેલાઈ જાય છે તે સમાજ ખુદાના અઝાબની લપેટમાં આવી જાય છે. હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું :

اِذَاظَهَرَالرِّبَاوَالزِّنَافِىْ قَرْيَةٍ فَقَدْ اَحَلُّوْااَنْفُسَهُمْ عَذَابَ اللّٰهِ.

અર્થ : જયારે કોઈ વિસ્તારમાં વ્યાજ અને ઝિના આમ થઈ જાય છે તો ત્યાં ખુદાનો અઝાબ નજીક આવી જાય છે. (મુસ્તદરક : ૨ / ૩૭)

હઝરત મયમુના (રદિ.) આપ (સલ.)થી નકલ કરે છે :

لَاتَزَالُ اُمَّتِىْ مَالَمْ يَفْشُوْا فِيْهِمْ وَلَدُ الزِّنا، فَاِذَا فَشَافِيْهِمْ وَلَدُ الزِّنا فَاَوْشَكَ اَنْ يَعُمَّهُمُ اللّٰهِ بِعَذَابٍ.

અર્થ : મારી ઉમ્મત ત્યાં સુધી ભલાઈ પર કાયમ રહેશે જયાં સુધી કે તેમાં ના જાઈઝ સંતાનોનું પ્રમાણ ન વધી જાય અને જયારે અને જયારે

ઉમ્મતમાં નાજાઈઝ સંતાનોનું પ્રમાણ વધી જશે તો નજીક છે કે અલ્લાહ બધાને પોતાના અઝાબ–પ્રકોપની લપેટમાં લઈ લે. ( મજમઉઝ્ઝવાઈદ : ૬ /૨૫૭)

હઝરત સિદ્દીકે અકબર (રદિ.)ના ખુત્બામાં મળે છે.

" જે કોમમાં વ્યભિચાર ફેલાય જાય છે, ખુદા તેમાં મુસીબતને ફેલાવી દે છે. માલુમ થયું કે જે કોમમાં ઝિના ફેલાય જાય, ના જાઈઝ સંતાનોમાં વધારો થઈ જાય તે સમાજ ખુદાના અઝાબ–પ્રકોપનો હકદાર બની જાય છે. પછી અઝાબનું સ્વરૂપ અલગ અલગ હોય છે. દા.ત. તોફાન, પુર, ધરતીકંપ, બેરોજગારી વગેરે

## અપરાધોનું ભયંકર તોફાન

ઝિનાના કારણે સમાજમાં બદીઓનો સિલસિલો એવો શરૂ થઈ જાય છે કે જેને રોકવો ખુબ જ મુશ્કેલ બની જાય છે. ઝિના દ્વારા પેદા થતી અવલાદ લઘુતાગ્રંથીથી પિડાતી હોય છે. કેટલીક વખતે તેમના હ્રદયમાં પોતાના સમાજ પ્રત્યે નફરત જન્મે છે જેના કારણે તેઓ બદલો લેવા તક શોધતા હોય છે. પછી યુવાનવયે તેમના દ્વારા ખુનામરકી અને વ્યભિચારી જેવી બદીઓ જન્મ લે છે.

આપણી યુવા પેઢી મિશ્ર વાતાવરણ અને ટી.વી.ને કારણે વ્યભિચારના માર્ગે જવા લાગી છે. આજે ચોરી, ખુનામરકી, અત્યાચાર, વ્યભિચાર વગેરે જેવી બુરાઈઓ સમગ્ર વિશ્વમાં સામાન્ય બની ગઈ છે.

# ઝિનાના શારીરિક નુકસાનો

## લા ઈલાજ બીમારીઓમાં વધારો

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું :

يَامَعْشَرَ الْمُهَاجِرِيْنَ : لَمْتَظْهَرِ الْفَاحِشَةُ فِىْ قَوْمٍ حَتّٰى يُعْلِنُوْبِهَا، اَلَّافَشَافِيْهِمُ
الطَّعُوْنُ وَالْاَوْجَاعُ الَّتِىْ لَمْ تَكُنْ مَضَتْ فِىْ اَسْلَافِهِمُ الَّذِيْنَ مَضُوْا.....

અર્થ : હે મુહાજિરોની જમાઅત ! જે કોમમાં ઝિના જાહેરમાં થવા લાગે

તેમાં પ્લેગ અને એવી બીમારીઓ ફેલાય જાય છે જે પહેલી ઉમ્મતોમાં ન હતી.
(ઈબ્ને માજહ)

આજના યુગમાં દરેક જગ્યાએ જે લા ઈલાજ બીમારીઓ ફેલાયેલી છે તેમાં એઈડ્સ અને શારીરિક બીમારીઓની એક લાંબી નામાવલી છે અને આ બીમારીઓ ખાસ કરીને ઝિના દ્વારા જ પેદા થાય છે.હુઝૂર(સલ.)નો ઈર્શાદ છેઃ

مَاتَشِيْعُ الْفَاحِشَةُ فِیْ قَوْمٍ قَطُّ اِلّا عَمّهُمُ الْبَلَاءُ

અર્થ : જે કોમમાં પણ નિર્લજ્જતા આમ થઈ જાય છે તેમાં મુસિબતો અને બલાઓ ઉતરવા લાગે છે. (ઈબ્ને માજહ)

## મનની મુશ્કેલીઓ

વ્યભિચારી અને કામવાસનો પ્રેમી વ્યકિત ખાસ કરીને મનની મુશ્કેલીઓમાં ફસાય જાય છે. હૃદયમાં અશાંતિ અને દિલની ખુશીથી મેહરૂમી વગેરે તેની સાથે લાગેલી રહે છે. ખરેખર જે મો'મિન બંદો અલ્લાહની પ્રસન્નતા માટે અલ્લાહની ફરમાબરદારીમાં વ્યસ્ત રહે છે તે ભલે દુનિયાની કેટલીયે તંગીઓમાં ઘેરાએલો કેમ ન હોય અને દુનિયાવાળાઓથી અલગ કેમ ન હોય ? પરંતુ તે ધરતીનો ઉત્તમ અને નસીબદાર વ્યકિત છે અને તેને હૃદયની શાંતિ, દિલની ખુશી અને પ્રસન્નતા પ્રાપ્ત થાય છે. કુર્આને કરીમમાં ઈર્શાદ છે :

مَنْ عَمِلَ صَالِحاً مِّن ذَكَرٍ أَوْ أُنثَى وَهُوَ مُؤْمِنٌ فَلَنُحْيِيَنَّهُ حَيَاةً طَيِّبَةً وَلَنَجْزِيَنَّهُمْ أَجْرَهُم بِأَحْسَنِ مَا كَانُواْ يَعْمَلُون.

અર્થ : જે કોઈ પુરુષ હોય કે સ્ત્રી પોતાના ઈમાન પર હોવાની હાલતમાં નેક કામ કરશે તો અમે તેને (દુનિયામાં) જરૂર સરસ જિંદગી આપીશું અને જે બહેતર કામ તેઓ કરતા હતા તેના બદલે (આખિરતમાં) તેમનો હક તેમને આપીશું. (સૂ. નહલ : ૯૭)

આ હકીકતને આ રીતે પણ બયાન ફરમાવી છે.

الَّذِيْنَ آمَنُواْ وَتَطْمَئِنُّ قُلُوبُهُم بِذِكْرِ اللّهِ أَلاَ بِذِكْرِ اللّهِ تَطْمَئِنُّ الْقُلُوبُ

અર્થ :(એથી મતલબ) તે લોકો છે કે જેઓ ઈમાન લાવ્યા અને તેમના દિલોને અલ્લાહની યાદ (કુર્આન) વડે શાંતિ મળે છે. યાદથી રાખો કે અલ્લાહની યાદ જ દિલોને શાંતિ મળે છે. (સૂ. રઅદ : ૨૮)

જયારે તેની વિરૂધ્ધ બુરાઈ અને કામવાસનામાં ફેલાયેલા લોકો વિશે કુર્આનમાં ફરમાવ્યું :

وَمَنْ أَعْرَضَ عَنْ ذِكْرِىْ فَاِنَّ لَهٗ مَعِيْشَةً ضَنْكًا وَنَحْشُرُهٗ يَوْمَ الْقِيٰمَةِ اَعْمٰى قَالَ

رَبِّ لِمَ حَشَرْتَنِىْ اَعْمىٰ وَقَدْ كُنْتَ بَصِيْراً قَالَ كَذٰلِكَ اَتَتْكَ

آيَاتُنَافَنَسِيْتَهَاوَ كَذٰلِكَ الْيَوْمَ تُنْسىٰ

અર્થ : અને જે મારી યાદથી મોઢું ફેરવશે તો તેને (દુનિયામાં) તંગીનું જીવન મળશે અને કિયામતના દિવસે અમે તેને આંધળો કરી ઉઠાવીશું. ત્યારે તે અરજ કરશે કે હે મારા પરવરદિગાર ! તેં મને આંધળો કરી કેમ ઉઠાવ્યો ? અને હું તો (દુનિયામાં) દેખતો હતો ? (અલ્લાહ) ફરમાવશે : એવી જ રીતે તારી પાસે અમારી આયતો આવી હતી તો તું તેને ભૂલી ગયો અને એવી જ રીતે આજે તું વિસરાઈ જશે. (સૂરએ તાહા : ૧૨૪ – ૧૨૫)

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)નું કથન છે :

اِنَّ لِلسَّيِّئَةِ اِسْوِدَادًا فِىْ الْوَجْهِ وَظُلُمَةً فِىْ الْقَلْبِ وَوَهْنًافِىْ الْبَدَنِ وَنَقْصًا فِىْ

الرِّزْقِ وَبَغْضَةً فِىْ قُلُوْبِ الْخَلْقِ.

અર્થ :ગુનાહનો અસર એ હોય છે કે ચેહરા પર કાળાશ આવી જાય છે, દિલ આંધળું અને શરીર કમજોર બની જાય છે. રોજીમાં ઘટાડો થઈ જાય છે અને ખુદાની મખ્લૂક – સૃષ્ટિના દિલ ફરી જાય છે.

(ઈલલ આબિષીન બિલઈઅરાઝ :દાલ અબ્દુલ્લાહ અત્તય્યાર :૩૩)

ખરાબ વ્યકિત દરેક વખતે વિચારોમાં ઘેરાયેલો રહે છે, કંઈ કરવા માંગે પરંતુ કઈ થતું નથી. શાંતિમય જીવન જીવવા માંગે છે, પરંતુ એવું કેવી રીતે શકય બને ?

## બેનુર ચેહરો

ઝિનાનું એક શારીરિક નુકસાન ચેહરો કાળો પડી જાય છે.આમ તો દરેક ગુનાહનો આ અસર છે પરંતુ ખાસ કરીને ઝિનાથી ચેહરો બેનુર થઈ જાય છે. ઈર્શાદે નબવી છે :

اِيَّاكُم وَالزِّنَافَاِنَّ فِيهِ اَربَعَ خِصَالٍ يُذهِبُ البَهَاءَ عَنِ الوَجهِ، وَيُقطَعُ الرِّزقَ وَيُسخِطُ الرَّحمٰنَ وَيُسَبِّبُ الخُلُودَ فِى النَّارِ.

ઝિનાથી બચો, એટલા માટે કે ઝિનાથી આ ચાર ચીજો થઈને રહે છે. (૧) ઝિના ચેહરાની ખુબસુરતી–સૌંદર્યતાને ખત્મ કરે છે.(૨) રોઝીને દુર કરે છે.(૩) અલ્લાહને નારાજ કરે છે.(૪) જહન્નમમાં હમેશાંના અઝાબ–સજાનું કારણ બને છે. (અલ મુઅજમુલ અવસત લિત્તબરાની : ૬ / ૨૫૪)

## તંગી અને ફકીરી

ઝિનાના નુકસાનોમાં એક એ પણ છે કે તંગીના દરવાજા ખુલી જાય છે, વ્યભિચારી વ્યકિત પોતાની કામવાસના પુરી કરવા માટે પોતાનું બધુ જ લુટાવી દેવા માટે પણ તૈયાર થઈ જાય છે. એક હદીસમાં છે :

الزِّنَا يُورِثُ الفَقرَ.

અર્થ : ઝિના તંગી અને નાદારી પેદા કરે છે.

(શુઅબુલ ઈમાન બયહકી)

ઝિનાના કેટલાક નુકસાનો ઉપર વર્ણન કરવામાં આવ્યા, આ ઉપરાંત અનેક નુકસાનો છે, જે આ બુરાઈથી પેદા થાય છે, આ બુરાઈને ફેલાવવામાં ટી.વી. અને ઈન્ટરનેટના રિવાજથી છોકરા – છોકરીઓને પુખ્તવય પહેલા પુખ્ત બનાવી દે છે. ઉચિત છે કે આ વિષયના અંતને હઝરત અકદસ મવલાના કારી સિદીક અહમદ બાંદવી (રહ.)ના કથનથી કરવામાં આવે. તેઓ ફરમાવે છે :

" વ્યભિચારીનો વ્યભિચાર પોતાની જાન પર પણ જુલ્મ છે, તેનાથી

અખ્લાક અને આ'માલ બરબાદ થાય છે, લોહી અને રૂપિયા નિરર્થક બરબાદ થાય છે. વિર્ય ખોટું બરબાદ થાય છે. સ્વાસ્થય કથળે છે. બદનામી મળે છે. વ્યભિચારી વ્યકિત ભયભીત રહે છે. પરેશાનીમાં ઘેરાય જાય છે. બિમારીને આમંત્રે છે. નિર્લજ્જતા, જુઠ,ધોકો, સ્વાર્થ,કામવાસના, વૈચારિક આઝાદી વગેરે અનેક રોગો આવી જાય છે. વ્યભિચારી વ્યકિત પોતાના કુટુંબને પણ બદનામ કરે છે. કુટુંબ માટે બુરાઈનો નમુનો રજુ કરે છે. ઝિના કરનારી સ્ત્રીઓની પવિત્રતા અને ઈજ્જતનો લુટારો છે.

(નિગાહ કી હિફાઝત : પર, મુફતી મુહમ્મદ ઝૈદ સાહેબ)





# અગત્યના શબ્દો

| | |
|---|---|
| ઈમાન : | આસ્થા, શ્રદ્ધા,ધર્મ પરનો દૃઢ વિશ્વાસ |
| આપ (સલ.): | પયગમ્બર હઝરત મુહમ્મદ સાહેબ |
| કાફીર : | ઈસ્લામી માન્યતા પ્રમાણે ઈશ્વર(અલ્લાહ)ને ન માનનાર, વિધર્મી, નાસ્તિક |
| કુફ્ર : | અસ્વીકૃતિ, નાસ્તિકતા |
| ઝિના : | વ્યભિચાર |
| તૌબા : | પ્રાયશ્ચિત,પશ્ચાત્તાપ,પસ્તાવો |
| અખ્લાક : | આદત,ટેવ,સ્વભાવ,વર્તણુક,સદાચાર,શિષ્ટાચાર |
| ફિતનો : | ઉપદ્રવ, દંગો, ફસાદ, બળવો |
| બદ નજર: | બદ નિગાહ, કુદષ્ટિ, ખરાબ નજર, બૂરી નજર |
| લાનત : | ધિક્કાર,ફિટકાર, શરમ, નામોશી, બદનામી |
| દીન: | ધર્મ |
| દીનદારી: | ધર્મપાલન, ધાર્મિકતા |
| નફ્સ : | આત્મા, મન, રૂહ |
| જાઈઝ : | ઉચિત, યોગ્ય |
| ફરમાંબરદાર: | આજ્ઞાંકિત, તાબેદાર, કહ્યાગરું |
| આખિરત : | પરલોક, કયામત, ન્યાયનો દિવસ |
| નેકી : | ભલાઈ, ઉપકાર, પુણ્ય |
| શરીઅત : | શરિયત,કુરાનનું અનુશાસન,ધાર્મિક નિયમો, ઈસ્લામ |
| ફિતરત : | પ્રકૃતિ |

| | |
|---|---|
| મહરમ : | ઈસ્લામમાં જેની સાથે લગ્ન ન થઈ શકે એવી સંબંધિત વ્યકિત |
| બદગુમાની : | ખોટી ધારણા,ખોટી શંકા, અવિશ્વાસ |
| બયઅત : | વફાદારીના શપથ,કરાર, વચન |
| રિવાયત : | વર્ણન, કોઈની કહેલી વાત કહેવી, કથન |
| બદકારી : | દુરાચારી, વ્યભિચારી |
| ઉમ્મત : | કોમ,જાતિ, ધાર્મિક સમુદાય, સંપ્રદાય |
| નાજાઈઝ : | અનુચિત, અયોગ્ય, ગેરકાનૂની |
| ના ફરમાની : | અવજ્ઞા,હુકમ પાળવાનો ઈન્કાર કરવું. |
| બયાન : | વર્ણન, કથન |
| હલાલ : | કુર્આન દ્વારા માન્ય કરાયેલું, યોગ્ય, વાજબી |
| હરામ : | કુર્આન દ્વારા અમાન્ય ઠેરવેલું. અધર્મી, નિષિદ્ધ |
| અઝાબ : | પિડા, દુઃખ, વેદના, ગુન્હાની સજા, પ્રકોપ |
| તકવા : | સંયમ, અલ્લાહનો ડર |
| હિફાઝત : | સંભાળ, રક્ષા |
| હદીસ શરીફ : | પયગમ્બર સાહેબે ફરમાવેલી વાત |
| હિદાયત : | શિખામણ, આદેશ, હુકમ, ઉપદેશ |
| હિકમત : | સમજ શકિત, યુકિત, બુદ્ધિમત્તા, અકલમંદી |
| ઈજાઝત : | રજા, પરવાનગી. |
| ખિદમત : | સેવા, |
| નિકાહ : | લગ્ન |
| કતલ : | હત્યા |
| મહેર : | નિકાહ વખતે નવવધૂને પતિ તરફથી મળતી રકમ |
| સવાબ : | પૂણ્ય |

## અનુક્રમણિકા

બિસ્મિહી તઆલા

# પ્રકાશકીય

**હામિદંવ વ મુસલ્લિયંવ્ વમુસલ્લિમા......**

આજના યુગમાં નિર્લજ્જતા અને બેશરમીના પૂરે નીતિમત્તા અને સદાચારનો જનાઝો કાઢી નાંખ્યો છે. ઈસ્લામનો આ સુરક્ષિત કિલ્લો બિન મુસ્લિમો દ્વારા નિશાન બની ચુકયો છે. મીડિયાની દુઃખદ કાર્યશૈલીથી તેમાં વધારો થતો રહયો છે. અને તેની પાછળ ઈસ્લામના દુશ્મનોની ચાંપતી નજર છે. પરંતુ, અફસોસ કે જાતે મુસલમાનોએ પણ પશ્ચિમનું આંધળું અનુકરણ શરૂ કરી દીધું છે તેઓ તેને સામાન્ય બાબત ગણે છે. હાલાંકે આ ઈસ્લામની અંતિમ હદ છે.

અલ્લાહના રસૂલ (સલ.) એ ફરમાવ્યું :

اذافَاتت الحياء ففعل ما شئت

"જયારે તુ લજ્જાનો પોશાક ઉતારી દે તો પછી જે ઈચ્છે તે કર."

કુર્આન અને હદીસમાં અનેક જગ્યાએ મુસલમાનોને ગુપ્તાંગોની હિફાઝત કરવાનો હુકમ આપ્યો છે. ઈજ્જત અને આબરૂની તાકીદ કરી છે. અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

وَلَا تَقْرَبُوْا الزِّنٰى اِنَّهٗ كَنَ فَاحِشَةَ وَسَاءَ سَبِيْلا

"અને વ્યભિચારની નજીક પણ ન જાઓ, તે બહુ બેશરમીની વાત છે અને ખોટો માર્ગ છે. (સૂરએ બની ઈસ્રાઈલ : ૩૨)

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) થી પૂછવામાં આવ્યું કે લોકોને જહન્નમમાં લઈ જનારું મુખ્ય પરિબળ કયું હશે ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું:

અર્થ : જીભ અને ગુપ્ત અવયવોની કાળજી ન લેવી (મુસ્નદે અહમદ)

પ્રસ્તુત પુસ્તક '' ઈસ્લામમાં ઈજ્જત અને આબરૂનું મહત્વ''ભાગ (૧) અને ભાગ (૨) નવ પ્રકરણોમાં વહેંચવામાં આવ્યું છે. તેમાં ઈજ્જત અને આબરૂની બરકતો, વ્યભિચાર અને નિર્લજ્જતાના નુકસાનો, પડદાના ફાયદા અને પડદાપ્રથાની નાબુદીના નુકસાનો, લગ્નનો મકસદ અને સ્ત્રીઓની જવાબદારીઓ વગેરે વિશે વર્ણન કરવામાં આવ્યું છે. અલ્લાહ તઆલા પુસ્તકના સંપાદક ''મવલાના ડોકટર અસ્જદ કાસમી નદવી (દા.બ.) તથા અનુવાદક, પ્રેરક, પ્રકાશક અને સહાયકોને જઝાએ ખૈર અતા ફરમાવે અને સૌના પ્રયત્નોને કબૂલ ફરમાવી સઆદતે દારૈનનું નિમિત્ત બનાવે. આમીન

ઉપરાંત આ સમાજ ઉપયોગી પુસ્તક છપાવવામાં સખી સજ્જન મુહતરમ જનાબ હાજી ઈસ્હાક ખરાદી વકીલ સાહેબે સંપૂર્ણ ખર્ચ ઉઠાવ્યો છે. જામિઅહ તેમના આ કાર્યને બિરદાવી તેમનો અંતઃ કરણથી આભાર વ્યકત કરે છે. અલ્લાહ તઆલા તેમના જાન – માલમાં ખુબ બરકત આપે અને તેમના આ કાર્યને આખીરતમાં નજાતનો જરીયો બનાવે. આમીન !

**લી. મુફતી અહમદ દેવલ્વી**
**મોહતમિમ જામિઅહ ઉલૂમુલ કુર્આન,જંબુસર**





# આયતે કુર્આની

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

قُلْ لِّلْمُؤْمِنِيْنَ يَغُضُّوا مِنْ أَبْصَارِهِمْ وَيَحْفَظُوا فُرُوجَهُمْ ذٰلِكَ أَزْكٰى لَهُمْ إِنَّ اللّٰهَ خَبِيْرٌ بِمَا يَصْنَعُونَ، وَقُلْ لِّلْمُؤْمِنَاتِ يَغْضُضْنَ مِنْ أَبْصَارِهِنَّ وَيَحْفَظْنَ فُرُوجَهُنَّ .

**હે નબી (સલ.) ઈમાનવાળા પુરુષોને ફરમાવી દો કે પોતાની નજર નીચી રાખે અને પોતાના ગુપ્તાંગોની સંભાળ રાખે એમાં તેમના માટે વધારે સફાઈ છે. નિઃશંક અલ્લાહ તેને જાણે છે જે કંઈ લોકો કરતા રહે છે અને (એવી જ રીતે) ઈમાનવાળી સ્ત્રીઓઓને ફરમાવી દો કે પોતાની નજર નીચી રાખે અને પોતાના ગુપ્તાંગોની સંભાળ રાખે.**

**(સૂ. નૂર : ૩૦,૩૧)**

# હદીષે નબવી

قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّم :
اِنَّ الْاِيْمَانَ سِرْبَالٌ، يُسَرْبِلُهُ اللّٰهُ مَنْ يَّشَاءُ ،
فَاِذَازَنَى الْعَبْدُنُزِعَ مِنْهُ سِرْبَالُ الْاِيْمَانِ،فَاِنْ
تَابَ رُدَّ عَلَيْهِ، وَالْمُقِيْمُ عَلَى الزِّنَا كَعَابِدِ وَثَنٍ.

**નિ:શંક ઈમાન (આસ્થા) એક પોષાક છે, અલ્લાહ તઆલા જેને ચાહે છે તેને આ પોષાક પહેરાવે છે, જયારે બંદો ઝિના–વ્યભિચાર કરે છે તો અલ્લાહ તઆલા તેનો ઈમાની પોષાક ઉતારી લે છે, પછી જો તે તૌબા–પ્રાયશ્ચિત કરે છે તો આ પોષાક તેને પરત કરી દે છે, ઝીના–વ્યભિચાર થી ટેવાયેલો માનવી બુતપરસ્ત (મૂર્તિપૂજક)ની જેમ ગુનેહગાર–પાપી છે.**

**(અત્તરગીબ વત્તરહીબ લિલ્મુન્ઝિરી : ૩ / ૨૭૩)**

# પડદાનું ઈસ્લામી, વ્યવસ્થિત અને હકીમાના આયોજન (એક અભ્યાસ)

## પડદાનો હેતુ

એક હકીકતને નકારી ન શકાય કે ઈસ્લામમાં પડદાનો હુકમ કુર્આન અને હદીષમાં છે તે આજ ના યુગમાં પવિત્રતા અને લજ્જાની હિફાઝત માટે ખુબ જ જરૂરી છે. તેનો મુખ્ય હેતુ સ્ત્રીઓને સુરક્ષા પહોંચાડવી છે ન કે તેમને બાંધી દેવી. અખ્લાક–સદવર્તન અને ચારિત્રની આવારગીથી બચાવવા, સભ્યતા અને સંસ્કૃતિની પડતીથી બચાવવા, સમાજમાં ફેલાયેલી બુરાઈઓને રોકવા અને ખાનગી જીવનને પુર બહાર બનાવવા પડદો ખાસ જરૂરી છે.

સ્ત્રી – પુરુષનો મેળાપ માનવીના ઈતિહાસમાં હઝરત આદમ (અલૈ.)થી લઈને હઝરત મુહમ્મદ સલ. સુધી કોઈ પણ યુગમાં પ્રિય ન હતો બલ્કે ઈસ્લામમાં તો દુરાચારથી સખ્તીથી તેની ઉપર રોક લગાવવામાં આવ્યો અને તેનો હેતુ એ બતાવવામાં આવ્યો કે સમાજ અવારગીથી પાક રહે અને લોકો પોતાના હૃદયને કામવાસનાની બુરાઈથી પવિત્ર રાખે અને ઉચ્ચ ગુણો પ્રાપ્ત કરી એક નમુનારૂપ, પવિત્ર સમાજની રચના કરે.

## સતર

માનવીના શરીરનો તે ભાગ જેને 'સતર' કહેવામાં આવે છે જેને ઢાંકવું ફર્ઝ છે અને શરઈ જવાબદારી સાથે સાથે બૌદ્ધિક જવાબદારી પણ છે, આ ફર્ઝ બધા નબીઓ (અલૈ.) અને રસૂલોની શરીઅતમાં રહયો ; બલ્કે ઈમાન પછી માનવી પર સૌથી મોટો ફર્ઝ "સ્ત્રીનું સતર" છે અને નમાઝ જેવી અગત્યની ઈબાદત પણ તે સિવાય પૂર્ણ નથી, સ્ત્રી અને પુરુષ બન્ને આ હુકમના પાબંદ છે. સમુહમાં અને એકાંતમાં બન્ને હાલતોમાં તેની પાબંદી જરૂરી છે. મસ્અલાની દ્રષ્ટિએ સતર દુંટીથી લઈને ઘુંટણો સુધી છે.(હનફી મસલક–પંથ

પ્રમાણે દુંટી–નાભિ સતરમાં દાખલ નથી પરંતુ ઘુંટણો સતરમાં દાખલ છે.) બાંદીઓનું સતર દુંટીથી લઈને ઘુંટણો સુધી છે અને પેટ, પીઠ, પેહલું–પાસુ પણ સતર છે. આઝાદ સ્ત્રીનું સતર ચેહરો હથેળીઓ અને પગ સિવાય સમગ્ર શરીર છે.(અલ્ ફિક્હુલ્ ઈસ્લામી વ અદિલ્લતહી /દાલ–વહિબતુઝઝુહયલી :૧ / ૫૮૪)

## પડદો અને તેના પ્રકાર

સ્ત્રી માટે સતર ફર્ઝ સિવાય શરીઅતમાં બીજુ ફર્ઝ પડદો અને બુરખો છે. તેનો હેતુ એ છે કે સ્ત્રીઓ પારકા અને અપરિચિત પુરુષોથી પડદો કરે. આ ફર્ઝ હિજરી સન ૫ માં ઉતર્યો. પડદા વિશે કુર્આને કરીમમાં સાત આયતો અને હુઝૂર (સલ.) ની સતર ઉપરાંતની રોશનીમાં પડદાના ત્રણ પ્રકાર સ્પષ્ટ થાય છે. હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફી સાહેબ (રહ.)એ મઆરિફુલ કુર્આનમાં આ સંબંધે ચર્ચા કરી છે. તેનો ભાવાર્થ આ છે.

(૧) **ઘરમાં ઘરના લોકથી પડદો** : પડદાનો પહેલો અને અસલ શરઈ હેતુ એ છે કે સ્ત્રીઓ ઘરમાં રહે. કુર્આને કરીમમાં છે :

وَقَرۡنَ فِى بُيُتِكُم " તમે પોતાના ઘરોમાં રહો. (સૂ. અહઝાબ : ૩૩)

હદીસ શરીફમાં છે.

اَقۡرَبُ مَاتَكُوۡنُ مِنَ وَجۡهِ رَبِّهَا وَهِىَ فِىۡ بَيۡتِهَا

અર્થ :સ્ત્રી પોતાના પાલનહારથી સૌથી વધારે નજીક ત્યારે હોય છે જયારે તે પોતાના ઘરની વચ્ચે રહે.

હઝરત ઉમ્મે વરકા (રદિ.)એ બદ્રની લડાઈમાં શિર્કતની આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી પરવાનગી માંગી તો આપ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જાઓ પોતાના ઘરે આરામથી બેસો.

સૌથી મહત્વની વાત માનવીની પવિત્રતાની છે. તેની સુરક્ષા ત્યારે થઈ શકે છે કે સ્ત્રી –પુરુષ એક બીજાથી અલગ રહે. જે સમાજમાં સ્ત્રીઓ ઘરેથી નિકળીને કારણ વગર આમ –તેમ ફરે છે તે સમાજની પવિત્રતા દૂર થવા લાગે છે. એટલા માટે શરઈ પડદાનો અર્થ એ છે કે સ્ત્રીઓ પોતાના ઘરોમાં રહે.

(૨) **બુરખામાં પડદો :** ઈસ્લામ એક પ્રાકૃતિક શરીઅત છે તેમાં માનવીની બધી જરૂરતોની રિઆયત–છૂટછાટ રાખવામાં આવી છે. અનેક એવા પ્રસંગો અને ઘટના ઘટે છે જેમાં સ્ત્રીને બહાર નિકળવાનું થાય છે, એવા સમયે પડદાનો બીજો પ્રકાર એ છે કે સ્ત્રી માથાથી પગ સુધીનો લાંબો બુરખો અથવા ચાદર ઓઢી લે જેમાં શરીરનો કોઈ ભાગ ન દેખાય માત્ર આંખો ખુલ્લી રહે જેનાથી રસ્તો દેખાય બાકીનું આખું શરીર ચહેરા સહિત છુપાયેલું રહે. કુર્આને કરીમમાં يُدْنِيْنَ عَلَيْهِنَّ مِنْ جَلَابِيْبِهِنَّ (સૂ. અહ્ઝાબ :૫૯)માં લાંબી ચાદરનો હુકમ છે, તેની તફસીરમાં હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ(રદિ.) ફરમાવે છે કે ઘરેથી બહાર નિકળવાની ઈજાઝત–પરવાનગી જરૂરતના મોકા પર, બુરખો ઓઢીને, સુગંધ લગાવ્યા વગર, અવાજ કરનારા આભુષણોથી પરહેઝ કરીને, રસ્તાના કિનારે ચાલીને અને પુરુષોના ટોળામાં દાખલ ન થવાની શર્તે ઈજાઝત છે અને આ માત્ર પવિત્રતાની સુરક્ષા માટે જ છે.

(૩) **શરઈ પડદામાં ચહેરાનો હુકમ :** જરૂરતના સમયે સ્ત્રીઓ ઘરેથી બહાર નિકળે તો આખું શરીર ઢાંકેલું રહે, પરંતુ ચહેરો અને હથેળીઓનું ઢાંકેલું રહેવું જરૂરી છે કે નહિં ? આમાં મુફતીઓનો મતભેદ છે અને આ મતભેદ સૂરએ નૂરની આયત وَلَا يُبْدِيْنَ زِيْنَتَهُنَّ اِلَّامَاظَهَرَ مِنْهَا (પોતાની ઝીનત સ્ત્રીઓ જાહેર ન કરે સિવાય કે જે જાહેર થઈ જાય) માં الاماظهرمنها થી મતભેદ પેદા થાય છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) વગેરેએ તેની તફસીર ચહેરો અને હથેળોઓથી કરી છે. તેથી આ તફસીરને લીધે એક જમાત ચહેરા અને હથેળીઓને ખુલ્લી રાખવી જાઈઝ કહે છે. ઈમામ અબૂ હનીફા (રહ.)નો મત પણ આ જ છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઉદ (રદિ.)એ તેની તફસીર બુરખો અને ચાદરથી કરી છે તેથી આ તફસીર મુજબ ચહેરા વગેરેને ખુલ્લો રાખવો જાઈઝ નથી. હઝરત ઈમામ માલિક, ઈમામ શાફઈ અને ઈમામ અહમદ (રહ.)નો આ જ મત છે કે સ્ત્રી માટે ઘરેથી બહાર નિકળવાના સમયે આખું શરીર ચહેરા સાથે છુપાવવું જરૂરી છે.

ખ્યાલ રહે કે હનફી લોકો અને બીજા લોકો જે ચહેરાને ખુલ્લો રાખવો

જાઈઝ કહે છે તેઓ પણ એ શરતે કે ફિતનાનો ભય ન હોય અને ચહેરા પર બનાવ – શૃંગાર ન હોય અને જો કે સ્ત્રીની સુંદરતા ચહેરાથી જ જાહેર થાય છે, એટલે ખાસ કરીને ચહેરો ખુલ્લો રાખવામાં ફિતનાનો ભય છે એટલા માટે તેને છુપાવવો જરૂરી થશે. કેટલાક અહનાફે આ મસ્અલામાં ફતવો ત્રણ ઈમામોના કથન પ્રમાણે આપ્યો છે તેનો અર્થ એ થયો કે હવે સર્વાનુમતે પડદાનો ત્રીજો પ્રકાર (ચહેરો ખુલ્લો રાખવો) મના થયો અને સ્ત્રીનો વાસ્તવિક પડદો ઘર છે જયારે કે જરૂરતના સમયે બહાર નિકળે તો સમગ્ર શરીર ચહેરા સાથે ઢાંકવું જરૂરી છે. ( મઆરિફુલ કુર્આન : ૭ /૨૦૪ – ૨૨૦)

## પડદો કુર્આનની રોશનીમાં

પડદા – બુરખાની બુનિયાદી શરત એ છે કે તે આખા શરીરનો હોય, તે સ્ત્રીના આખા શરીરને છુપાવી લે. તે ઢીલો અને જાડો હોય, બારીક ન હોય કે તેનાથી શરીર નજર આવે અને ન તો તંગ હોય.

કુર્આને કરીમમાં ઈરશાદ છે.

يَاأَيُّهَا النَّبِيُّ قُل لِّأَزْوَاجِكَ وَبَنَاتِكَ وَنِسَاءِ الْمُؤْمِنِينَ يُدْنِينَ عَلَيْهِنَّ مِن جَلَابِيبِهِنَّ

ذَٰلِكَ أَدْنَىٰ أَن يُعْرَفْنَ فَلَا يُؤْذَيْنَ وَكَانَ اللَّهُ غَفُوراً رَّحِيماً

અર્થ :હે નબી (સલ.) ! પોતાની પત્નીઓ તથા પોતાની પુત્રીઓ તથા મુસલમાનોની સ્ત્રીઓને ફરમાવી દો કે પોતાના (મુખ) ઉપર પોતાની ચાદરોને (માથાથી) સહેજ નીચી લટકાવે, એમાં જલદીથી ઓળખાઇ જશે તો તેણીઓને સતાવવામાં નહિ આવે અને અલ્લાહ મોટો બખ્શનાર (તથા) દયાળુ છે.

(સૂરએ અહ્ઝાબ : ૫૯)

ઉપરની આયતથી (૧) સ્ત્રી માટે પડદાનો હુકમ (૨) અને આખા શરીરને છુપાવનારો બુરખો – ચાદર વાપરવાનો હુકમ, બંને વાતો સાબિત થઈ રહી છે.

હઝરત ઉમ્મે સલમા (રદિ.)નું બયાન છે કે આ આયતના ઉતરવા પછી અન્સારની સ્ત્રીઓ કાળી ચાદરોમાં બહાર નિકળતી હતી.

(મુસન્નિફે અબ્દુર્રઝઝાક : ૨ / ૧૨૩)

હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે " અલ્લાહ અન્સારની સ્ત્રીઓ પર રહમ કરે આયત ઉતર્યા પછી તેઓ આ હુકમની ખુબ જ પાબંદી કરતી હતી અને મસ્જિદે નબવીમાં જયારે નમાઝ પઢવા માટે આવતી હતી તો કાળી ચાદરો ઓઢીને આવતી હતી. (દુર્રેમન્સુર : ૬ / ૬૬૦)

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે આ આયતમાં અલ્લાહ તઆલાએ બધી સ્ત્રીઓને હુકમ ફરમાવ્યો કે જયારે પણ કોઈ જરૂરતથી ઘરેથી બહાર નિકળો તો આખુ શરીર ઢાંકી લો માત્ર એક આંખ ખુલ્લી રાખો.

(દુર્રે મન્સુર )

ઈમામ મુહમ્મદ બિન સિરિન (રહ.)એ હઝરત ઉબૈદા બિન સુફિયાનથી પૂછયું કે આ કુર્આનના હુકમ પર અમલનો તરીકો શું છે ? તેમને જાતે ચાદર ઓઢીને બતાવી અને પોતાનું કપાળ, નાક અને એક આંખ છુપાવીને માત્ર એક આંખ ખુલ્લી રાખી. (અહકામુલ કુર્આન : ૩ / ૪૫૭)

કુર્આને કરીમમાં બીજી જગ્યાએ ફરમાવ્યું :

وَإِذَا سَأَلْتُمُوهُنَّ مَتَاعاً فَاسْأَلُوهُنَّ مِن وَرَاءِ حِجَابٍ ذَٰلِكُمْ أَطْهَرُ لِقُلُوبِكُمْ وَقُلُوبِهِنَّ

અર્થ :અને જ્યારે તમે (જરૂરત વખતે) નબીની પત્નીઓથી કોઈ વસ્તુ માંગો તો પડદાની બહારથી માંગી લો; એમાં (સદા માટે) તમારા દિલોની અને તેણીઓના દિલોની વિશેષ પવિત્રતા છે. (સૂ. અહઝાબ : ૫૩)

ઉકત આયતમાં સ્પષ્ટ છે કે સ્ત્રીઓ પુરુષોથી સંપૂર્ણ પડદો કરે. અપરિચિત પુરુષોથી પોતાનું સમગ્ર શરીર એવી રીતે છુપાવે કે તેની ઉપર પુરુષોની નજર ન પડે. આ પડદો પુરુષ અને સ્ત્રીના દિલને પવિત્ર રાખવા માટેનો એક મહત્વનો અમલ છે.

ઈમામ કુર્તુબી (રહ.) લખે છે :

આ આયતથી એ હકીકત સ્પષ્ટ થાય છે કે સ્ત્રીનું સમગ્ર શરીર સતર છે.

તેને છુપાવવું જરૂરી છે. ખૂબ જ જરૂરત વગર તેને જાહેર કરવું જાઈઝ– યોગ્ય નથી. આ હુકમ પુનિત પત્નીઓ માટે છે, પરંતુ બીજી સ્ત્રીઓ તેના માટે વધારે હકદાર છે. (જામિઅ અહકામુલ કુર્આન : ૧૪ /૨૨૭)

મિશ્ર જાહેર સભા, મિશ્ર તાલીમ, લોકશાહીમાં સ્ત્રી –પુરુષનો સ્વતંત્ર મેળાપ અને પરસ્પરના સંબંધો દિલને અપવિત્ર બનાવે છે.

કુર્આને કરીમ બધી સ્ત્રીઓને સંબોધે છે.

وَلَا تَبَرَّجْنَ تَبَرُّجَ الْجَاهِلِيَّةِ الْأُولَى

અર્થ : અને આગલા અજ્ઞાનતાના રિવાજ મુજબ (વગર પરદે બહાર) ફર્યા ન કરો. (સૂરએ અહઝાબ : ૩૩)

## પડદો હદીસની રોશનીમાં

હઝરત આયશા (રદિ.) ફરમાવે છે :

كان الركبان يمرون بنا ونحن مع رسول الله ﷺ محرماتٍ، فَإِذَا حَاذُوْا بِنَا

اَسْدَلَتْ اِحْدَانَا جِلْبَابَهَا منْ رَأْسِهَا عَلٰى وَجْهِهَا، فَإِذَا جَاوَزُنَا كَشَفْنَاهُ.

અર્થ : સવાર (મુસાફરો) અમારી પાસેથી પસાર થતા, અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે એહરામની હાલતમાં હતી, જયારે તેઓ અમારી પાસેથી પસાર થતા તો અમે પોતાની ચાદરો માથા તરફથી પોતાના ચહેરા ઉપર ઢાંકી દેતી અને જયારે તેઓ પસાર થઈ જતા તો મોઢું ખોલી દેતી.

(મુસ્નદે અહમદ : ૧૧ / ૨૧૫)

આ હદીસથી માલુમ થયું કે જયારે એહરામની સ્થિતિમાં છુટછાટ છતાં પડદાની આટલી પાબંદી જરૂરી છે તો બીજી હાલતોમાં આ પાબંદી કેટલી જરૂરી હશે ?

હઝરત ઉમ્મે સલમા (રદિ.)ના આઝાદ કરેલ ગુલામ હઝરત નિબ્હાનનું બયાન છે : ''ઉમ્મે સલમા (રદિ.) એ મારી આઝાદી માટે એક રકમ નકકી કરી પછી મારાથી પૂછયું કે નકકી કરેલી રકમ કેટલી બાકી છે ? મેં બતાવી તો હુકમ આપ્યો કે હું તે રકમ તેમના ભાઈ અથવા ભત્રીજાને આપી દઉ, પછી મારાથી

પડદો શરૂ કરી દીધો. મને તેની ઉપર રડવું આવી ગયું, મેં કહયું કે હું રકમ અદા નહીં કરુ અને તમારો ગુલામ રહીશ, તમે પડદો ન કરો, પરંતુ તેમને મને કસમ આપી અને કહયું બેટા! તમે રકમ અદા કરો અને આઝાદ થઈ જાઓ અને હવે તમે મને કયારેય ન જોઈ શકશો. આપ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે : જો કોઈ સ્ત્રી પાસે મુકાતબ–કરારબધ્ધ ગુલામ હોય અને તેની પાસે એટલી રકમ ચૂકવવાની શકિત હોય જેનાથી તે અઝાદ થઈ શકે તો સ્ત્રી તેનાથી પડદો કરે. (મુસ્નદે અહમદ : ૬ /૨૮૯)

આ હદીસથી પડદા વિશે ઈસ્લામી આયોજનની અગત્યતા અને બારીકાઈનો અંદાજો કરવામાં આવે છે.

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે ઉમ્મુલ મુઅમિનીન હઝરત સફિય્યા (રદિ.) સાથે આપ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ખૈબરના વિજય પછી નિકાહ કર્યો, કેટલાક લોકોને શંકા હતી કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ નિકાહ કર્યો છે અથવા બાંદી બનાવી છે. પછી તેમને પરસ્પર નકકી કર્યુ કે જોવામાં આવ્યું કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પડદો કરાવે છે, પછી બધાને વિશ્વાસ થઈ ગયો કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાની પત્ની બનાવી લીધા છે. (મુસ્લિમ શરીફ)

ઈફ્કની ઘટનામાં હઝરત આઈશા (રદિ.) બયાન કરે છે કે હઝરત સફવાન બિન મુઅત્તલ સુલેમી (રદિ.) સવારે તે સ્થળે પહોંચ્યા જયાં હું કાફલાથી છુટી પડી ગઈ હતી અને કાફલાની પાછા ફરવાની રાહ જોઈ રહી હતી. પડદાનો હુકમ આવતા પહેલાં તે મને જોઈ ચુકયા હતા, તેઓ મને જોતા જ ઓળખી ગયા અને જોરથી ઈન્ના લિલ્લાહી વઈન્ના ઈલયહિ રાજિઉન પઢયું, તે સાંભળતા જ હું ઊંઘમાંથી જાગી ગઈ અને જલ્દીથી મેં પોતાનો ચહેરો ચાદર વડે ઢાંકી દીધો. (બુખારી શરીફ)

આ હદીસથી માલુમ થયું કે પડદા વિશે ચહેરા સહિત સમગ્ર શરીરને ઢાંકવાનો હુકમ છે. પડદા વિશે સહાબા અને સહાબિય્યાતની એટલી પાબંદી હતી કે એક વખતે હઝરત આયશા(રદિ.)ના દુધશરીક કાકા '' અફલહ''

મુલાકાત માટે આવ્યા, હઝરત આઈશા (રદિ.) એ પડદો કર્યો અને તેમનાથી મુલાકાત કરવાનો ઈન્કાર કર્યો, પછી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને હકીકત બયાન કરી તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ મસ્અલો બતાવ્યો કે તેઓ તમારા દુધ શરીક કાકા છે; તમે એમનાથી મુલાકાત કરી શકો છો. (મુસ્લિમ શરીફ)

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદિ.) રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી નકલ કરે છે :

الـمَرْأَةُ عَوْرَةٌ فَإِذَا خَرَجَتْ اِسْتَشْرَفَهَا الشَّيْطَانُ.

અર્થ : સ્ત્રી પડદામાં રાખવાની વસ્તુ છે. જયારે તે બહાર નીકળે છે તો શયતાન તેની પાછળ લાગી જાય છે. (ફૈઝે કદીર : ૬ /૨૬૬)

હઝરત આયશા (રદિ.) વર્ણવે છે કે સ્ત્રીઓ ફજરની નમાઝમાં મસ્જિદે નબવીમાં જતી હતી તે ચાદરોમાં વિટાયેલી હતી, નમાઝ પછી મસ્જિદથી નીકળીને ઘરે પરત ફરતી હતી અને કોઈ તેમને ઓળખી શકતું ન હતું. (બુખારી શરીફ)

આ હદીસથી માલુમ થયું કે સ્ત્રીઓ ચહેરા સાથે આખા શરીરને ચાદરથી ઢાંકતી હતી, એટલા માટે એમને ઓળખવી મુશ્કેલ હતી જો તેમના ચહેરા ઢાંકેલા ન રહે તો જરૂર તે ઓળખાઈ જતી.

રિવાયતોમાં એ પણ આવે છે કે એક અંધ સહાબી હઝરત ઉમ્મે મકતુમ (રદિ.) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં આવ્યા, હઝરત ઉમ્મે સલમા (રદિ.) અને હઝરત મયમુના (રદિ.) ત્યાં હાજર હતા, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તે બંનેથી ફરમાવ્યું કે તેમનાથી પડદો કરો, તે બોલ્યા કે એ તો અંધ છે, આપ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે તમે તો અંધ નથી. (મુસ્નદે અહમદ : ૬/૨૯૬)

જયારે અંધથી પડદો કરવાનો હુકમ સ્ત્રીઓને કરવામાં આવ્યો તો દ્રષ્ટિવાળા પુરુષોથી પડદો કરવાનો હુકમ કેટલો અગત્યનો હશે, તેનો અંદાજો કરી શકાય છે.

હઝરત ઈબ્ને ઉમર (રદિ.) આપ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) થી રિવાયત કરે છે કે જે વ્યકિત ગર્વ – ઘમંડ માટે પોતાના કપડા નીચે લટકાવે (લુંગી કે પાયજામો ઢીંચણથી નીચે લટકાવે) કયામતના દિવસે અલ્લાહ તઆલા તેની તરફ રહમતની નજર નહીં કરે. પૂછવામાં આવ્યું કે સ્ત્રીઓ માટે પણ શું આ જ હુકમ છે ? ફરમાવ્યું કે તેણીઓ પોતાનું કપડું લટકાવે જેથી તેમના પગ ઢંકાય જાય. (મુસ્નદે અહમદ : ૧૭ /૨૯૫)

આ હદીસથી માલુમ થયું કે સ્ત્રીઓ માટે પગ પણ સતરમાં છે, જયારે પગની આ હાલત છે તો ચહેરાને છુપાવવું કેટલું જરૂરી હશે.

હઝરત મુગયરહ બિન શોઅબા (રદિ.) બયાન કરે છે : " હું હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ની ખિદમતમાં હાજર થયો અને એક સ્ત્રીનું વર્ણન કર્યુ જેને હું નિકાહનો સંદેશો મોકલવા માંગતો હતો, આપ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું : જાઓ પહેલા તેણીને જોઈ લો, એ વધારે યોગ્ય છે; જેથી મુહબ્બતમાં વધારો થાય. તેથી હું તે સ્ત્રીના ઘરે ગયો; નિકાહનો સંદેશો આપ્યો અને તેણીના માતા – પિતાથી આપ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની તાકીદ બતાવી, માતા –પિતાએ જાણે તે કાર્યને (મારુ તેણીને જોવાને) અપ્રિય સમજયું, તે સ્ત્રી અંદર સાંભળી રહી હતી, તે અંદરથી બોલી, જો હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો હુકમ હોય તો જોઈ શકો છો નહિંતર હું તમને કસમ આપું છું..... જાણે તેણી પણ આ કાર્યને ખૂબ જ બોજ સમજતી હતી, પરંતુ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના હુકમથી તૈયાર થઈ ગઈ. મેં તેણીને જોઈ અને પછી તેણીથી નિકાહ કરી લીધો.

(ઈબ્ને માજહ)

આ હદીસમાં સહાબા (રદિ.)ના સમાજની ઝલક જોવા મળે છે, જે બિલ્કુલ પવિત્ર અને ભલાઈનો સમાજ હતો. પુરુષ સ્ત્રીને જોવામાં શરમ અનુભવી રહયો છે. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ના હુકમથી જાય છે, છોકરીના માતા – પિતા અણગમો વ્યકત કરી રહયા છે, છોકરી કસમ આપે છે, પછી પયગમ્બર (સલ.)ના હુકમને કારણે પુરુષ સ્ત્રીને જુએ છે.

પડદો તેમને ત્યાં આજની જેમ રિવાજી અને આકર્ષક ન હતો, બલ્કે તે સ્ત્રીને માથાથી પગ સુધી છુપાવીને રાખતો હતો. તેમની પવિત્રતા, શરમ અને પડદો બધુ અજોડ હતું.

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) બયાન કરે છેઃ અમે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સાથે એક મડદાને દફન કરવા કબ્રસ્તાન ગયા, વાપસી પર તે મડદાના ઘર આગળથી પસાર થયા. ઘરના દરવાજા પર આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ એક સ્ત્રીને પડદામાં જોયા, તેમને ઓળખી ન શકયા પછી ખબર પડી કે ફાતિમા (રદિ.) છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ તેમનાથી પૂછયું કે ફાતિમા ! તુ અહીંયા કેમ ? હઝરત ફાતિમા (રદિ.)એ અરજ કરી કે હું મડદાના ઘરવાળાઓની તાઝિયત માટે આવી છું. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ પૂછયું : શું તું પણ કબ્રસ્તાન ગઈ હતી ? હઝરત ફાતિમા (રદિ.) એ ફરમાવ્યું ના ! સ્ત્રીઓને કબ્રસ્તાન જવાની આપ(સલ.)એ મનાઈ કરી છે, તો હું કઈ રીતે જાઉ ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું : જો તમે કબ્રસ્તાન જતા તો તેની સજા રૂપે જન્નતથી વંચિત રહેતી, તમે જન્નત ન જોઈ શકતી, જયાં સુધી કે તમારા બાપના દાદા જન્નત ન જોઈ લેતા. (ઈશારો અબ્દુલ મુત્તલિબ તરફ છે કે જેવી રીતે તેઓ જન્નતનો દિદાર–દર્શન નહીં કરી શકશે, તમે પણ ન કરી શકતી) (મુસ્નદે અહમદ : ૨ / ૧૬૮)

ઉપરની હદીસથી હઝરત ફાતિમા (રદિ.) નો પડદો અને આખા શરીરને ઢાંકવાનો અંદાજ સામે આવે છે. તેમના સંપૂર્ણ પડદાને કારણે જાતે તેમના પિતા હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતાની પુત્રીને ન ઓળખી શકયા.

હઝરત સફિય્યા બિન્તે શયબા કહે છે કે,

અમે હઝરત આઈશા (રદિ.)ની ખિદમતમાં હાજર હતા, કુરૈશની સ્ત્રીઓ અને તેમના શ્રેષ્ઠ કારનામાઓનું વર્ણન થવા લાગ્યું, હઝરત આઈશા

(રદિ.)એ ફરમાવ્યું : બેશક કુરૈશની સ્ત્રીઓને ફઝીલત હાસિલ છે પરંતુ ખુદાની કસમ મેં અન્સારની સ્ત્રીઓથી વધારે ઉત્તમ અને કુર્આનની આયતોને સ્વીકારનાર અને અલ્લાહના હુકમોનું પાલન કરવામાં તેમનાથી ચઢિયાતા કોઈ જોવા ન મળ્યા. સૂરએ નૂરમાં જયારે આ આયત ઉતરી وَلْيَضْرِبْنَ بِخُمُرِهِنَّ عَلٰى جُيُوْبِهِنَّ (સ્ત્રીઓ પોતાની છાતીઓ પર પોતાની ઓઢણીઓ નાખેલી રાખે) આ આયત સ્ત્રીઓએ પોતાના પુરુષોથી જેવી સાંભળી, દરેક સ્ત્રીએ આ હુકમમાં એવી પહેલ કરી કે થોડી જ ઘડીમાં દરેક સ્ત્રીએ ઘુંઘટ નાંખી દીધો અને મસ્જિદમાં કાળી ચાદરોમાં માથાથી પગ સુધી ઓઢીને આવતી હતી.

(દુર્રે મન્સુર : ૬ /૧૮૧)

પડદાનો હુકમ આવ્યા પછી કોઈ સહાબી સ્ત્રીએ એક ઘડી મોડુ કર્યા વગર તેનો અમલ શરૂ કરી દીધો અને કોઈ દલીલ વગર પોતાને શરઈ પરદાની પાબંદ બનાવી લીધી.

## પડદાની શરતો

પડદાની શરતોમાં એ છે કે તે સંપૂર્ણ હોય, વિશાળ (પહોળો) હોય, તંગ–ચુશ્ત ન હોય અને બારીક ન હોય તેની સાથે તે આકર્ષક ન હોય અને તેનો હેતુ પડદો હોય ન કે દેખાવવા માટે, સ્ત્રી જયારે પડદામાં નીકળે તો ખુશ્બુ–સુગંધ લગાવેલી ન હોય એવી રીતે પડદો પરધર્મી સ્ત્રી જેવો ન હોય, આધુનિક નકાબ સામાન્ય રીતે શરઈ પડદાનો હેતુ પૂર્ણ કરતો નથી, તે ખરેખર ઈરાની સંસ્કૃતિની ભેટ છે, નકાબથી પડદાનો હેતુ ત્યારે પૂર્ણ થશે જયારે તે ઉપર વર્ણવેલ શરતો પૂરી કરે.

## અઝાદીનો ધોકો

એક લાંબી મુદતથી સ્ત્રી સ્વતંત્રતાના નામે એક ચળવળ ચલાવવામાં આવી રહી છે અને તેની આગેવાની ઈસ્લામ વિરોધી સમુદાયો પોત પોતાની રીતે કરે છે. અખ્લાક–સદાચારને નષ્ટ કરવા અને સ્ત્રીઓને આધુનિક વિચાર, સ્વતંત્રતા અને સમાનતાના શબ્દો આપીને તેમની પવિત્રતા અને ઈજ્જત

લુટવાનું કામ ચાલી રહયું છે.

નગ્નતા, નિર્લજ્જતા અને બેપર્દગીને કારણે જે પુર સ્ત્રી સ્વતંત્રતા, પશ્ચિમ સંસ્કૃતિ, ટી.વી. અને મિડીયા દ્વારા મુસ્લિમ સમાજમાં આવ્યું છે, તેને બદકારી, નિર્લજ્જતા, આવારા જીવન, સ્ત્રી – પુરુષનો સ્વતંત્ર રીતે મેળાપ અને કુકર્મોની ઊંડી ખાયમાં ધકેલવામાં કોઈ ઉણપ બાકી રાખી નથી.

ઈસ્લામના પવિત્ર અને પાક સિધ્ધાંતોને તેમજ પડદાને બંધન, કેદખાનું અને સ્ત્રીઓથી ફાયદો ઉઠાવવો વગેરેનું નામ આપવામાં આવે છે. આના દ્વારા માનવ સમાજમાં જે પડતી આવી છે તે હદ ઓળંગી ગઈ છે. હઝરત મવલાના મુહમ્મદ તકી ઉસ્માની સાહેબના મતે :

" પુરુષ અને સ્ત્રીના નિઃસંકોચ મેળાપથી સમાજમાં અસભ્યતા, દુરાચારી અને આવરગીના જે માર્ગો ખુલ્યા છે તે કોઈ સમજદાર વ્યકિતથી છુપાયેલ નથી. લગ્ન વ્યવસ્થા તુટી ગઈ છે. વંશવેલાનો કોઈ ખ્યાલ બાકી રહયો નથી. પવિત્રતા અને ઈજ્જત એક ઈતિહાસ બની ગઈ છે. તલાક– છૂટાછેડાને કારણે અસંખ્ય ઘરો બરબાદ થઈ ગયા છે. કામવાસના નશાને લીધે વૈચારિક સરહદો ઓળંગી ગયા છીએ અને નિર્લજ્જતાએ માનવીની કિમતને બે કિમત બનાવી દીધી છે.

(ઈસ્લાહે મુઆશરહઃમવલાના મુહમ્મદ તકી ઉસ્માની : ૧૦૭)

## છુટકારાનો માર્ગ

આ ખતરનાક અને નિર્લજ્જ માહોલમાં મુસ્લિમ સમાજ માટે છુટકારાનો માર્ગ માત્ર અને માત્ર ઈસ્લામી વ્યવસ્થા પવિત્રતા,ચારિત્ર્યની શુદ્ધતા અને પડદો જ છે. મુસ્લિમ સ્ત્રીઓ માટે પડદો જ પવિત્રતાની ગેરન્ટી આપે છે અને બધા સામાજિક અને ચારિત્ર્યના પ્રશ્નોનો હલ આ જ વ્યવસ્થામાં છે.

# બેપર્દગીની લાનત–ફિટકાર

## તબર્રુજ (બનાવ – શણગાર)

કુર્આન અને હદીસમાં "તબર્રુજ" ની વ્યાખ્યા બયાન કરી છે અને તેને ઈસ્લામી સમાજ માટે ખતરનાક ગણાવી છે.મુસ્લિમ સ્ત્રીઓને કુર્આને કરીમે ખૂબ જ તાકીદ અને સખ્તીથી " તબર્રુજ"ની મનાઈ કરી છે.

તબર્રુજની હકીકત એ છે કે સ્ત્રી પરપુરુષ સામે પોતાની શ્રેષ્ઠતા અને શણગાર જાહેર કરે, નાઝ – અંદાજ(નખરા)થી ચાલે અને બીજાને આકર્ષે, પોતાના પોશાકથી બીજાને આમંત્રે અને શરઈ પડદાની બિલ્કુલ પરવા ન કરે.

## પડદાના સિદ્ધાંતો

શરીઅતે પડદાનો તાકીદી હુકમ આપ્યો છે. અને તે આગ્રહ કર્યો કે : (૧) સ્ત્રી પોતાનું આખું શરીર પડદામાં રાખે (૨) નકાબનો હેતુ પ્રદર્શન નહીં પરંતુ પડદો હોય.(૩) તંગ ન હોય પરંતુ વિશાળ હોય (૪) નકાબ બારીક ન હોય જેનાથી શરીર નજર આવે પરંતુ જાડો હોય (૫) ખુશ્બુ લગાડેલી ન હોય (૬)પુરુષો જેવો પોશાક ન હોય.(૭) ગેર મુસ્લિમ સ્ત્રીઓ જેવો પોશાક ન હોય (૮) પોશાકનો હેતુ શણગાર ન હોય.

જે સ્ત્રીઓ આ શરતો અથવા કોઈ શરતનું ધ્યાન ન રાખે બલ્કે વિરોધ કરે તે આ તબર્રુજમાં દાખલ છે, જેનાથી સખતી સહિત રોકવામાં આવી છે. આ હાલત ખૂબ જ અફસોસજનક છે કે આજે મુસ્લિમ સ્ત્રીઓમાં બેપર્દગીની લાનત–ફિટકાર ફેશન બની ગઈ છે.

## આધુનિક તબર્રુજ (બનાવ – શણગાર)

જાહિલિયતના યુગમાં તબર્રુજના જે સ્વરૂપો હતા તેમાં સ્ત્રીઓનું પડદા વગર અને નાઝ – નખરાં સહિત ચાલવું તેમજ દુપટ્ટાને બરાબર ન મુકવો હતું, પરંતુ આધુનિક યુગમાં બેપર્દગી અને નિર્લજ્જતાના જે નવા સ્વરૂપો સામે આવે છે તેનું જાહિલીય્યના સમયમાં કોઈ ઉદાહરણ નથી મળતું.

સય્યિદ કુતુબે શહીદ (રહ.) એ લખ્યું છે :

" આપણે જે યુગમાં જીવન ગુજારી રહયા છીએ તે ખૂબ જ અપવિત્ર, ગંદો, હેવાની અને અજ્ઞાની છે, જેમાં માનવીની બધી કદર અને તેના પવિત્ર ગુણો બે–બુનિયાદ બની ગયા છે. હકીકત એ છે કે જે સમાજ એવું જીવન જીવે છે તે દરેક પ્રકારની બરકતો અને રહમતોથી દૂર રહે છે. સમાજની પવિત્રતાની ગેરન્ટી તે કાર્યો અપનાવવામાં છે, જેની તાલીમ કિતાબ અને સુન્નતમાં મળે છે.

(ફી ઝિલાલિલ કુર્આન : ૫/૨૮૬૧)

મુસ્લિમ સમાજનો સર્વે કરવામાં આવે તો ૮૦ ટકા સ્ત્રીઓ બેપર્દગી અને તબર્રુજની લાનત–ફિટકારની શિકાર છે. અને તમાશો એ છે કે તેને ગુનોહ અને નિર્લજ્જતા પણ સમજવામાં આવતી નથી. પછી જે સ્ત્રીઓ નકાબ (પર્દા)માં રહે છે તેમાં ૯૦ ટકા સ્ત્રીઓનો હેતુ સૌંદર્ય બતાવવાનો છે.

## તબર્રુજ(બનાવ – શણગાર)ની મનાઈ કુર્આનમાં

પવિત્ર પત્નીઓને પ્રત્યક્ષ રીતે અને બધી સ્ત્રીઓને પરોક્ષ રીતે હુકમ આપવામાં આવ્યો છે.

وَلَا تَبَرَّجْنَ تَبَرُّجَ الْجَاهِلِيَّةِ الْأُولٰى

અર્થ : આગલી અજ્ઞાનતાના રિવાજ મુજબ (વગર પડદે બહાર) ફર્યા ન કરો.

જયારે પવિત્ર પત્નીઓને (જે પવિત્રતા અને પડદાની પાબંદી ઉત્તમ નમુનારૂપ હતી) આ હુકમ છે તો બીજી સ્ત્રીઓને આ હુકમ વધુ લાગુ પડશે અને તેમના માટે આ હુકમની પાબંદી વધારે લેખાશે. કુર્આનમાં એ પણ સ્પષ્ટતા કરવામાં આવી કે તબર્રુજની મનાઈનો હુકમ બેબુનિયાદ નથી, બલ્કે તેનો હેતુ لِيُذْهِبَنَّ عَنكُمُ الرِّجْسَ બધી ગંદકીઓ અને અપવિત્રતાઓથી સમાજને પવિત્ર કરવાનો છે.

કુર્આને પાકમાં સૂરએ નુરમાં પડદાના બયાનમાં ફરમાવ્યું કે વૃદ્ધ સ્ત્રીઓ કે જે એ ઉમરે પહોંચી ગઈ છે કે ન તેમનાથી આકર્ષણ થઈ શકે છે અને ન

તેમના બેપડદા રહેવાથી ફિત્ના–ઉપદ્રવનો ભય છે એવી રીતે તેમને જોઈને પુરુષમાં કામવાસના ન ઉત્પન્ન થતી હોય અને જાતે તેમની મનેચ્છા પણ નષ્ટ પામી હોય, તેમને નામહરમ પાસે એ હાલતમાં આવવાની પરવાનગી છે કે તેમના શરીર ઉપર ચાદર વગેરે ન હોય, આ વૃદ્ધ સ્ત્રીઓ માટે શરીઅત તરફથી સહુલત છે, પરંતુ સાથે કુર્આનમાં غَيْـرَمُتَبَرِّجَاتٍ بِزِيْنَةٍ શર્ત એ છે કે વૃદ્ધ સ્ત્રીઓ સૌંદર્ય કરતી ન હોય ની પાબંદી લગાવી દીધી અને સ્પષ્ટ કરી દીધુ કે તબર્રુજ (પુરુષો માટે પોતાનો બનાવ શણગાર) વૃદ્ધ સ્ત્રીઓ માટે પણ હરામ છે. ઉપરોકત સહુલત અને પરવાનગી માત્ર તે વૃદ્ધ સ્ત્રીઓ માટે છે જેમાં બનાવ, શણગારનો શોખ ન હોય, જયારે વૃદ્ધ સ્ત્રીઓને તબર્રુજથી આટલી ભારપુર્વક રોકવામાં આવે છે તો યુવાન સ્ત્રીઓને તબર્રુજથી બચવું અને શરીરને ઢાંકવું કેટલું જરૂરી છે, તે વિચારી શકો છો.

## તબર્રુજની મનાઈ હદીસમાં

(૧) હઝરત ફુઝાલહ બિન ઉબૈદ (રદિ.) રસૂલે અકરમ (સલ.)થી રિવાયત કરે છે કે ત્રણ વ્યકિતઓ અલ્લાહની રહમતથી દુર છે અને કયામતના દિવસે કેવી હાલત થશે એ ન પુછો, તેમાંથી એક તે સ્ત્રી છે જેનો પતિ તેની પાસે ન હોય, તેની જરૂરત માટે પુરતી રકમ છોડી ગયો હોય, પછી તેની પાછળ તે સ્ત્રી તબર્રુજ(બનાવ શણગાર) કરે. (મુસ્નદે અહમદ : ૭ / ૧૯)

(૨) હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસ (રદિ.)થી રિવાયત છે કે હઝરત ઉમૈમહ બિન્તે રકીકહ(રદિ.) રસૂલે અકરમ (સલ.)ની ખિદમતમાં આવ્યા, આપ(સલ.)એ તેમને શિર્ક ન કરવું, ચોરી ન કરવી, ઝિના ન કરો, બાળ હત્યા ન કરો અને આક્ષેપ લગાવવાથી બચવા પર બયઅત–શપથ લેવા સાથે જ એ ફરમાવ્યું :

وَلَا تَبَرَّجْنَ تَبَرُّجَ الْجَاهِلِيَّةِ الْأُولٰى

અર્થ : જાહિલિય્યતની જેમ બનાવ શણગાર ન કરો.

(મુસ્નદે અહમદ : ૨ / ૧૯૬)

## તબર્રુજ(બનાવ - શણગાર)ના નુકસાનો

તબર્રુજ(બનાવ શણગાર)ના અનેક નુકસાનો છે

(૧)સૌ પ્રથમ આ મોટો ગુનોહ અને અલ્લાહની ખુલ્લી નાફરમાની–અનાદર છે. એક હદીસમાં રસૂલે અકરમ (સલ.)નો ઈરશાદ છે કે તે સ્ત્રીઓ ન તો જન્નતમાં દાખલ થઈ શકશે અને ન તેની ખુશબુ સુંઘી શકશે, બલ્કે જહન્નમનું ઈંધણ બનશે જે નગ્નતા અને બેપર્દગી અપનાવે, પુરુષોને પોતાની તરફ આકર્ષે અને જાતે પુરુષ તરફ આકર્ષાય
(મુસ્લિમ શરીફ)

(૨) આ કુર્આની હુકમ વિરૂદ્ધ છે.

(૩) આ કાર્ય પર અલ્લાહની લાનત–ફિટકાર ઉતરે છે અને રહમતથી દૂરી થાય છે. હદીસ શરીફમાં એવી સ્ત્રીઓ વિશે હુકમ છે وَلَا تَبَرَّجْنَ تَبَرُّجَ الْجَاهِلِيَّةِ الْأُولَىٰ તેમની ઉપર લાનત મોકલો, એવી સ્ત્રીઓ મલ્ઉન–ધિક્કાર પાત્ર છે. (ઈબ્ને હિબ્બાન)

(૪) બનાવ – શણગાર શયતાનનું અનુકરણ છે. તેની દાવત અને ખુશી તેની નિર્લજ્જતા અને બેપર્દગીમાં છે.

(૫)બનાવ–શણગારથી સામાજિક જીવન વ્યવસ્થા નષ્ટ પામે છે, તેનાથી કામવાસના ભડકે છે, નિર્લજ્જિત સ્ત્રીઓ યુવાનોનું ધ્યાન કેન્દ્રિત કરે છે.

(૬) આ યહુદી અને નસારાનો તરીકો છે જે મુસલમાનોમાં પણ ફેલાય ગયો છે અને તેનાથી નબવી ભવિષ્યવાણી સત્ય પુરવાર થઈ છે કે હે મુસલમાનો ! તમે જરૂર એવી પહેલી કોમોનું સંપૂર્ણ અનુકરણ કરશો અને એ વસ્તુ તમને ગુમરાહ કરી દેશે. (બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)

(૭) લગ્ન જીવન અને કૌટુંબિક જીવનને તબાહ કરનાર સૌથી મોટુ કારણ આ જ બનાવ – શણગાર છે. નિર્લજ્જ અને બે પરદા સ્ત્રીનો ફિતનો પુરુષને ઘેરી લે છે, પરિણામે તેને ન તેની પત્ની યાદ આવે છે અને ન પોતાના કુટુંબની પરવા અને આ રીતે કુટુંબ વિખેરાઈ જાય છે.

(૮) આ કૃત્યથી કયામતમાં પછતાવા સિવાય કંઈ હાથ લાગશે નહીં. હદીસ શરીફમાં છે કે જે સ્ત્રી પોતાના પતિના મૃત્યુ પછી આઝાદ અને બેકાબુ બની જાય અને તબર્રુજ, બનાવ – શણગાર પર ઉતરી આવે, તો તેનો કયામતના દિવસે કેવો હાલ થશે એ ન પુછો. (મુસ્નદે અહમદ)

આ સિવાય બનાવ – શણગાર સ્ત્રીની ફજેતી છે તેનાથી તેની કદર નષ્ટ થઈ જાય છે, એવી રીતે આ કૃત્ય પોતાના પતિ અને કુટુંબ સાથે ખયાનત– વિશ્વાસઘાત છે અને તેનાથી ઝિના અને દુરાચારીના માર્ગો મોકળા થાય છે. એટલા માટે શરીઅત જે સંપૂર્ણ ફિતરત છે. તબર્રુજ અને બેપર્દગી પર સંપૂર્ણ રોકઠામ કરે છે અને એ બધા માર્ગો પર પાબંદી લગાવી દીધી જે બેપર્દગી અને નિર્લજ્જતાના દ્વાર ખોલે છે.






# ઈસ્લામમાં નિકાહનો

# હેતુ, ફાયદા, મસ્લિહત અને પ્રેરણા

## ઈસ્લામમાં નિકાહનો હેતુ

ઈસ્લામ એક ફિતરી–પ્રાકૃતિક ધર્મ છે અને તેની સૌથી મોટી વિશેષતા મધ્યમમાર્ગ છે જે તેની દરેક તાલીમ અને હુકમમાં નજરે પડે છે. અલ્લાહ તઆલાનો ઈરશાદ છે.

وَمِنْ آيَاتِهِ اَنْ خَلَقَ لَكُمْ مِنْ اَنْفُسِكُمْ اَزْوَاجًا لِتَسْكُنُوآ اِلَيْهَاوَ جَعَلَ بَيْنَكُمْ مَوَدَّةً وَّرَحْمَةً.

અર્થ: અને તેની નિશાનીઓ પૈકી આ પણ છે કે તેણે તમારા માટે તમારી જાતથી જ સ્ત્રીઓ બનાવી કે જેથી તમે તેણીઓ પાસે શાંતિ મેળવો અને તમારા બન્ને વચ્ચે પ્રેમ અને લાગણી ઉત્પન્ન કરી. (સૂ.રૂમ : ૨૧)

મુફસ્સિરો (વિવેચકો)ના કથન પ્રમાણે પ્રેમનો સંબંધ યુવાની સાથે છે અને રહમતનો સંબંધ વૃદ્ધાવસ્થા સાથે છે, યુવાવસ્થામાં પુરુષ–સ્ત્રી પ્રેમના માર્ગે ચાલે છે અને વૃદ્ધાવસ્થામાં આ મુહબ્બત રહમતમાં ફેરવાય જાય છે અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ના મતે આયતમાં પ્રેમનો અર્થ જાઈઝ રીતે જાતીય સંબંધોની પૂર્તિ અને રહમતથી સંતાનો તરફ ઈશારો છે.(તફસિરે કુર્તુબી : ૧૪૧૭) આ જ વિવરણ હઝરત હસન બસરી (રહ.)થી નકલ કરેલ છે. (તફસીરે અબીસ્સઉદ : ૪ / ૩૫૭)

તેમાં કોઈ શંકા નથી કે માનવીના જીવનમાં શાંતિ સૌથી મોટી નેઅમત છે અને આ નેઅમત નિકાહ વગર પ્રાપ્ત થતી નથી. અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે.

هُوَالَّذِىْ خَلَقَكُمْ مِنْ نَفْسٍ واحِدَةٍ وَخَلَقَ مِنْهَا زَوْجَهَا لِيَسْكُنَ اِلَيْهَا.

વિચાર કરવામાં આવે તો નિકાહ માટે શાંતિથી વધુ કોઈ શબ્દ યોગ્ય નથી, તેમાં દરેક પ્રકારની શાંતિ આવી ગઈ અને એને સુરએ ફુરકાનમાં "કુર્રતુલ અઅ્યુન" (આંખોની ઠંડક) સાથે સરખાવયો છે, ઈમાનવાળાઓના

ગુણોમાં તેમની એક એ દુઆ પણ છે,

رَبَّنَاهَبْ لَنَا مِنْ اَزْوَاجِنَا وَذُرِّيَّاتِنَا قُرَّةَ اَعْيُنٍ

અર્થ : હે અમારા પરવરદિગાર ! અમને અમારી પત્નીઓ અને સંતાનોથી આંખોની ઠંડક અર્પણ કર. (અલ ફુરકાન:૭૪)

તેને હદીસે પાકમાં لَمْ يُرَلِلْمُتَحَابِّيْنِ مِثْلُ النِّكَاحِ (બે મુહબ્બત કરનારાઓ માટે નિકાહથી શ્રેષ્ઠ અન્ય કોઈ વસ્તુ જોઈ નથી.) (ઈબ્ને માજહ)

ઈસ્લામમાં નિકાહ માનવીની મનેચ્છાને બેલગામ અને અને બેકાબુ થવાથી રોકે છે અને અનેક બુરાઈઓથી રોકે છે. તેનો હેતુ એ છે કે (૧) પુરુષ અને સ્ત્રીના સંસ્કારની સુરક્ષા (૨) માનવવંશમાં વધારો થાય (૩) શાંતિ અને મુહબ્બત પેદા થાય (૪) ધાર્મિક અને સામાજિક મસ્લિહતો–પરામર્શનું ધ્યાન રાખવામાં આવે. એટલા માટે ઈસ્લામ પોતાના માનનારાઓને નિકાહની તાકીદ અને પ્રેરણા આપે છે.

## નિકાહની તાકીદ અને પ્રેરણા

કુર્આને કરીમમાં અલ્લાહ તઆલા ફરમાવે છે.

فَانْكِحُوامَاطَابَ لَكُمْ مِنَ النِّسَاءِ

અર્થ : જો ઔરતો તમને પસંદ આવે(તો) તમે એમની સાથે નિકાહ કરી લો.(સૂ.નિસાઅ : ૩)

હઝરત ઈમામ બુખારી (રહ.)એ ''નિકાહની તરગીબના વર્ણન''માં એક અલગથી પ્રકરણ બાંધ્યું છે અને તેની અંદર ઉપરની આયતને દલીલ રૂપે લાવ્યા છે. હાફિઝ ઈબ્ને હજર (રહ.)ના કથન પ્રમાણે فانكحو (નિકાહ કરો) આજ્ઞારૂપે છે. તેનાથી નિકાહની તરગીબ સાબિત થાય છે.

(ફત્હુલ બારી : ૯ / ૧૦૪)

હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિ.) રસૂલે અકરમ (સલ.)થી રિવાયત કરે છે:

يَامَعْشَرَالشَّبَابِ مَنِ اسْتَطَاعَ مِنْكُمُ البَاءَةَ فَلْيَتَزَوَّجُ فَاِنَّهُ اَغَضُّ لِلْبَصَرِوَاَحْصَنُ

لِلْفَرَجِ وَمَنْ لَمْ يَسْتَطِعْ فَعَلَيْهِ بِالصَّوْمِ، فَإِنَّهُ لَهُ وِجَاءٌ

**અર્થ : એ યુવાનો ! તમારામાંથી જે નિકાહની શકિત ધરાવતો હોય, તે જરૂર નિકાહ કરી લે. કારણ કે તેનાથી નિગાહમાં સાવચેતી આવે છે અને ગુપ્તાંગોની હિફાઝત થાય છે અને જે પત્નીનો હક અદા કરવાની શકિત ન ધરાવતો હોય તે રોઝા રાખે કારણ કે રોઝા કામવાસનાને દબાવે છે,**

ઉમ્મતના બધા ઉલમા અને ફુકહા કામવાસનાના આધિપત્યમાં અને ઝિના થવાના ભયને કારણે નિકાહને જરૂરી ગણે છે, જો આ આધિપત્ય અને ભય ન હોય અને સામાન્ય હાલત હોય તો ફુકહાના વિવિધ કથનો છે.

ઈમામ ઈબ્ને હઝ્મ જાહિરી, અબૂ દાઉદ જાહિરી વગેરે સામાન્ય હાલતમાં પણ નિકાહ ફર્ઝ અને જરૂરી ગણે છે અને દલીલ એ કરે છે કે ઝિનાથી બચવું ફર્ઝ અને આ બચાવ નિકાહ વગર થઈ શકતો નથી. અન્ય ઉલમા સામાન્ય હાલતમાં નિકાહને સુન્નત – મુસ્તહબ અથવા પ્રિય ગણે છે.

હનફી મસ્લક–પંથ પ્રમાણે તેનું વિવરણ નીચે મુજબ છે.

(૧) પતિ શારીરિક અને આર્થિક દ્રષ્ટિએ પત્નીના હક્કો અદા કરવાની શકિત ધરાવતો હોય, મહર અને ભરણપોષણ આપી શકતો હોય અને નિકાહ ન કરવાની હાલતમાં ઝિનામાં ફસાય જવાનો ભય હોય તો તેની ઉપર નિકાહ ફર્ઝ છે.

(૨)હક્કોની અદાયગી પર શકિત ધરાવતો હોય અને નિકાહ વગર ઝિનામાં ફસાય જવાનો ભય ન હોય,બલ્કે ખતરો હોય અને તેની કામવાસના ભડકી ઉઠતી હોય તો તેની ઉપર નિકાહ વાજિબ છે.

(૩)પત્નીના હક્કો અદા કરી શકતો હોય અને તેની સ્થિતિ સામાન્ય હોય, ન તો કામવાસના ભડકી ઉઠે અને અસભ્ય ન બને તો તેના માટે નિકાહ સુન્નતે મુઅક્કદહ (તાકીદ) છે. પવિત્રતાની સુરક્ષા અને અવલાદની પ્રાપ્તિની નિય્યતથી નિકાહમાં સવાબ મળશે અને નિકાહ ન કરવાની હાલતમાં સુન્નત છોડવાનો ગુનોહ થશે.

(૪) જે પુરુષને ખતરો હોય કે નિકાહ કરવાથી તે પત્નીના હક્કોની

અદાયગીમાં બેદરકારી રાખશે તો એવો નિકાહ મકરૂહે તહરીમી છે.

(૫) જો પુરુષને કોઈ કારણે નિકાહની હાલતમાં સ્ત્રી પર અત્યાચાર અને તેની સાથે અન્યાય થવાનો યકીન હોય તો તેને માટે નિકાહ નાજાઈઝ અને હરામ છે.

(૬) જો પુરુષને નિકાહ ન કરવાની હાલતમાં ઝિનામાં ફસાવવાનો અને નિકાહ કરવાની હાલતમાં સ્ત્રી પર અત્યાચાર અને તેના અધિકારોની પાયમાલીનું યકીન હોય તો પ્રચલિત કથન પ્રમાણે તેના માટે નિકાહ હરામ છે.(અલ ફિકહુલ ઈસ્લામી વ અદિલ્લતુહૂ / વહિબતુલ ઝુહયલી : ૭ / ૩૨ – દુર્રે મુખ્તાર મઅ શ્શામી : ૩ / ૬,૭)

## નિકાહ નબીઓ અને રસૂલોની સુન્નત

ઈસ્લામે નિકાહની તાકીદ અને પ્રેરણા એ અંદાજથી ફરમાવી છે કે એને અંબિયાની સુન્નત બતાવી છે. કુર્આને કરીમમાં ઈર્શાદ છે :

وَلَقَدْ اَرْسَلْنَا رُسُلًا مِّنْ قَبْلِكَ وَجَعَلْنَا لَهُمْ اَزْوَاجًا وَّذُرِّيَّةً

અર્થ : આપથી પહેલાં અમે ઘણા રસૂલો મોકલ્યા, અને તેમને અમે પત્ની–બાળકોવાળા જ બનાવ્યા હતા. (સૂ.રઅ્દ : ૩૮)

હઝરત આઈશા (રદિ.) રસૂલે અકરમ (સલ.)થી નકલ કરે છે :

اَلنِّكَاحُ مِنْ سُنَّتِىْ فَمَنْ لَمْ يَعْمَلْ بِسُنَّتِىْ فَلَيْسَ مِنِّىْ، وَتَزَوَّجُوْا فَاِنِّىْ مُكَاثِرٌبِكُمُ

الْاُمَمَ، وَمَنْ كَانَ ذَاطَوْلٍ فَلْيَنْكِحْ، وَمَنْ لَمْ يَجِدْفَعَلَيْهِ بِالصِّيَامِ، فَاِنَّ الصَّوْمَ لَهٗ وِجَاءٌ.

અર્થ : નિકાહ મારી સુન્નત છે, જે મારી સુન્નત પર અમલ ન કરે તે મારાથી(મારા તરીકા પર) નથી, તમે નિકાહ કરો, હું બીજી ઉમ્મતો પર તમારા વધારાના કારણે ગર્વ કરીશ જે શકિત ધરાવતો હોય તે નિકાહ કરે, શકિત ન ધરાવતો હોય તે રોઝા રાખે, રોઝા કામવાસનાની શકિતને નરમ બનાવે છે.

(ઈબ્ને માજહ : ૧ / ૩૧૦)

હઝરત ઉકાફ બિન વદાઅહ (રદિ.) હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં હાજર થયા, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)

એ પૂછયું : ઉકાફ! શું તમારી પત્ની છે ? જવાબ આપ્યો : ના ! આપે પુછયું : બાંદી–દાસી છે ? જવાબ આપ્યો : ના ! પૂછયું શારીરિક રીતે તંદુરસ્ત છો ? જવાબ આપ્યો હા ! પૂછયું આર્થિક સ્થિતિ સારી છે ? જવાબ આપ્યો : હા ! આપે ફરમાવ્યું તમે તો શૈતાનના ભાઈ (મિત્ર) છો, જો તમે ખ્રિસ્તી સન્યાસીઓમાંથી છો તો તેમનાથી જઈ મળો અને જો અમારામાંથી છો તો અમારા તરીકા પર ચાલો, અમારી સુન્નત નિકાહ છે, તમારામાં દુષ્ટ તે છે જે નિકાહ વગર હોય, અને જે નિકાહ વગર મર્યો તે દુષ્ટ મૃતક છે.

(અલ્ ફિકહુલ ઈસ્લામી : ઝુહયલી : ૭ /૩૬ હયશમીના હવાલાથી)

## દુનિયાની સૌથી ઉત્તમ પૂંજી

ઈસ્લામે નિકાહને દુનિયાની સૌથી મહત્વની પૂંજી ગણાવીને નિકાહની અગત્યતા દર્શાવી છે. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)થી રિવાયત છે :

اَلدُّنُيَامَتَا عٌ، وَخَيُرُمَتَا عِ الدُّنُيَا اَلُمَرُأَةُ الصَّالِحَةُ

અર્થ : દુનિયા એક પૂંજી છે અને દુનિયાની સૌથી ઉત્તમ પૂંજી નેક પત્ની છે.(મુસ્લિમ શરીફ)

બીજી એક હદીસમાં છે.

اربَعٌ مَنُ اُعُطِيَهُنَّ، فَقَدُاُعُطِىَ خَيُرَ الدُّنُيَاوَالآخِيرَةِ، قَلُبًاشَاكِراً،وَلِسَاناًذَاكِراً،

وَبَدَناً عَلَى الُبَلَاءِ صَابِراًوَزَوَّجَةً لَاتَبُغِيُهِ خَوُناً فِىُ نَفُسِهَا وَمَالِهِ.

અર્થ : જેને ચાર વસ્તુઓ પ્રાપ્ત થઈ ગઈ તેને દુનિયા અને આખિરતની દરેક ભલાઈ પ્રાપ્ત થઈ ગઈ (૧) શુક્ર કરનાર દિલ (૨) ઝિક્ર કરનાર જબાન (૩)તકલીફ પર સબ્ર કરનાર શરીર (૪) એવી નેક પત્ની જે પોતાની ઈઝઝત – આબરું અને પતિના માલમાં કોઈ ખયાનત–વિશ્વાસઘાત ન કરે.

(અત્તરગીબ વ ત્તરહીબ : ૩ / ૪૧)

હઝરત ષવબાન (રદિ.) ફરમાવે છે કે જયારે કુર્આનમાં وَالَّـذِيُـنَ يَـكُنِزُوُنَ الـذَّهَـبَ وَالُفِضَّةَ આયત ઉતરી જેમાં સોના – ચાંદી અને સંપત્તિને એકત્ર કરવા

પર અને ઝકાત અદા ન કરનારાઓનું બયાન છે તો તે વખતે સફર દરમિયાન કેટલાક સહાબા (રદિ.)એ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી પૂછયું કે કયો માલ ઉત્તમ છે ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું :

اَفْضَلُهٗ لِسَانٌ ذَاكِرٌ، وقَلْبٌ شَاكِرٌ، وَزَوْجَةٌ مُؤْمِنَةٌتُعِيْنُهٗ عَلٰى اِيْمَانِهٖ .

અર્થ : સૌથી ઉત્તમ માલ ઝિક્ર કરનાર જબાન, શુક્ર કરનાર દિલ અને પતિના ઈમાનમાં મદદગાર મો'મિન પત્ની છે. (તિરમિઝી શરીફ)

## જિંદગીનો પોશાક

કુર્આનમાં સ્ત્રીઓને પુરુષો માટે અને પુરુષોને સ્ત્રીઓનો પોશાક બતાવ્યો છે. અલ્લાહ તઆલાનો ઈરશાદ છે :

هُنَّ لِبَاسٌ لَّكُمْ وَاَنْتُمْ لِبَاسٌ لَّهُنَّ

અર્થ : તે તમારા માટે પોશાક છે અને તમે એમના માટે પોશાક છો.

(અલ્ બકરહ : ૧૮૭)

પોશાકનો પ્રથમ હેતુ શરીર ઢાંકવું છે તે માનવીના ગુપ્તાંગોને ઢાંકે છે. બિલ્કુલ એવી રીતે નિકાહ પછી પતિ–પત્ની એક બીજાના એબ છુપાવે છે. મનેચ્છાનું આકર્ષણ બિલ્કુલ તોફાની હોય છે અને નિકાહ ન હોય તો આ આકર્ષણ બગાડ પેદા કરવામાં કોઈ કમી નથી છોડતું. માનવીના નફસ–મનની ખામીઓ પત્ની માટે પતિ દ્વારા અને પતિ માટે પત્ની દ્વારા છુપાવી શકાય છે, પવિત્રતા અને હયા–લજ્જા માટે નિકાહ સૌથી અગત્યની વસ્તુ છે અને હયા આંતરિક માટે અસલ પોશાક છે અને હયા–લજ્જાને પ્રાપ્ત કરવામાં પતિને પત્નીથી અને પત્નીને પતિથી જે સહાય મળે છે તે અન્ય કોઈ માધ્યમથી મળી શકતી નથી.

પોશાકનો બીજો હેતુ ઝીનત અને શણગાર છે. પોશાક દ્વારા માનવી પોતાને શણગારે છે. વિચારવામાં આવે તો આ બાબત વધારે સારી રીતે પતિ – પત્ની પ્રાપ્ત કરી શકે છે. વિવાહિત જીવન પુરુષ – સ્ત્રી બંનેને કામવાસના,

શૈતાની અને હેવાની હુમલાઓથી બચાવે છે.

## દીનની પૂર્ણતા

નિકાહની તરગીબ (પ્રેરણા) અને તાકીદ વિશે આ હદીસ ખુબ જ અગત્યતા ધરાવે છે.

مَنْ رَزَقَهُ اللّٰهُ اِمْرَأَةً صَالِحَةً، فَقَدْ اَعَانَهٗ عَلٰى شَطْرِ دِيْنِهٖ فَلْيَتَّقِ اللّٰه فِيْ الشَّطْرِى الْبَاقِىْ

અર્થ:જેને અલ્લાહ નેક પત્ની અર્પણ કરે તો તેનો અડધો દીન પૂર્ણ થાય છે, હવે બાકી અડધામાં તેને અલ્લાહથી ડરવાનું છે.

(મુસ્તદરક: ૨ / ૧૬૧)

બીજી જગ્યાએ ઈરશાદ છે :

اِذَاتَزَوَّجَ الْعَبْدُ فَقَدْ اِسْتَكْمَلَ الدِّيْنَ فَلْيَتَّقِ اللّٰه فِيْ النِّصْفِ الْبَاقِيْ

જયારે બંદો શાદી કરી લે છે તો તે પોતાનો અડધો દીન પૂર્ણ કરી લે છે પછી તેને બાકી અડધા વિશે અલ્લાહથી ડરવું જોઈએ.

(તરગીબ વત્તરહીબ : ૩ / ૪૨)

મોટા ભાગે ગુનાહો મોં અને ગુપ્તાંગો દ્વારા થાય છે એટલા માટે તેની હિફાઝત પર જન્નતનો વાયદો છે. એક હદીસમાં છે :

مَنْ وَقَاهُ اللّٰهُ شَرَّ اثْنَتَيْنِ وَلَجَ الْجَنَّةَ : مَابَيْنَ لَحْيَيْهِ وَمَابَيْنَ رِجْلَيْهِ.

જે બે જડબાઓ વચ્ચેની ચીજ એટલે જબાન અને બે ટાંગો વચ્ચેની ચીજ એટલે ગુપ્તાંગની હિફાઝત કરી લે તે જન્નતમાં દાખલ થશે.

(તફસીરે કુર્તુબી : ૯ / ૩૨૯ – મુઅત્તાના હવાલાથી)

જયારે નિકાહ કરી લે છે તો સામાન્ય રીતે ગુપ્તાંગની બુરાઈથી બચી જાય છે, હવે તેને માત્ર મોઢાની બુરાઈથી પોતાને બચાવવાનો છે. એટલે કે તેને બુરાઈનો એક દરવાજો બંધ કરી અડધો દીન પૂર્ણ કરી લીધો, હવે તેને મોઢાની હિફાઝત કરીને ગુનાહનો બીજો દરવાજો બંધ કરવા અને બાકી અડધા દીનને પૂર્ણ કરવાની કોશિશ કરવાની છે.એટલા માટે હઝરત તાઉસનું કથન છે

لَايَتِمُّ نَسَكَ اشَّابِّ حَتّٰى يَتَزَوَّجَ

યુવાનોની ઈબાદત નિકાહ વગર પૂર્ણ થતી નથી.

(ઈબ્ને અબી શયબહ : ૪ / ૧૨૭)

## પત્ની સાથે શારીરિક સંબંધ બાંધવા પર સવાબ

હઝરત અબૂ ઝર (રદિ.)થી રિવાયત છે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

وفِى بُضَعِ اَحَدِكُمْ صَدَقَةٌ قَالُوْا يَارَسُوْلُ اللّٰهِ ! اَيَأْتِىْ اَحَدُنَاشَهْوَتَهٗ وَيَكُوْنُ لَهٗ فِيْهَا اَجْرُهٗ قَالَ أَرَأَيْتُمْ لَوْوَضَعَهَافِىْ حَرَامٍ اَكَانَ عَلَيْهِ فِيْهَاوِزْرٌ ؟ فَكَذٰلِكَ اِذَاوَضَعَهَافِىْ حَلَالٍ كَانَ لَهٗ اَجْرٌ۔

અર્થ: તમારામાંથી કોઈ પોતાની પત્ની સાથે કામવાસના પૂરી કરે તો તેમાં સદકહ જેટલો સવાબ છે. સહાબા (રદિ.)એ અરજ કરી : આ તો આશ્ચર્યની વાત છે, અમારામાંથી કોઈ પોતાની (શારીરિક) જરૂરત પુરી કરે અને તેની ઉપર સવાબ મળે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું : એ બતાવો કે જયારે ગુપ્તાંગ હરામ જગ્યાએ વપરાય તો ગુનોહ થશે ? તો જાઈઝ વપરાશ પર સવાબ કેમ ન મળે ? (મુસ્લિમ શરીફ)

## નિકાહ વગરના જીવનની મનાઈ

ઈસ્લામે પોતાના માનનારાઓને નિકાહ વગરના જીવનની સખ્તાઈથી મનાઈ ફરમાવી છે. ભલે તે ઈબાદત અને નફલની નિય્યતથી કેમ ન હોય.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)નું કથન છે કે અમુક સહાબા (રદિ.)એ પરસ્પર એ નક્કી કર્યુ કે અમે પોતાની જાતીય કામવાસનાને કોઈ વ્યકિત દ્વારા ખતમ કરી દઈશું અને દુનિયાની લઝઝતો–આનંદ અને મનેચ્છાઓથી દૂર રહીશું અને ખ્રિસ્તી પાદરીઓની જેમ દુનિયામાં ફરતા રહીશું ; આ વાતની જયારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને જાણ થઈ તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એ સહાબા (રદિ.)ને બોલાવ્યા અને

ફરમાવ્યું કે મારી હાલત એ છે કે હું રોઝા–ઉપવાસ પણ રાખું છું અને નથી પણ રાખતો, રાત્રે સુવું પણ છું અને ઈબાદત પણ કરું છું અને સ્ત્રીઓ સાથે નિકાહ પણ કરું છે, આ મારો તરીકો છે જે મારા તરીકાને અપનાવે તે મારામાંથી છે અને જે ન અપનાવે તે મારામાંથી નથી, પછી તે લોકો માટે કુર્આન શરીફમાં આ આયત ઉતરી.

يَا أَيُّهَا الَّذِيْنَ آمَنُوا لَا تُحَرِّمُوا طَيِّبَاتِ مَا أَحَلَّ اللّٰهُ لَكُمْ وَلَا تَعْتَدُوا إِنَّ اللّٰهَ لَا
يُحِبُّ الْمُعْتَدِيْنَ

અર્થ: હે ઈમાનવાળાઓ ! જે પવિત્ર વસ્તુઓ અલ્લાહે તમારા માટે હલાલ કરી છે તેમાંથી લજ્જતવાળી (મનપસંદ) ચીજોને (સોગંદ ખાઈ) હરામ ન ઠેરવો અને (શરીઅતની) હદથી આગળ ન વધો. બેશક, અલ્લાહ હદથી વધનારાઓને દોસ્ત રાખતો નથી.

(અલ્ માઈદહ : ૮૭) (તફસીર ઈબ્ને કષીર : ૨ / ૮૭)

તેના જેવો એક બીજો બનાવ એ છે કે ત્રણ સહાબા(રદિ.) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઈબાદત વિશે પૂછવા પવિત્ર પત્નીઓ (અઝવાજે મુતહ્હરાત) પાસે આવ્યા પછી તેઓએ એ નક્કી કર્યુ કે આખી રાત નમાઝ પઢીશું ; હમેશાં રોઝા રાખીશું અને સ્ત્રીઓથી દુર રહીશું. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને ફરમાવ્યું.

اَمَّاوَاللّٰهُ : اِنِّىْ لَاَ خْشَاكُمْ لِلّٰهِ وَاَتْقَاكُمْ لَهٗ لٰكِنِّىْ اَصُوْمُ وَاُفْطِرُ، وَاُصَلِّىْ وَاَرْقُدُ،
وَاَتَزَوَّجُ النِّسَاءَ،فَمَنْ رَغِبَ عَنْ سُنَّتِىْ

સાંભળો ! ખુદાની કસમ હું તમારામાં સૌથી વધારે અલ્લાહથી ડરનારો છું અને પરહેઝગાર છું, પરંતુ હું રોઝા પણ રાખું છું અને નથી પણ રાખતો, નમાઝ પણ પઢું છું અને સુવું પણ છું. અને સ્ત્રીઓથી નિકાહ પણ કરું છું, જે મારા આ તરીકાનો અનાદર કરશે તે મારામાંથી નથી. (બુખારી શરીફ)

હઝરત સઅદ બિન અબી વક્કાસ (રદિ.)નું બયાન છે કે એક વખતે હઝરત ઉસ્માન બિન મઝ્ઉન (રદિ.)એ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમ) પાસે સ્ત્રીઓથી દુર રહેવાની પરવાનગી માંગી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સખ્તીથી  મનાઈ કરી દીધી. જો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેમને પરવાનગી આપી દેતા તો અમે પોતાને ખસી (નામર્દ) બનાવી લેતા, જેથી કામવાસના જ ખતમ થઈ જાય અને અમે ઈબાદત માટે એકાગ્ર બની જઈએ, પરંતુ આ અમલ ખૂબ જ નાપસંદ–અપ્રિય છે. (બુખારી શરીફ)

હઝરત અનસ (રદિ.)નું બયાન છે :

" રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નિકાહ કરવાનો હુકમ આપતા હતા અને વિવાહિત જીવન વગર રહેવાની ખાસ મનાઈ કરતા હતા અને વધારે પ્રેમ કરનાર, વધુ બાળકોને જન્મ આપનારી સ્ત્રી સાથે નિકાહ કરવાની પ્રેરણા આપતા હતા. (મુસ્નદે અહમદ : ૩ / ૨૪૫)

હઝરત સઈદ બિન હિશામ બિન આમિર એ ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) પાસે અવિવાહિત રહેવાની પરવાનગી માંગી, હઝરત આઈશા (રદિ.) એ ફરમાવ્યું કે એવું ન કરો, કુર્આને પાકમાં નિકાહને અંબિયા (અલૈ.)નો તરીકો બતાવ્યો છે, એટલા માટે તમે નિકાહ વગર ન રહો.

(અલ્‌મુહલી લિઈબ્ને હઝ્‌મ :૯ /૪૪૦)

હઝરત મુઆઝ બિન જબલ (રદિ.) વિશે આવે છે કે આપે પોતાના મૃત્યુ સમયે પોતાના મિત્રોને કહયું :

زَوِّجُوْنِیْ اِنِّیْ اَکْرَهُ اَنْ اَلْقَ اللّٰه عَزْباً

અર્થ : મારા નિકાહ કરાવી દો, હું નિકાહ વગરની હાલતમાં અલ્લાહથી મુલાકાતને અપ્રિય સમજુ છું. (મુસન્નફે ઈબ્ને અબી શયબહ :૪ / ૧૨૭)

હઝરત ઈબ્ને મસ્ઉદ (રદિ.)નું ફરમાન છે.

لَوْلَمْاَعِشْ فِیْ الدُّنْیَااِلَّا عَشْراً، لَاَحْبَبْتُ اَنْ یَّكُوْنَ عِنْدِیْ فِیْهِنَّ اِمْرَأَةٌ.

અર્થ: જો મારી જિંદગીના દસ જ દિવસ બાકી હોય તો પણ મારી ઈચ્છા એ હશે કે મારા નિકાહમાં કોઈ સ્ત્રી હોય.(મુસ્નફે ઈબ્ને અબી શયબહ : ૪ / ૧૨૭)

અલ્લામા મરુઝી હઝરત  ઈમામ અહમદ બિન હમ્બલ (રહ.) થી નકલ

કરે છે.

''ઈમામ અહમદ બિન હમ્બલ (રહ.)એ ફરમાવ્યું નિકાહ વગર રહેનારા ઈસ્લામ સાથે કોઈ સંબંધ નથી, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અનેક નિકાહ કર્યા, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સવારે ઉઠતા તો કંઈ ન હોતુ, પરંતુ આપ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ નિકાહ વગર રહેવાનું પસંદ કર્યુ નહીં.

અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ એ પણ ફરમાવ્યું : દુનિયાની વસ્તુઓમાંથી મારા દિલમાં સ્ત્રીઓની મુહબ્બત નાખવામાં આવી છે. તેની ઉપર ઈમામ મરુઝીએ કોઈ બુઝુર્ગનું નિકાહ વગરનું ઉદાહરણ આપ્યું, એ સાંભળતા જ ઈમામ અહમદ (રહ.) નારાજ થયા અને જોશમાં ફરમાવ્યું કે તમે મુહમ્મદે અરબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને આપના સહાબા (રદિ.) ની પેરવી કરો અને યાદ રાખો નિકાહ વગરના માણસની નફિલ ઈબાદતોના સવાબથી વધારે સવાબ નિકાહ દ્વારા જન્મતા બાળક પર અને તેનું રડી રડીને પિતાથી કંઈ ખાવાનું માંગવા પર અને પિતાની તેની ઈચ્છા પૂર્તિ કરવામાં છે.(રવ્ઝતુલ્ મુહિબ્બીન –ઈબ્ને કય્યિમ : ૨૩૦)

રિવાયતોમાં એ પણ આવે છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ પત્નીથી વંચિત પુરુષોને અને પુરુષથી વંચિત સ્ત્રીને પુષ્કળ માલ હોવા છતાં ગરીબ ગણાવ્યા છે. (ઈસ્લામકા નિઝામે ઈફ્ફત : મુફતી ઝફીરુદ્દીન મિફતાહી : ૫૮,જમઉલ ફવાઈદના હવાલાથી)

ઈમામ અહમદ બિન હમ્બલ (રહ.) નું આ કથન સત્ય છે. જે નિકાહ વગર રહેવાનું આમંત્રણ આપે છે તે ઈસ્લામથી બહાર નીકળવાનું આમંત્રણ આપે છે. (અલમુગ્ની : ૬ /૪૪૭)

માલુમ થયું કે નિકાહથી દુર રહેવું, નિર્લજ્જતાનું કારણ છે અને લાજ –શરમ ખતમ થવાથી ઈમાનનું ખતમ થવું અનુભવ અને નસીહતો બંનેથી સાબિત છે.

# માલની સમસ્યા અને નિકાહ

## સમસ્યા નિવારણ અને યુકિત

### નિકાહમાં ઉતાવળ કરવાની તાકીદ

ઈઝઝત અને પવિત્રતાની સુરક્ષા માટે ઈસ્લામ પોતાના અનુયાયીઓને માત્ર નિકાહની જ પ્રેરણા આપતો નથી બલ્કે તેમાં જલ્દી કરવાની અને મોડું ન કરવાની તાકીદ પણ કરે છે. હઝરત અલી (રદિ.) ને સંબોધન કરતા રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું : હે અલી ! ત્રણ વસ્તુઓમાં વિલંબ કરો નહીં (૧) નમાઝનો વખત થઈ જાય તો પઢી લેવી, (૨) જનાઝો તૈયાર થઈ જાય તો(નમાઝ પઢી લેવી) અને(૩) નિકાહ વગરની સ્ત્રી જયારે તેને લાયક (યોગ્ય પતિ) મળી જાય. (નિકાહ કરી લેવા) (તિરમિઝી)

### લગનના વિઘ્નો

શાદીમાં વિલંબ કરવાથી ઘણી વખતે હરામમાં ફસાય જવાનો ભય રહે છે. શારીરિક પ્રશ્નોનો હલ પણ ત્યારે જ શકય બને છે જયારે નિકાહમાં મોડું ન કરવામાં આવે. પરંતુ અમુક વખતે નિકાહમાં વિઘ્ન આવી જાય છે કયારેક વડીલોની ગફલત અને સુસ્તી જ વિઘ્નરૂપ બને છે અને કયારેક માલની તંગી આડ બની જાય છે. ઈસ્લામ પ્રાકૃતિક ધર્મ હોવાને કારણે તેને નકારતો પણ નથી. ઈસ્લામ નિકાહની તાકીદ સાથે આ વિઘ્નરૂપ પ્રશ્નોને હલ કરવાની અને તેને દુર કરવાની યુકિતઓ પણ બતાવે છે. ઈસ્લામ તંગી દુર કરવાનો કયો તરીકો અને યુકિત બતાવે છે તે નીચે જોઈએ.

### તંગી વિઘ્નરૂપ

ગરીબી શાદી માટે સૌથી મોટી સમસ્યા છે. ગરીબી માનવીને જવાબદારીની અનુભૂતિમાંથી મુકત બનાવી દે છે. એવો માનવી પોતાને

વિવાહિત જીવન માટે અસમર્થ સમજે છે,બીજી બાજુ ધનિક અને માલદાર લોકો તેમને તુચ્છ સમજે છે અને તેમના ઉચ્ચ ગુણોને ધ્યાનમાં લેવાને બદલે તેમની ગરીબીને જોવામાં આવે છે અને તેમનાથી કોઈ સંબંધ બાંધતુ નથી એટલા માટે ગરીબી લગ્ન માટે સૌથી મોટી આડ બની જાય છે.

## ગરીબને ઈસ્લામની તાકીદ

ઈસ્લામ ગરીબ અને નાદારને તે તરફ ધ્યાન આપ્યા વગર શાદીની તાકીદ કરે છે. કુર્આને કરીમમાં છે :

وَأَنكِحُوا الْأَيَامَىٰ مِنكُمْ وَالصَّالِحِينَ مِنْ عِبَادِكُمْ وَإِمَائِكُمْ إِن يَكُونُوا فُقَرَاءَ

يُغْنِهِمُ اللَّهُ مِن فَضْلِهِ وَاللَّهُ وَاسِعٌ عَلِيمٌ

અર્થ : અને તમારામાં જે ધણી વિનાની સ્ત્રીઓ હોય તેણીઓના તથા તમારા ગુલામો અને લોંડીઓ–દાસીઓમાંથી જે (નિકાહના) લાયક હોય તેમના પણ નિકાહ કરી આપો, જો તેઓ ગરીબ હશે તો અલ્લાહ પોતાની કૃપાથી તેમને ગની કરી દેશે અને અલ્લાહ ગુંજાઈશવાળો સઘળું જાણનાર છે.

(અન્નૂર : ૩૨)

ઈમામ ઈબ્ને અરબી (રહ.) લખે છે : '' આયતથી નાદાર માટે નિકાહની દલીલ મળે છે, કોઈ એવું ન કહે કે મારી પાસે માલ નથી, એટલે હું નિકાહ નથી કરતો. માનવીની રોજી અને તેના ઘરવાળાઓની રોજી અલ્લાહના જિમ્મે છે. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ નિકાહની ઈચ્છા ધરાવનાર સ્ત્રીના નિકાહ એવા પુરુષ સાથે કર્યા જેની પાસે એક લુંગી સિવાય કંઈ ન હતું. (અહ્કામુલ્ કુર્આન : ૩ / ૩૬૦)

હઝરત અબૂ બકર સિદ્દીક (રદિ.)એ ફરમાવ્યું :

હે મુસલમાનો ! અલ્લાહે તમને નિકાહનો જે હુકમ આપ્યો છે, વગર દલીલે તે પૂર્ણ કરો તેના પરિણામે અલ્લાહે તમને ઉપરની આયતમાં માલદારીનો જે વાયદો કર્યો છે, જરૂર પુરો કરશે. (તફસીર ઈબ્ને કષીર:૩ / ૩૮૭)

હઝરત ઉમર ફારૂક (રદિ.) ફરમાવે છે :

આ આયત પછી તો સમાજમાં કોઈ નિકાહ વગર રહેવું ન જોઈએ, દરેક મુસલમાને સુન્નત નિકાહ કરીને અલ્લાહ તઆલાથી રોજી અને માલ પ્રાપ્ત કરવો જોઈએ. (અહકામુલ કુર્આન : ૩ / ૩૨૦)

અલ્લામા ઉસ્માની (રહ.) એ લખ્યું છે :

"અમુક લોકો નિકાહમાં એટલા માટે પાછળ હટે છે કે નિકાહ થઈ ગયા પછી પત્ની અને બાળકોની જવાબદારી કેવી રીતે ઉઠાવશે ? એમને સમજાવવામાં આવે કે આવા ભયથી નિકાહથી ન રોકાવવું જોઈએ. રોજી અલ્લાહના હાથમાં છે શી ખબર કે અલ્લાહ ચાહે તો પતિ પત્નીના કિસ્મતથી તમારી રોજીમાં વધારો કરી દે. ન એકલું રહેવું માલદારીનું કારણ છે અને ન નિકાહ કરવા ગરીબીનું કારણ છે. આ વાતો અલ્લાહ તઆલાની મરજીથી છે. બીજી જગ્યાએ ફરમાવ્યું. ان خفتم عيلة فسوف يغنيكم الله من فضله انشاء (જો તમને મોહતાજીનો ખતરો હોય છે તો નિકટમાં અલ્લાહ તઆલા ચાહશે તો પોતાના ફઝલ –કૃપાથી તમને તવંગર–માલદાર કરી દેશે.) અને જાહેરી રીતે પણ આ બાબત યોગ્ય છે કે નિકાહ કરી લેવાથી અથવા એવો ઈરાદો કરવાથી વ્યકિત પહેલેથી જ વધારે કમાવવાના પ્રયત્નો કરે છે. (તફસીરે ઉસ્માની : ૨ / ૧૫૮)

હઝરત આઈશા (રદિ.) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) નકલ કરે છે : સ્ત્રીઓથી નિકાહ કરો, તે તમારી પાસે માલ લઈને આવશે, (તેનો મતલબ દહેજ નહીં ; બલ્કે મતલબ એ છે કે તેમની બરકતથી અલ્લાહ તઆલા તમને રોજીમાં બરકત આપશે.) (મજ્મઉઝ્ઝવાઈદ : ૪ /૨૫૫)

## ગરીબી અને તંગી ધૃણાપાત્ર નથી

બીજી તરફ ઈસ્લામ કોઈની ગરીબીને કારણે તેને તુચ્છ સમજતો નથી. ઈજ્જત અને ઝિલ્લત–બદનામી ખુદાના હાથમાં છે. ઘણા ગરીબ અલ્લાહને ત્યાં માલદારથી વધારે શ્રેષ્ઠ છે.

હઝરત સહલ (રદિ.)થી રિવાયત છે , હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પાસેથી એક વ્યકિત પસાર થયા,તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમ)એ સહાબા (રદિ.)થી પૂછયું કે આ વ્યકિત વિશે તમે શું કહો છો ? સહાબા (રદિ.) એ કહયું કે આ વ્યકિત તેને લાયક છે કે જો કયાંક નિકાહનો પયગામ–સંદેશો મોકલે તો કબૂલ કરવામાં આવે, જો ભલામણ કરે તો તેની ભલામણ સ્વીકારવામાં આવે અને જો વાત કરે તો તેની વાત ઘ્યાનથી સાંભળવામાં આવે. હઝરત સહલ (રદિ.) ફરમાવે છે કે તેની ઉપર આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ચુપ થઈ ગયા. એટલામાં એક ગરીબ મુસલમાન ત્યાંથી પસાર થયા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું, આ વ્યકિત વિશે તમારો શો મત છે ? સહાબા (રદિ.) એ કહયું આ તેને લાયક છે કે જો નિકાહનો પયગામ મોકલે તો નિકાહ ન કરવામાં આવે, સિફારિશ કરે તો તેની સિફારિશ કબૂલ ન કરવામાં આવે અને જો વાત કરે તો તેની વાત સાંભળવામાં ન આવે. તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું : આ ફકીર ધરતીના બધા માલદારોમાં બેહતર છે. (બુખારી શરીફ)

## નાદારની મદદ

ઈસ્લામ નિકાહની ઈચ્છા ધરાવનાર વ્યકિતની માલથી મદદ કરવાની પ્રેરણા આપે છે એટલા માટે માતા – પિતા પર અવલાદના નિકાહની જવાબદારી નાખવામાં આવે છે. મુસ્લિમ સમાજને તેનો પાબંદ બનાવવામાં આવ્યો છે કે નાદારોની શાદીમાં મદદ કરવામાં આવે, ઈસ્લામી શાસનને જવાબદારી સોંપવામાં આવી કે નાદારીને કારણે શાદીથી વંચિત રહેનારાઓને શાદી માટે સરકારી ખજાના અને સામાજિક ભંડોરમાંથી વ્યવસ્થા કરે.

## સંતાનોના લગ્નની જવાબદારી માતા–પિતા ઉપર ફર્ઝ

જયાં સુધી માતા–પિતાનો સંબંધ છે તો એ બિલ્કુલ સ્પષ્ટ છે કે ઈસ્લામે સંતાનોની પવિત્રતાની જવાબદારી પણ નાંખી છે અને પવિત્રતાની સુરક્ષા નિકાહ વગર શકય નથી. હઝરત અબૂ સઈદ ખુદરી (રહ.) અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) બન્ને જનાબે રસૂલે અકરમ (સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમ)થી નકલ કરે છે, જેને ત્યાં સંતાનો પેદા થાય, તે બાળકનું સારૂ નામ રાખે, તરબીયત કરે, જયારે તે પુખ્તવયનો થાય તો તેની શાદી કરવામાં આવે, પુખ્તવય છતાં જો પિતા લગ્ન ન કરાવે તો તેનાથી જે ગુનોહ થશે તે ગુનોહ તેના પિતાને પણ થશે.

(મિશ્કાતુલ મસાબીહ ' હવાલો શુઅબુલ ઈમાન)

ઈમામ ઈબ્ને કુદામા (રહ.) લખે છે :

પુત્ર નિકાહ માટે લાયક હોય તો પિતા માટે તેના નિકાહ કરવા અને તેની પવિત્રતાની વ્યવસ્થા કરવી જરૂરી છે. (અલ્ મુગની : ૭ / ૫૮૭)

એક તત્વચિંતકનું કથન છે :

" આજે માતા– પિતા સંતાનોના નિકાહ અને પવિત્રતા તરફ ધ્યાન આપવાને બદલે તેની અને પોતાની આવક અને ખર્ચ ઉપર ધ્યાન આપે છે, માતા – પિતા પોતાની યુવાની પસાર કરી ચુકયા છે, હવે તેમને ખુદા જાણે કેમ સંતાનોનો ખ્યાલ નથી ? માતા – પિતાને જોઈએ કે આવક અને રૂપિયાના મામલાને બીજા નંબરે રાખે અને અવલાદ તેમજ સમાજની પવિત્રતાને પહેલા નંબરે રાખે અને સૃષ્ટિમાં બગાવત ન કરે અને માલની કુરબાની આપીને અવલાદ માટે તરત જ શાદીની વ્યવસ્થા કરે. (ડો.વીલ ડયુરાન્ટ)

## નિકાહ સમાજની જવાબદારી

માતા – પિતાને જવાબદાર બનાવ્યા છતાં ઈસ્લામ સમગ્ર સમાજના અપરણિતોના નિકાહની જવાબદારી સમાજને સોંપે છે. કુર્આને કરીમમાં ઈર્શાદ છે :

وَأَنكِحُوا الْأَيَامَىٰ مِنكُمْ وَالصَّالِحِينَ مِنْ عِبَادِكُمْ وَإِمَائِكُمْ

અર્થ : અને તમારામાં જે ધણી વિનાની સ્ત્રીઓ હોય તેણીઓના તથા તમારા ગુલામો અને લોંડીઓ–દાસીઓમાંથી જે (નિકાહના) લાયક હોય તેમના પણ નિકાહ કરી આપો. (સુરએ નૂર : ૩૨)

સય્યિદ કુર્તુબી (રહ.) લખે છે :

زَوِّجُوا مَنْ لَا زَوْجَ لَهُ مِنْكُمْ، فَإِنَّهُ طَرِيقُ التَّعَفُّفِ ـ

અર્થ : જે તમારામાંથી અવિવાહિત હોય, તેમનો નિકાહ કરો, આ કુલીનતાનો માર્ગ છે. (તફસીરે કુર્તુબી)

સય્યિદ કુતુબ શહીદ (રહ.) લખે છે :

કુર્આનનો આ હુકમ બધા માટે છે, મારા મતે આ વાજિબી હુકમ છે અને તેનો મતલબ એ નથી કે મુસલમાનોના હાકિમ કે ઈમામ અપરણિતોને નિકાહ પર મજબૂર કરે, બલ્કે તેનો અર્થ એ છે કે નિકાહની પ્રેરણા આપવામાં આવે અને જરૂરતમંદ વ્યકિતઓની મદદ કરવામાં આવે અને તેમને બુરાઈથી બચાવવા મુસલમાનોની જવાબદારી છે, સમાજને ઝિનાથી બચાવવો જરૂરી છે અને તેનું કારણ એ છે કે અવિવાહિતોને નિકાહમાં મદદ કરવામાં આવે.

(ફી ઝિલાલીલ્ કુર્આન :૪ / ૨૫૧૫)

અહાદીસમાં અપરણિતોની મદદના અનેક ઉદાહરણો મળે છે.

હઝરત અબૂ હુરયરહ (રદિ.)નું કથન કરે છે કે જયારે હઝરત અલી (રદિ.)એ હઝરત ફાતિમા (રદિ.)ને નિકાહનો પયગામ આપ્યો તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું કે શાદી પછી વલિમો તો કરવો પડશે. હઝરત અલી (રદિ.) પાસે વલિમાની વ્યવસ્થા ન હતી, તે માટે સહાબા (રદિ.)એ જવાબદારી ઉઠાવી લીધી.દા.ત. હઝરત સઅદ (રદિ.)એ ગોશ્તની જવાબદારી લીધી. એવી રીતે મદદથી વલિમો થયો.

( મુસ્નદે અહમદ : ૫ / ૩૫૯)

હઝરત રબિઆ અસ્લમી (રદિ.)ની એક લાંબી હદીસ છે તેઓ વર્ણવે છે: " હું હુઝૂર(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ની ખિદમત કરતો હતો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું: રબિઆ ! શું તમે શાદી નહીં કરો ? મેં અરજ કરી હે અલ્લાહના રસૂલ ! હું નાદાર છું, મારી પાસે એટલો માલ નથી કે હું ઘર ચલાવી શકું. પછી હું આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં કમી કરવા માંગતો નથી, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ચુપ રહયા. કેટલાક દિવસો પછી બીજી વાર આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : રબિઆ ! શું તમે શાદી નહીં કરો ? મે એ જ જવાબ આપ્યો, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ચુપ થઈ ગયા. મેં

મનોમન વિચાર્યુ કે મારા માટે દુનિયા અને આખિરતની ભલાઈ શામાં છે ? તે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મારાથી વધારે જાણે છે. એટલે હવે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને નકારમાં જવાબ નહીં આપું, પછી હું ખિદમતમાં લાગી ગયો. ત્રીજી વાર જયારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું : રબિઆ ! શું તમે શાદી નહીં કરો ? તો મેં અરજ કરી જેવો આપનો હુકમ હોય, તેની ઉપર આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ મને એક અન્સારી સહાબી પાસે મોકલ્યો અને ફરમાવ્યું : જાઓ ! એ કહેવું કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ મને તમારી પાસે મોકલ્યો છે, જેથી તમે ફલાણી સ્ત્રીથી (જે એ જ કુટુંબની સ્ત્રી હતી) મારા નિકાહ કરી દો. મેં જઈને એ વાત કહી, તો આખું ઘર ખુશ થઈ ગયું અને જવાબ આપ્યો કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને તેમના પ્રતિનિધિનું અમે સ્વાગત કરીએ છીએ. તમે જરૂર પોતાનો હેતુ સિધ્ધ કરશો, તેઓએ કોઈ પુછપરછ કર્યા વગર માત્ર મારી વાત પર સંપૂર્ણ વિશ્વાસ કર્યો અને ખૂબ જ આવ ભગત કરી અને મારો નિકાહ કરી દીધો. હું આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ની ખિદમતમાં આવ્યો હું થોડા વિચારમાં હતો, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ કારણ પુછયું, મેં કહયું પત્નીને આપવા માટે મહેર મારી પાસે નથી. આપ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ સહાબા (રદિ.)ને હુકમ આપ્યો કે તેઓ મને થોડું સોનુ આપે જેથી હું મહેર અદા કરી શકું, માટે સોનુ એકત્ર થયું અને તેનાથી મેં પત્નીને મહેર આપી તેનાથી મારી સાસરીપક્ષના લોક ઘણાં ખુશ થયા, પછી હું પેગમ્બર (સલ.)ની સેવામાં હાજર થયો, તે વખતે પણ હું ગમગીન હતો, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ કારણ પૂછયું મેં કહયું વલિમાની વ્યવસ્થા નથી, શું કરું? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ સહાબા (રદિ.)ને વલિમા માટે જાનવરની વ્યવસ્થા કરવા કહયું, એક મોટું મેઢું લાવવામાં આવ્યું પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ હઝરત આઈશા (રદિ.)થી અનાજ મંગાવ્યું, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ને ત્યાં માત્ર નવ સાઅ (૨૪ કિલો ૫૨૫ ગ્રામ) જવ હતા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ બધુ અર્પણ કરી દીધું, કેટલાક સહાબા (રદિ.)એ રોટલી પોતાના

સિરે લઈ લીધી, આ રીતે વલિમો થઈ ગયો, કેટલાક દિવસો પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ મને જમીન પણ અર્પણ કરી.

(મુસ્નદે અહમદ : ૪ / ૫૮,મજ્‌મઉઝ્‌ઝવાઈદ : ૪ / ૨૫૭)

મતલબ એ છે કે અપરણિતોના નિકાહ માટે માલ અને અખ્લાક બંને રીતે મદદ કરવી ઉમ્મતની જવાબદારી છે જેથી સમાજ ઝિના અને બુરાઈની લાનતથી સુરક્ષિત રહે.

## નિકાહ હુકૂમતની જવાબદારી

નાદાર અપરણિતોના નિકાહની વ્યવસ્થા માટે ઈસ્લામ માતા – પિતા, સમાજ સિવાય ઈસ્લામી હુકૂમતની જવાબદારી પણ ઠેરવે છે. ઈસ્લામી હુકૂમત તે માટે બે કાર્યો કરી શકે છે.(૧) એવા લોકો માટે કાયમી આવકની વ્યવસ્થા કરે જેથી તેઓ આર્થિક રીતે સધ્ધર થઈ શકે અને પોતાના નિકાહ જાતે કરી શકે.(૨) અથવા રાજય તિજોરીમાંથી નિકાહ માટે ખાસ માલ આપવામાં આવે.

પહેલાંનું ઉદાહરણ હઝરત અબૂ હુરયરહ (રદિ.) ની આ રિવાયતથી સાબિત થાય છે : એક વ્યકિત હુઝૂર (સલ.) ની સેવામાં હાજર થયા, અરજ કરી કે મેં એક અન્સારી સ્ત્રીથી નિકાહ કર્યા છે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ મહેર પૂછી, તેમણે કહયું ચાર અવકિયા(લગભગ ૧ કિલો ૮૧૪ ગ્રામ) ચાંદી મહેર છે, તેને પોતાની નાદારી જાહેર કરી, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, એટલી રકમ તો અમારી પાસે નથી,અલબત્ત હું તમને એક લશ્કરમાં મોકલીશ અને તમને ગનીમતના માલમાંથી એટલી રકમ પ્રાપ્ત થઈ જશે, જેથી બની અબસના કબિલા તરફ એક લશ્કરમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને મોકલ્યા અને ઈચ્છા મુજબની રકમ પ્રાપ્ત થઈ ગઈ. (મુસ્લિમ શરીફ)

આ હદીસથી માલુમ થયું કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ તે માટે આવકનું એક જાઈઝ સાધન બતાવ્યું જેથી તેમને મહેર અદા કરવા માટેની રકમ મળી ગઈ. બીજુ કામ બૈતુલ માલ (સરકારી તિજોરી)માંથી

નિકાહ માટેની સહાય ખુલફાએ રાશિદીનના યુગમાં તેની સાબિતી મળે છે. હઝરત ઉમર ફારૂક (રદિ.) એ પોતાના પુત્ર હઝરત આસિમ બિન ઉમર (રદિ.) ના નિકાહ કર્યા અને એક મહિના સુધી રાજય તિજોરીમાંથી ખર્ચ આપતા રહયા, પછી મનાઈ કરી દીધી.

(કિતાબુલ્ અમવાલ : અબૂ ઉબેદા કાસિમ બિન સલામ : ૨૩૨)

એવી રીતે હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝ (રહ.)એ પોતાના શાસનમાં ઈરાકના અમીર અબ્દુલ હમીદ બિન અબ્દુર્રહમાનને લખ્યું :

જો તમે કોઈ નિકાહની ઈચ્છા ધરાવનાર અપરણિત નાદારને જુઓ તો તેના નિકાહ કરાવી દો અને મહેર પોતાના તરફથી અદા કરવી.

માલુમ થયું કે ઈસ્લામી શાસનની બીજી જવાબદારીઓ સાથે એક આ પણ જવાબદારી છે.

# સુન્નત નિકાહ અને માલનો વ્યય

**(મહેર,દહેજ અને વલિમામાં વ્યય (ફુઝુલખર્ચી) પર એક નજર)**

## કુરિવાજોનું તોફાન

ગરીબી અને નાદારીને કારણે ઘણા પુરુષો અને સ્ત્રીઓ શાદીથી વંચિત રહે છે. ગેરમુસ્લિમોના રીત – રિવાજોના બંધનોને કારણે મુસ્લિમ સમાજ એવો ફસાય ગયો છે કે નિકાહ જેવો આસન અને સસ્તો અમલ રિવાજોને કારણે મુશ્કેલ અને મોંઘો બની ગયો છે. ઈસ્લામે જીવનના દરેક ક્ષેત્રમાં અને ખાસ કરીને નિકાહમાં વ્યય અને ફુઝૂલખર્ચી પર પાબંદી લગાવી દીધી છે અને નિકાહને સરળ બનાવવાની દા'વત આપી છે, જેથી મુસ્લિમ સમાજનો કોઈ વ્યકિત સુન્નત નિકાહથી વંચિત ન રહે અને સમાજ બુરાઈ અને નિર્લજ્જતાથી સુરક્ષિત રહે.

## મહેરની અગત્યતા અને પ્રમાણ

મહેર નિકાહનો એક ભાગ છે, તેને અદા કરવી પુરુષો માટે જરૂરી છે. કુર્આને કરીમમાં "وَاٰتُوا النِّسَاءَ صَدُقَاتِهِنَّ نِحْلَة"(સ્ત્રીઓને ખુશીથી તેમની

મહેર અદા કરો.) નો હુકમ છે. મહેર અસલમાં સ્ત્રીઓનું સન્માન છે. મહેર ન તો સ્ત્રીની કિમત છે અને ન માત્ર રિવાજી અને ફર્ઝી કાર્યવાહી છે. ઈસ્લામ મહેરને જરૂરી ગણે છે, પરંતુ તેને નિકાહ માટે રૂકાવત બનવા દેતો નથી. એટલા માટે તેની વધારેમાં વધારે કોઈ હદ નક્કી કરી નથી કે ત્યાર બાદ પરવાનગી ન રહે, પરંતુ હદીસથી એ સાબિત છે કે મહેર એટલી હોવી જોઈએ જે આસાનીથી અદા થઈ શકે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈર્શાદ છે :

اِنَّ اَعْظَمَ النِّكَاحِ بَرَكَةً اَيْسَرُهُ مَؤُنَةً

અર્થ : સૌથી બરકતવંતો નિકાહ બેશક તે છે જેમાં કઠિનાઈ ઓછી અને આસાનીઓ વધુમાં વધુ હોય. (નયલુલ્ અવતાર : ૬ / ૧૬૮)

હઝરત ઉકબા બિન આમીર (રદિ.) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી નકલ કરે છે : خَيرُ الصَّدَاقِ اَيْسَرُهُ

અર્થ : સૌથી શ્રેષ્ઠ મહેર તે છે જે આસાન હોય (એટલે ઓછી હોય અને અદા કરવામાં આસાની હોય) (મુસ્તદરક હાકિમ : ૨ / ૧૮૨)

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) નો ઈરશાદ છે :

اِنَّ اَعْظَمَ النِّسَاءِ بَرَكَةً اَيْسَرُهُنَّ صَدَاقاً

અર્થ :સૌથી બરકતવંતી સ્ત્રી તે છે જેની મહેર(અદા કરવા માટે) આસાન (અને ઓછી) હોય. (મુસ્તદરક : ૨ / ૧૮૨)

મહેર વધારે ન રાખવાનો એક હેતુ એ પણ છે કે યુવાનો આસાનીથી નિકાહના બંધનમાં બંધાય જાય અને અપરણિત રહીને જે બુરાઈઓ સામે આવે છે તેનાથી બચી શકે.

## વહેમ અને આશંકા

ઘણાં લોકોનો એ ખ્યાલ હોય છે કે વધારે મહેર આપવામાં આવે તેનાથી છોકરીઓના ભવિષ્યની સુરક્ષા રહે છે. હાલાંકે આ માત્ર ખ્યાલ અને વહેમ જ છે ઘણી વખતે આ ખ્યાલ વબાલ બની જાય છે, છોકરીવાળા છોકરાની હેસિયતથી વધારે મહેર નક્કી કરાવે છે. પછી અલ્લાહ ન કરે પતિ – પત્ની વચ્ચે અણગમો ઉભો થાય છે તો છોકરો તલાક–છૂટાછેડા આપવાને બદલે,

મહેરને કારણે છોકરીને અધ્ધર રાખે છે અને તેનું જીવન બેકાર બની જાય છે. એવી રીતે કેટલીક વખતે છોકરીવાળા વધારે મહેરની પ્રતિક્ષામાં શાદીમાં મોડું કરે છે, તેને કારણે યોગ્ય જગ્યાએથી માંગા આવવાનું ધીરે ધીરે બંધ થઈ જાય છે અને કયારેક તો પવિત્રતાની સુરક્ષા પણ મુશ્કેલ બની જાય છે અને કયારેક છોકરીનું ભવિષ્ય પણ ખતરામાં મુકાય જાય છે. હઝરત ઉમર (રદિ.) નું ફરમાન છે :

أَلَا وَاِنَّ وَاحِدَكُمْ لَيُغَالِىْ بِصَدَاقِ اِمْرَأُتِهٖ حَتّٰى يَبُقِىْ لَهٗ فِىْ نَفُسِهٖ عَدَاوَةٌ حَتّٰى

يَقُوْلَ: كَلِفُتُ لَكَ عِلَقَ الْقِرُبَةِ .

અર્થ : સાંભળો ! તમારામાંથી કોઈને પત્નીની મહેર ઘણી વધારે નક્કી કરવી પડે છે, અહીંયા સુધી કે તેના દિલમાં દુશ્મની પેદા થઈ જાય છે અને કેટલીક વખતે તે ગુસ્સામાં કહેવા લાગે છે કે તમારા કારણે મને નકામી તકલીફ ઉઠાવવી પડી. (સુનને અદારમીઃ ૨ / ૧૪૧)

હઝરત આઈશા (રદિ.) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરે છે :

مِنْ يُمْنِ! اَلْمَرْأَةِ اَنْ يَّتَيَسَّرَ خِطْبَتُهَا وَاَنْ يَتَيَسَّرَ صَدَاقُهَا وَاَنْ يَتَيَسَّرَ رَحِمُهَا.

અર્થ :સ્ત્રીની બરકત અને ખુશનસીબીની નિશાની એ છે કે તેના નિકાહનો પયગામ પણ આસાન હોય, તેને મહેર આપવી પણ આસાન હોય અને આસાનીથી તેને સુવાવડ પણ થાય (તે બાકળ વગરની ન હોય)

(મુસ્તદરક : ૨ / ૧૮૨)

માલુમ થયું કે છોકરીના માતા–પિતાએ હદ અને શકિતથી વધુ મહેરની માંગણી ન કરવી જોઈએ, જેથી નિકાહનો અમલ આસાનીથી પુરો થાય અને તેની બરકતો બંને પક્ષોને મળે.

## મહેર વધારવાની ફેશન અને નબવી જીવન

ઘણા લોકો વધારેમાં વધારે મહેર(નિકાહ વખતે નવવધુને પતિ તરફથી મળતી રકમ) રાખવાને પોતાને માટે ગર્વની બાબત સમજે છે આધુનિક યુગમાં માત્ર દેખાવાને કારણે અને ફેશનને લીધે મહેર વધારે રાખવામાં આવે છે, એવા

લોકોએ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું જીવન સામે રાખવું જોઈએ. હઝરત ઉમર (રદિ.)નું બયાન છે :

સાંભળો ! વધારે મહેર ન રાખો, જો આ વધારો દુનિયામાં ઈઝઝતનું કારણ અને અલ્લાહને ત્યાં તકવા–સંયમની નિશાની હોત તો રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તમારાથી વધારે લાયક હતા અને ખબર નથી કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ કોઈ સ્ત્રીથી પોતાના નિકાહ અથવા પોતાની પુત્રીઓના નિકાહ બાર (૧૨) ઉકિયહથી વધારે મહેર પર કર્યા હોય. (મિશ્કાતુલ મસાબીહ : ૨૭૭)

સામાન્ય રીતે વધુ મહેર નક્કી કરનારા પોતાની નાક ઊંચી રાખવા માટે આવું કરે છે અને પહેલેથી જ તેમની નિય્યત મહેર આપવાની હોતી નથી, પછી આખી જિંદગી મહેર આપ્યા વગર પસાર થઈ જાય છે, સ્ત્રી પાસે જબરદસ્તી માફ કરાવવામાં આવે છે અથવા તો પહેલેથી જ તેનો ઉલ્લેખ આવતો નથી, સ્ત્રી કાયારેક માંગી લે તો તેની ઉપર મુસીબત આવી જાય છે. એવા લોકો માટે હદીસ શરીફમાં સખત ધમકી આવી છે.

اَيُّمَا رَجُلٌ تَزَوَّجَ اِمْرَأَةٌ عَلىٰ مَاقَلَّ مِنَ الْمَهْرِاَوْ اَكْثَرَلَيْسَ فِىْ نَفْسِهٖ اَنْ يُؤَدِّىْ

اِلَيْهَاحَقَّهَا ، فَمَاتَ وَلَمْ يُؤَدِّ اِلَيْهَاحَقَّهَا لَقِىَ اللّٰهُ يَوْمَ الْقِيَامَةِ وَهُوَ زَانٍ.

અર્થ : કોઈ વ્યકિતએ કોઈ સ્ત્રીથી નિકાહ કર્યા મહેર ઓછી કે વધારે પર, તેની નિય્યત એ હતી કે તે સ્ત્રીને મહેરનો હક અદા નહીં કરે, પછી તે જ હાલતમાં મરી ગયો અને સ્ત્રીનો હક મહેર તેને અદા ન કર્યો તો કયામતના દિવસે જયારે તે અલ્લાહથી મુલાકાત કરશે તો વ્યભિચારી (ઝિનાકાર) ગણવામાં આવશે. (મજ્મઉઝ્ઝવાઈદ : ૪ / ૨૮૪)

## દહેજ એક લાઈલાજ જખમ

નિકાહના માર્ગમાં એક વિઘ્નરૂપ દહેજ પણ છે આ રિવાજ એવો છે કે છોકરીના માતા – પિતા તેના બોજમાં દબાયેલા રહે છે. ઘરની બધી જરૂરતો બતાવ – શૃંગારની વસ્તુઓ, છોકરા – છોકરીની બધી વસ્તુઓ તે ઉપરાંત

છોકરાના માતા – પિતા, ભાઈ – બહેન અને બીજા સગાં – સંબંધીઓ માટે ભેટો આ બધુ અને બીજુ શાદીના સમયે ઉત્તમ રહેવા, જમવાની વ્યવસ્થા કરવી છોકરીના માતા – પિતાનું ફરજ સમજવામાં આવે છે અને તેમાં સામાન્ય ભૂલ પણ માફ ન કરી શકાય તેવી ભૂલ સમજવામાં આવે છે.

દહેજની આ લાનતે જાણે કેટલાય ઘરો બરબાદ કરી નાખ્યા છે અને કેટલીક છોકરીઓ કુંવારી બનીને બેઠી છે અને ન જાણે કેટલીય સંપત્તિ તેમાં ખતમ થઈ ચુકી છે.

માતા – પિતા પોતાની છોકરીને ખુશીથી, માંગ્યા વગર કંઈક આપે, તેને જરૂરી વસ્તુઓ અર્પણ કરે, એ યોગ્ય છે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ હઝરત ફાતિમા (રદિ.) ને વિદાય વખતે કેટલીક વસ્તુઓ આપી હતી. તેમાં એક ચાદર, તકિયો, ગાદલું, ઘંટી, મશ્કીઝો અને ઘડો હતો.

(ઈબ્ને માજહ :૨ / ૪૫૩, મુસ્નદે અહમદ : ૧ / ૧૦૪)

પરંતુ દહેજની માંગ અને ન મળવા પર નારાજી આપણા સમાજનો તે રોગ છે જે સમાજના ઉચ્ચ ગુણોને ખાય જાય છે. દહેજની આ લાનત છોકરીના વડીલોને હરામ માર્ગો તરફ લઈ જાય છે અથવા તો કર્જ (દેવા)ના એવા બોજમાં દબાય જાય છે કે માથુ ઉચકવું પણ મુશ્કેલ બની જાય છે.

ઈસ્લામ આ રિવાજને એટલા માટે ખતમ કરવા માંગે છે કે નિકાહ આસાન થાય, સમાજના લોકો પરેશાની અને મુસીબતથી બચી જાય. છોકરીવાળાઓ તરફથી આમંત્રણ કોઈ સહીહ દલીલથી સાબિત નથી, એ માત્ર સારુ કહી શકાય છે, તેમાં નકામા ખર્ચાઓથી બચવું જરૂરી છે. એવી રીતે છોકરાવાળાઓ તરફથી બરાતની વ્યવસ્થા કરવી પણ બિન જરૂરી છે. તેનાથી બચવું જરૂરી છે.

## વલિમો અને ખોટાખર્ચાઓ

ઈસ્લામમાં વલિમાને સુન્નત ઠેરવ્યો છે. તેનો ફાયદો એ થાય છે કે નિકાહનું એલાન થઈ જાય છે અને બીજાને નિકાહની પ્રેરણા મળે છે. વલિમાનો હેતુ માત્ર એટલો છે કે માનવી પોતાની ખુશી વ્યકત કરવા પોતાની

શકિત પ્રમાણે ખાસ મિત્રો અને સંબંધીઓને બોલાવીને કંઈક ખવડાવી દે. ફુઝૂલખર્ચી અને પોતાની નામના માટે લોકોને આમંત્રણ અને વિવિધ પ્રકારની વાનગીઓ બનાવવી શરીઅત વિરુદ્ધ છે. આજે આપણા સમાજમાં વલિમાની દાવતમાં એટલો ખર્ચ કરવામાં આવે છે કે મધ્યમવર્ગના લોકો માટે નિકાહ મુશ્કેલ બનતા જાય છે, કુર્આને કરીમમાં આ સંદર્ભે ઉસૂલ (નિયમ) દર્શાવવામાં આવ્યો છે.

وَلَا تُبَذِّرُ تَبْذِيراً إِنَّ الْمُبَذِّرِيْنَ كَانُواْ إِخْوَانَ الشَّيَاطِيْنِ وَكَانَ الشَّيْطَانُ لِرَبِّهِ كَفُوراً

અર્થ : અને (માલને) નકામો ઉડાવો નહિ. (કેમ કે) નિઃશંક, ઉડાઉ લોકો શયતાનોના ભાઈબંધ છે અને શયતાન પોતાના પરવરદિગારનો બહુ નાશુક્રો છે. ( સૂ. બની ઈસ્રાઈલ : ૨૬ / ૨૭)

હદીસ શરીફમાં પણ વલિમામાં વ્યર્થ ખર્ચાઓ કરવાની મનાઈ કરી છે, હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદિ.) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી નકલ કરે છે :

طَعَامُ اَوَّلُ يَوُمٍ حَقٌّ،وَطَعَامُ يَوُمِ الثَّانِىُ سُنّةٌ، وَطَعَامُ يَوُمِ الثَّالِثِ سُمُعَةٌ، وَمَنُ سَمَّعَ سَمَّعَ اللّٰهُ بِهٖ.

અર્થ :પહેલા દિવસનું ખાણું વાજબી છે, બીજા દિવસનું ખાણું દીની ઢબ છે, ત્રીજા દિવસનું ખાણું નામના માટે છે, જે પણ નામના માટે ખવડાવશે અલ્લાહ તેને બદનામ કરશે. (તિરમિઝી શરીફ)

ઉલમા અને ફુકહાના મતે બે દિવસ સુધી વલિમો જાઈઝ છે તેનાથી વધારે અપ્રિય છે, કેટલાક સહાબા (રદિ.)થી સાત દિવસ સુધી વલિમાની દાવત સાબિત છે. પરંતુ આ તે સ્થિતિમાં છે કે જયારે દરરોજના મહેમાનો અલગ અલગ હોય. (દર્સે તિરમિઝી : ૩ / ૩૭૦ – ૩૭૧)

એક વાતનું ધ્યાન રહે કે વલિમામાં ફુઝૂલખર્ચીથી બચીને દરેક પ્રમાણ જાઈઝ છે. મધ્યમ પ્રમાણ એક બકરી છે. હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ

(રદિ.) એ શાદી ખૂબ જ સાદગીથી કરી,આપ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પણ આવવાની તકલીફ ન આપી. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને જાણ થઈ તો આપે ખુશી વ્યકત કરી અને બકરીના વલિમાનો હુકમ આપ્યો. (મિશ્કાત)

(જાતે) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત સફિય્યહ (રદિ.)ના વલિમામાં માત્ર ખજુર અને સત્તુ–સાથવો ખવડાવીને નાનકડો વલિમો કર્યો. (મિશ્કાત)

કેટલીક પુનિત પત્નીઓના વલિમામાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ માત્ર બે મુદ લોટ ખર્ચ કર્યો . (મિશ્કાત)

સૌથી મોટો વલિમો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત ઝેનબ(રદિ.)ના નિકાહ વખતે કર્યો. હઝરત અનસ (રદિ.) વર્ણવે છે :

مَارَأَیْتُ النَّبِیَّ ﷺ اَوْلَمَ عَلٰی اَحَدٍ مِنْ نِسَائِهٖ مَااَوْلَمَ عَلَیْهَااَوْلَمَ بِشَاةٍ.

અર્થ : જેટલો મોટો વલિમો હઝરત ઝયનબ (રદિ.)ના નિકાહ વેળાએ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કર્યો એટલો કોઈ બીજી પત્નીના નિકાહ પર કર્યો નથી. આખી એક બકરી વલિમામાં ઝબહ કરી. (બુખારી શરીફ)

માલુમ થયું કે વલિમાની દાવતમાં મધ્યમમાર્ગથી કામ લેવું જોઈએ અને ફુઝૂલખર્ચીથી બચવું જોઈએ, એવી રીતે દાવતમાં માલદારો સાથે ગરીબોને પણ બોલાવવામાં આવે. હદીસ શરીફમાં એવી દાવતને બુરી દાવત ગણવામાં આવે છે જેમાં માત્ર માલદારોને બોલાવવામાં આવે અને ગરીબોને બોલાવવામાં ન આવે. (બુખારી શરીફ)

ટુંકમાં સુન્નત નિકાહને મહેર અને ફુઝૂલખર્ચીથી,દહેજ, તિલક, બરાત, દાવત અને બધી કુપ્રથાઓથી પાક રાખવામાં આવે, એ જ શરઈ તકાદો છે.

## નિકાહ અને વડીલોની જવાબદારી

શરીઅત છોકરીઓના નિકાહ માટે તેના વડીલો અને વાલીઓને

જવાબદાર ગણે છે અને તેમને એ તાકીદ કરે છે કે તેઓ નિકાહ માટે રૂકાવત ન બને બલ્કે નિકાહને આસાન કરે અને છોકરીની બધી મસ્લિહતોને સામે રાખીને તેના માટે યોગ્ય જોડ શોધે અને તેની મંજુરી પછી જ નિકાહ કરાવે.

તે સંબંધે હદીસ શરીફમાં એક ઘટના નકલ કરી છે કે હઝરત ઉમર (રદિ.)ની પુત્રી હઝરત હફસા (રદિ.) જયારે વિધવા બન્યા અને તેમના પહેલાં પતિ હઝરત ખુનૈસ બિન હુઝાફા સહમી (રદિ.)નું મૃત્યુ થયું તો હઝરત ઉમર (રદિ.)ને પોતાની પુત્રીની બીજી શાદીની ચિંતા થઈ, તેમને પોતાની જવાબદારીનો એહસાસ થયો અને પહેલાં હઝરત ઉસ્માન (રદિ.) પાસે ગયા અને પયગામ આપ્યો, હઝરત ઉસ્માન (રદિ.) એ વિચાર માટે મુદત માંગી, થોડા દિવસ પછી મુલાકાત થઈ તો હઝરત ઉસ્માન (રદિ.)એ ખુશી સાથે મજબૂરી દર્શાવી દીધી. હઝરત ઉમર (રદિ.) ત્યાર બાદ હઝરત અબૂ બક્ર સિદ્દીક (રદિ.) પાસે ગયા, પયગામ આપ્યો, પરંતુ હઝરત અબૂ બક્ર ખામોશ રહયા, હઝરત ઉમર (રદિ.)નું કથન છે કે મને હઝરત ઉસ્માન (રદિ.)થી વધારે ગુસ્સો હઝરત અબૂ બક્ર (રદિ.) પર આવ્યો . હઝરત ઉસ્માન (રદિ.)એ તો ક્ષમા યાચી દીધી, પરંતુ તેઓએ તો ચુપકી કરી લીધી. (હકીકત એ છે કે હઝરત અબૂ બક્ર(રદિ.)ને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરાદો માલુમ હતો, એટલા માટે ખામોશ રહયા.) પછી થોડા દિવસો પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પયગામ મોકલ્યો. નિકાહ થયા અને હઝરત હફસા(રદિ.) ઉમ્મુલ મુઅમિનીન બની ગયા. (બુખારી શરીફ)

વાલીઓની એ જવાબદારી છે કે માત્ર પોતાની નાક ઊંચી રાખવા માટે અથવા ગેરતને કારણે યોગ્ય રિશ્તાને ન જવા દે. જો છોકરી કોઈ રિશ્તા પર રાજી હોય અને તે યોગ્ય પણ હોય તો વડીલોએ તેને સ્વીકારી લેવો જોઈએ. હઝરત મઅકલ બિન યસાર (રદિ.) નું બયાન છે :

" મેં પોતાની બહેનના નિકાહ કરાવી દીધા પછી પતિએ તેને તલાક આપી દીધી. ઈદ્દત પુરી થયા પછી તે જ વ્યકિત ફરી મારી બહેન માટે પયગામ

લાવ્યા, મેં ધમકાવીને કાઢી મુકયા, મેં કહયું કે મેં મારી બહેનના નિકાહ તમારી સાથે કર્યા, વિદાય કરી, તમારી કિર્તી થઈ પરંતુ તમે કોઈ પરવા કર્યા વગર તલાક આપી દીધી, હું હવે બીજી વખત તેણીને તમારા નિકાહમાં બિલ્કુલ નહીં આપું, અસલમાં તે વ્યકિત યોગ્ય અને લાયક હતો મારી બહેન પણ તેમનાથી બીજી વખત નિકાહ કરવા માંગતી હતી, તેથી કુર્આને કરીમમાં આયત ઉતરી....

وَاِذَاطَلَّقْتُمُ النِّسَاءَ فَبَلَغْنَ اَجَلَهُنَّ فَلَاتَعْضُلُوْهُنَّ اَنْ يَّنْكِحْنَ اَزْوَاجَهُنَّ اِذَاتَرَاضَوْ بَيْنَهُمْ بِالْمَعْرُوْفِ

અર્થ : અને જ્યારે તમે પોતાની સ્ત્રીઓને તલાક આપો, પછી તેણીઓ પોતાની ઈદ્દત પણ પૂરી કરી લે તો હવે તેણીઓને પોતાના (આગલા) ધણી સાથે નિકાહ કરવાથી અટકાવો નહિ, જ્યારે કે તેઓ આપસમાં કાયદા મુજબ રાજી થઈ જાય. (સુરએ બકરહ : ૧૩૨)

જેથી મેં મારી બહેનના નિકાહ તેમની સાથે જ કરી દીધા. (બુખારી શરીફ)

હઝરત ઈમામ ઈબ્ને તૈમિયા (રહ.) એ સ્પષ્ટ કર્યુ છે કે છોકરીઓનો યોગ્ય અને યોગ્ય સમયે રિશ્તો નકકી કરવો વડીલોની ફરજ છે. આ અમાનત–થાપણ છે તેને અદા કરવું જરૂરી છે. આ શરઈ દષ્ટિએ ભલાઈ છે તેની રિઆયત જરૂરી છે, યોગ્ય રિશ્તાને ફગાવવો જુલ્મ અને ના–કદરી છે. અને આ જાઈઝ નથી, વડીલો માટે જરૂરી છે કે તેઓ છોકરીના હિતને લક્ષમાં રાખે, પોતાની ઈચ્છા અને લાલચને ધ્યાનમાં ન રાખે.

(મજમુઅ ફતાવા ઈબ્ને તૈમિયા : ૩૨ / ૫૨ – ૫૩)

ટુંકમાં છોકરીઓ વિશેની જવાબદારી ઈસ્લામે વડીલોના માથે નાંખી છે. જો વડીલો સમગ્ર ધ્યાન કેન્દ્રિત કરીને વિચારે તો સમાજના ઘણા પ્રશ્નો હલ થઈ જાય.

## મજબુત અને પવિત્ર લગ્ન જીવન માટે નિકાહ પૂર્વે

# ઈસ્લામનો ઉપદેશ

## (એક અભ્યાસ)

ઈસ્લામ નિકાહની પ્રેરણા અને તાકીદ સાથે લગ્નજીવનનો પ્રારંભ કરતા પહેલાં એવી લાભદાયક યુકિતઓ બતાવે છે જેની પાબંદી કરવાથી લગ્નજીવનમાં પ્રેમ – શાંતિ સ્થાપિત કરી શકાય છે. ઈસ્લામે નિકાહની ઈચ્છા ધરાવનારને એ તાલીમ આપી છે કે લગ્નનું બંધન ખૂબ જ હોશ સાથે કરવામાં આવે, છોકરા અને છોકરી બંનેએ એક બીજાની કોઈ રીતે માહિતી મેળવવી જોઈએ, ઉત્તમ એ છે કે છોકરો શરઈ હદમાં રહી છોકરીને, અને છોકરી છોકરાને જોઈ લે, વડીલો નિકાહ પહેલાં મશ્વરો કરે અને છોકરા – છોકરીની પરવાનગી વિના આગળ પગલું ભરે નહીં, છોકરીના માતા – પિતા સાથે પણ મશ્વેરો કરે, આ બધી ઈસ્લામની તાલીમ છે, તેનું વર્ણન નીચે કરવામાં આવે છે.

### પયગામ આપતા પહેલાં છોકરીને જોવી

ઈસ્લામ કયારેય પુરુષ માટે પારકી સ્ત્રીને જોવી જાઈઝ ઠેરવતો નથી, પરંતુ પુરુષ માટે એ છૂટ છે કે નિકાહનો પયગામ આપતા પહેલાં છોકરીને જોઈ લે. હઝરત મુગયરહ બિન શુઅબા (રદિ.)થી રિવાયત છે કે તેમને એક સ્ત્રીને નિકાહનો પયગામ મોકલવાનો ઈરાદો કર્યો, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને કહયું કે (પહેલાં) તેણીને જોઈ લો, જેથી આશા છે કે તમારા બન્ને વચ્ચે મુહબ્બત પેદા થશે. (તિરમિઝી)

જોવાની આ પરવાનગીનો આશય એ છે કે સ્ત્રીની નાક – નકશી, રંગ – રૂપ માલુમ થઈ જાય, એ પણ જાણી લેવામાં આવે કે છોકરીમાં કોઈ ખામી તો નથી.

ઉલમાએ કિરામ નિકાહ પહેલા છોકરીને જોવાની પરવાનગી આપે છે. હદીસ શરીફમાં જોવાનો જે હુકમ છે તે વાજિબ હુકમ નથી બલ્કે ઔપચારિકતા

માટે છે. એક હદીસમાં છે કે જયારે કોઈ છોકરીને નિકાહનો પયગામ આપે તે પહેલાં જો શકય હોય તો જોઈ લે. (મુસ્તદરક : ૨ / ૧૫૬)

બીજી જગ્યાએ ઈરશાદ છે કે કોઈ સ્ત્રીને નિકાહનો પયગામ આપે તો જોવામાં કોઈ વાંધો નથી, ભલે સ્ત્રીને તેની જાણ ન હોય.

(મુસ્નદે અહમદ : ૫ / ૪૨૪)

સ્ત્રીના કેટલા ભાગને જોવો એ માટે ઉલમાના અલગ અલગ મંતવ્યો છે. અલ્લામા ઈબ્ને હઝમ (રહ.) વગેરે શરીરના દરેક અંગને જોવાની ઈજાઝત આપે છે. (ઉમ્દતુલ કારી : ૨૦ / ૧૧૯)

પરંતુ બીજા ઉલમાએ કિરામ તેનો સખત વિરોધ કરે છે, મોટા ભાગના ઉલમાએ કિરામ ચહેરો અને હથેળીઓ ને જોવાની પરવાનગી આપે છે. (અલ્ મુગ્ની : ૭ / ૭૩) અને તેનું કારણ એ બતાવે છે કે ચહેરો જોઈને તેના સૌંદર્યને પારખી શકાય છે અને હથેળીઓ જોઈને શરીરની નરમી – સખ્તીનો અંદાજો લગાવી શકાય છે. (અલ્ ફિક્હ ઈસ્લામી : ૭ / ૨૩)

ઈમામ અબૂ હનીફહ (રહ.)એ પગોને જોવાની પણ પરવાનગી આપી છે. (અલ્ ફિક્હ ઈસ્લામી)

ઈમામ અહમદ બિન હમ્બલ (રહ.)ના મતે ચહેરો, ગરદન, હાથ, પગ, માથું, પિંડલી આ છ અંગો જોવા દુરૂસ્ત છે (અલ્ ફિક્હ ઈસ્લામી)

ઈમામ અવઝાઈ (રહ.) ના મતે ગુપ્તાંગો સિવાય શરીરના દરેક ભાગને જોઈ શકાય છે. (ફત્હુલબારી : ૯ / ૨૨૯)

ઉપરોકત કથનોમાં તે કથન વધારે પસંદ છે જેમાં ચહેરો અને હથેળીઓ જોવાની પરવાનગી છે. જેને તે સિવાયની માહિતી મેળવવી હોય તો કોઈ અનુભવી સ્ત્રીથી જાણી શકે છે. હઝરત અનસ(રદિ.)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કોઈ સ્ત્રી સાથે નિકાહ કરવાની ઈચ્છા વ્યકત કરી તો પહેલાં એક અનુભવી સ્ત્રી હઝરત ઉમ્મે સુલૈમ (રદિ.)ને જોવા માટે મોકલ્યા અને તાકીદ કરી કે પગોને સારી રીતે જોઈ લેવા અને દાંતો, મોઢામાં દુર્ગંધ છે કે નહીં તે બરાબર જોઈ લેવું, માટે ઉમ્મે સુલૈમ (રદિ.)એ યુકિત કરીને તે બંને વસ્તુઓ બરાબર જોઈ લીધી. (મુસ્તદરક : ૨ / ૧૬૬)

## છોકરાને જોવો

શરીઅતમાં છોકરી માટે પણ નિકાહ પહેલાં છોકરાને જોવાની પરવાનગી છે. જેમ છોકરીનો ચહેરો અને હથેળી જોવી જાઈઝ છે એવી રીતે છોકરાનો ચહેરો અને હથેળી જોવી જાઈઝ છે.

ઈમામ ઈબ્ને કય્યિમ (રહ.)એ એક ઘટના નોંધી છે કે હઝરત મુગયરહ બિન શુઅબા (રદિ.)એ અને એક બીજા અરબ યુવાને કોઈ છોકરીને નિકાહનો પયગામ મોકલ્યો, છોકરીએ એ નક્કી કર્યુ કે પહેલા એ બંને(પરસ્પર એક બીજાને) જોઈ લે, પછી નિર્ણય લેશે, બંને નક્કી કરેલા સમયે અને સ્થળે પહોંચ્યા, છોકરીએ તે બન્નેને એવી જગ્યાએ બેસાડયા જયાંથી તેમને જોઈ શકે અને સાંભળી શકે. તે અરબ યુવાન ખૂબસુરત હતો હઝરત મુગયરહ (રદિ.) એ વિચાર્યુ કે આ યુવાન પસંદ ન પડી જાય તેમને યુકિત અજમાવી અને તે યુવાનથી કહયું કે તમે ખૂબ જ સૌંદર્યવાન છો તમારામાં બીજી કઈ ખૂબીઓ છે ? તે યુવાન જોશમાં આવી ગયો અને પોતાની ખૂબીઓ ગણાવવાની શરૂ કરી, છેલ્લે હઝરત મુગયરહ (રદિ.) એ પૂછયું કે તમારા હિસાબનો મામલો કેવો છે ? તે યુવાને કહયું કે હું હિસાબના મામલામાં ખૂબ જ સાવધ છું, પાઈ–પાઈનો હિસાબ લઉ છું અને રાખું છું. જેથી હઝરત મુગયરહ (રદિ.) એ કહયું કે મારો મામલો તો તેનાથી અલગ છે, હું કોઈ હિસાબ લેતો નથી, સામાન ખતમ થઈ જાય છે તો ફરી ભરી લઉ છું. બસ સ્ત્રીએ નિર્ણય કરી લીધો કે એવા પાઈ – પાઈના હિસાબ માંગનાર સૌંદર્યવાન યુવાન કરતા ઉદાર દિલના વ્યકિત મુગયરહનો રિશ્તો મંજુર છે પછી (તેમની) શાદી થઈ ગઈ.

(અત્તુરુકુલ્ હિક્મિય્યા ફીસ્સિયાસતીશ્શરઈય્યહ : ૩૭૩૮)

ઉકત ઘટનાથી સ્પષ્ટ થાય છે કે શરઈ હદનો ખ્યાલ રાખી છોકરી માટે છોકરાને જોવો જાઈઝ છે.

## દાવતમાં સાવધાની

યાદ રહે કે નિકાહનો પયગામ નિકાહ નથી, માત્ર વચન છે માટે એવા

અવસરે છોકરા અને છોકરીએ ભેગા થવાથી બચવું જોઈએ, મંગણી વગરે પછી પુરુષ અને સ્ત્રીનું સ્વતંત્ર હરવું – ફરવું અને મેળાપ યુરોપની ભેટ છે અને એ કહેવું કે શાદી પહેલાંની મુલાકાત માર્ગ મોકળો કરે છે અને દિલોમાં મુહબ્બત પેદા કરે છે અને તેને કારણે થયેલ કરારમાં મજબુતી આવે છે, એ બિલ્કુલ ખોટું અને ભ્રમ છે આ મુલાકાત અને મેળાપ ઝિનાનો માર્ગ મોકળો કરે છે અને થયેલા કરારને તોડવામાં મદદરૂપ નિવડે છે. અરબીનું કથન છે :

كُلُّ خَاطِبٍ كَاذِبٌ

અર્થ : દરેક પયગામ આપનાર જુઠો હોય છે

તેનો મતલબ એ છે કે નિકાહનો પયગામ આપીને એ બહાને મુલાકાત અને હરવા – ફરનારા મોટે ભાગે જુઠા હોય છે, અને એવા સંબંધો શરઈ નિકાહની હદમાં આવતા પહેલાં જ તુટી જાય છે એટલા માટે ખુબ જ હોશિયારી સાથે કદમ ઉઠાવવાની જરૂરત છે.

## છોકરીની પરવાનગી લેવી

ઈસ્લામે વડીલોને એ તાકીદ કરી છે કે છોકરીઓના નિકાહથી પહેલાં તેમની જરૂર પરવાનગી લઈ લેવામાં આવે. હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિષ દહેલ્વી (રહ.) લેખ છે :

''એ જાઈઝ નથી કે સ્ત્રીઓના નિકાહનો સંપૂર્ણ અધિકાર પુરુષોને આપી દેવામાં આવે. કારણ કે વડીલો એ જાણતા નથી કે જે સ્ત્રી પોતાની જાત વિશે જાણે છે અને નિકાહનો નરમ – ગરમ મામલો કરવાનો છે એટલા માટે તેની ઈચ્છા જાણવી જરૂરી છે, પછી પુખ્તવયની પતિવાળી સ્ત્રીથી સ્પષ્ટ પરવાનગી લેવી જરૂરી છે. કુંવારી સમજદાર છોકરીથી પણ ઈજાઝત લેવી જરૂરી છે અને તેનાથી ઈજાઝત લેવાનો મતલબ એ છે કે તે અસ્વીકૃતિ ન કરે, તેનો સામાન્ય દરજો એ છે કે તે ખામોશ રહે, જો છોકરી ના–બાલિગ હોય તો તેની ઈજાઝત લેવી જરૂરી નથી, તેનો નિકાહ વલી(વાલી) તેની સમજ પ્રમાણે કરી શકે છે, હઝરત આઈશા (રદિ.)ના નિકાહ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમ) સાથે તેમના પિતા હઝરત અબુ બકર (રદિ.)એ પોતાની સમજ પ્રમાણે કર્યા જયારે કે તેમની ઉમર કુલ છ વર્ષની હતી.

(રહમતુલ્લાહિ વાસિઅહ શર્હે હુજ્જતુલ બાલિગહ : મુફતી સઈદ પાલનપુરી સા.(દા.બ.) ૫ / ૫૭)

હઝરત આયશા (રદિ.)એ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી છોકરીની ઈજાઝત વિશે પ્રશ્ન પૂછયો, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું : તેની મરજી જાણી લેવામાં આવે, હઝરત આઈશા (રદિ.) એ કહયું કે છોકરી શરમાય તો ? ફરમાવ્યું : ખામોશી જ તેની તરફથી ઈજાઝત–પરવાનગી છે. (મુસ્લિમ શરીફ)

આ હદીસથી સ્પષ્ટ માલુમ થયું કે સ્ત્રીથી ઈજાઝત લેવામાં આવે. કુંવારી સ્ત્રીની ઈજાઝતનો છેલ્લો દરજો ખામોશી ત્યારે ભરોસાપાત્ર છે જયારે લક્ષણોથી તેની ખુશી વ્યકત થતી હોય.

## સ્ત્રીને મજબુર કરવી નહીં

ઉપરોકત હદીસોથી એ પણ માલુમ થાય છે કે પુખ્તવયની સમજદાર સ્ત્રીને મજબુર કરવી ઈસ્લામની દષ્ટિએ યોગ્ય નથી, મોટા ભાગના ફુકહાનો આ જ મત છે અને બુદ્ધિ પણ તેનું સમર્થન કરે છે.(ઝાદુલ મઆદ : ૪ / ૩)

ઈમામ ઈબ્ને તયમિયહ (રહ.) થી પૂછવામાં આવ્યું કે પિતા પોતાની પુખ્તવયની કુંવારી સ્ત્રીને નિકાહ માટે મજબુર કરી શકે છે ? તેના જવાબમાં એમને ફરમાવ્યું :

મજબુર કરવી અકલ–બુદ્ધિ અને નકલ બંનેની વિરૂદ્ધ છે. વાલી અને સરપરસ્ત ખાવા – પીવા, કપડાં અને લેવડ – દેવડમાં જયારે મજબુર કરી શકતો નથી તો છોકરીને તેની મરજી વિરૂદ્ધ શાદી કરવા પર કેવી રીતે મજબુર કરી શકે છે? વિવાહિત જીવન શાંતિ અને મુહબ્બત માટે હોય છે અને બળજબરી પૂર્વક કરેલા લગ્ન શાંતિ અને મુહબ્બતને નષ્ટ કરે છે.

(મજમુઆ ફતાવા ઈબ્ને તયમિયહ : ૩૨ / ૨૫)

## પરવાનગી વિના શાદીનો હુકમ

ઈસ્લામે સ્ત્રીની ખુશી અને ઈજાઝતને એટલી અગત્યતા આપી છે કે જો વાલી છોકરીના નિકાહ તેની ઈજાઝત વગર કરી દે અને સ્ત્રીને તે રિશ્તો પસંદ ન હોય તો સ્ત્રીને તે નિકાહ તોડવાનો હક છે. આ હક વિધવા અને કુંવારી બંને સ્ત્રીઓને પ્રાપ્ત છે.

વિધવા સ્ત્રી વિશે હદીસમાં છે કે ખન્સા બિન્તે ખુઝામ અન્સારીયાના નિકાહ તેમના પિતાએ તેણીને પૂછયા વગર કરી દીધા હતા, તે વિધવા હતા, ઉહુદની લડાઈમાં તેમના પતિ શહીદ થઈ ગયા હતા, જયારે તેમને જાણ થઈ તો તેને અપ્રિય સમજયું અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સામે પોતાની અપ્રિયતા જાહેર કરી, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ તેમના નિકાહ રદ કરી દીધા. (બુખારી શરીફ)

કુંવારી છોકરી વિશે હદીસ છે કે એક કુંવારી છોકરી પેગમ્બર (સલ.) ની સેવામાં આવી અને કહયું કે મારા પિતાએ મારી શાદી કરી છે અને મારી મરજી નથી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તે છોકરીને નિકાહ ખતમ કરી દેવાનો અધિકાર આપી દીધો. (ઈબ્ને માજહ )

હઝરત આઈશા (રદિ.) નું કથન છે કે એક નવયુવાન સ્ત્રી તેમની પાસે આવી અને કહયું કે મારા પિતાએ તેમના ભત્રીજા સાથે મારા નિકાહ કરી દીધા છે, તે છોકરો યોગ્ય નથી, હું તેનાથી રાજી નથી, હું શું કરું ? હઝરત આઈશા (રદિ.)એ તે સ્ત્રીને રોકી રાખ્યા, જયારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આવ્યા અને વાત આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સામે મુકી તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ તે નિકાહ ખતમ કરવાનો અધિકાર આપ્યો, તેની ઉપર તે સ્ત્રીએ કહયું કે હવે હું એ સગપણ કબૂલ કરું છું હું તો માત્ર એ જાણવા ચાહતી હતી કે સ્ત્રીને હક છે કે નથી ? હું સ્ત્રીઓને એ ખુલાસો બતાવવા માગું છું કે વાલીઓ અને માતા – પિતાને જબરદસ્તી કરવાનો કોઈ હક નથી. (નસાઈ)

મતલબ એ છે કે શાદી વિશે ઈસ્લામે સ્ત્રીને ઘણાં અધિકારો આપ્યા છે, હદીસ શરીફમાં કોઈ એક પ્રસંગ પણ એવો નથી કે સ્ત્રીએ વાલીની ઈજાઝત વગર નિકાહ કર્યા હોય અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ તેને રદ કર્યા હોય; બલ્કે હઝરત મયમુના (રદિ.) થી જયારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ નિકાહ કર્યા તો તેમનો કોઈ વાલી હાજર ન હતો તેમને પોતાના બનેવી હઝરત અબ્બાસ (રદિ.)ને વકીલ બનાવ્યા હતા, જે વાલી ન હતા, તો આ નિકાહ વાલીની ઈજાઝત વગર થયા.

(તુહફતુલ અલમિઈ: ૩ / ૫૨૯)

ઈસ્લામ કુટુંબ રચનાને અતુટ બુનિયાદ પર ઈચ્છે છે, એટલા માટે તે દરેક પુખ્ત વયની સ્ત્રીની ઈજાઝતને જરૂરી સમજે છે અને બળજબરી પૂર્વક થયેલ લગ્નને ખતમ કરવાની સ્ત્રીને છૂટ આપે છે.

(વિગતે ફતાવા ઈબ્ને તયમિયહ ૩૨ / ૨૨ – ૫૨ ઉપર જોઈ લેવું)

## સ્ત્રીની શાદીમાં માતાથી સલાહ–મશ્વરો

સ્ત્રીના પિતા અને વાલીને તેની પ્રેરણા આપી છે કે છોકરીના નિકાહ પહેલા તેની માતાથી પણ સલાહ–મશ્વરો કરી લો. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) થી નકલ કરે છે :

اٰمِرُوْا النِّسَاءَ فِیْ بَنَاتِهِنَّ.

અર્થ : સ્ત્રીઓથી તેમની છોકરીઓ વિશે સલાહ–મશ્વરો અને મત મેળવો. (મુસ્નદે અહમદ : ૨ / ૩૪)

ઈમામ ઈબ્ને કુદામા (રહ.)ના કથન અનુસાર "પુત્રીની મુહબ્બત અને તેના ભવિષ્યના જીવનની ચિંતા અને તેના હિતોના ખ્યાલમાં માતાનું સ્થાન ઘણું ઊંચુ છે, એટલા માટે તેના મશ્વરાની અગત્યતા છે અને તેનાથી મશ્વરો કરવામાં તેને ખુશ રાખવું પણ છે. (અલ્ મુગ્નીઃ ૬/ ૪૯૧)

મોટે ભાગે છોકરીઓ સગપણ વગેરે માટે પોતાના મનની મૂઝવણ માતા સામે જ બયાન કરે છે, એટલા માટે તેમનાથી સલાહ–મશ્વરો કરવો અને તેમનો મત જાણવો જરૂરી છે.

# દાંપત્ય જીવનમાં સ્ત્રીઓની જવાબદારી

પુરુષ અને સ્ત્રી લગ્ન કર્યા પછી ખુબ જ પવિત્ર અને પ્રેમભર્યુ જીવન ગુજારે, તેમના પગ ગુનાહ અને બુરાઈ તરફ જવા તૈયાર ન થાય અને તેમનું જીવન ખુશી અને શાંતિનો નમૂનો બની જાય, ઈસ્લામની આ જ માંગ છે. એટલા માટે ઈસ્લામે એક બાજુ પુરુષોને ખૂબ જ ભારપૂર્વક કહયું છે.

اِسْتَوْصُوْا بِالنِّسَاءِ خَيْرًا

અર્થ :સ્ત્રીઓ વિશે સારા વર્તાવની મારી તાકીદ કબૂલ કરો. (તિરમિઝી)

બીજી બાજુ ઈરશાદ છે.

اَكْمَلُ الْمُؤْمِنِيْنَ اِيْمَانًا اَحْسَنُهُمْ خُلُقًا، وَخِيَارُكُمْ خِيَارُكُمْ لِنِسَائِكُمْ.

અર્થ :સૌથી પૂર્ણ ઈમાનવાળો તે છે જેના અખ્લાક–વ્યવહાર સારા હોય, તમારામાં શ્રેષ્ઠ તે છે જે પોતાની પત્નીઓ માટે સારો હોય. (તિરમિઝી)

બીજી બાજુ સ્ત્રીઓ વિશે ફરમાવ્યું.

જો હું કોઈને કોઈની સામે સિજદો કરવાનો હુકમ આપતો (અલ્લાહના ગેર સામે સિજદો કરવાની થોડી પણ ગુંજાઈશ હોત) તો હું સ્ત્રીને હુકમ આપતો કે પોતાના પતિને સિજદો કરે. (તિરમિઝી)

આ હદીસથી પતિને મા'બુદ (પૂજાને પાત્ર) જેટલું સ્થાન આપવાનું નથી બલ્કે તેનો હેતુ સ્ત્રી માટે પતિની અગત્યતા પર ભાર મુકવાનો છે અને એ બતાવવાનું છે કે પતિ વગર સ્ત્રીને ન સમાજમાં પ્રતિષ્ઠા મળી શકે છે અને ન તેની સુરક્ષા થઈ શકે છે એટલા માટે લગ્ન જીવન પ્રેમ સાથે પસાર કરવું જોઈએ. પતિનું મહત્વ કેટલું છે ? વિધવા અને તલાકવાળી સ્ત્રીથી તે જાણી શકાય છે.

શરીઅતે સફળ લગ્ન જીવન માટે હક્કો અને ફરજોની યાદી તૈયાર કરી છે તે સાથે આપણા જીવનને સરખાવીને લગ્નજીવનને જન્નતનો નમુનો બનાવી શકીએ છીએ તે માટે કેટલાક મુદાઓનું વર્ણન કરવામાં આવે છે.

## પતિની ફરમાબરદારી–તાબેદારી

કુર્આને કરીમમાં નેક સ્ત્રીની એક નિશાની''કાનિતાતુ''(પતિની ફમાબરદારી કરનારી) બતાવવામાં આવી છે. (સૂ.નિસાઅઃ ૩૪)

સ્ત્રીની પહેલી જવાબદારી પતિની ફરમાંબરદારી–તાબેદારી છે. પતિની ફરમાબરદારી ન કરવી અને તેનું કહયું ન માનવું લાનત અને ખુદાના અઝાબને આમંત્રે છે. હઝરત અબૂ હુરયરહ (રદિ.) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) થી નકલ કરે છે :

તે અલ્લાહના સોગંદ જેના કબ્જામાં મારી જાન છે જે પુરુષ પોતાની પત્નીને પથારી પર બોલાવે અને તે મનાઈ કરી દે, તો જયાં સુધી પતિ ખુશ ન થઈ જાય, ખુદા એવી સ્ત્રીથી નારાજ રહે છે.(એટલા માટે કે તેની મનાઈ પતિને હરામમાં સંડોવી શકે છે. (મિશ્કાતુલ મસાબીહ – કિતાબુન્નિકાહ)

બીજી જગ્યાએ ઈરશાદ છે :

اِذَادَعَا الرَّجُلُ اِمْرَأَتَهُ اِلیٰ فِرَاشِهٖ، فَأَبَتْ اَنْ تَجِیْ ءَ، لَعَنَتْهَا الْمَلَائِكَةُ حَتّٰى تُصْبِحَ

અર્થ : જયારે પતિ પત્નીને બિસ્તર પર બોલાવે, તે આવવાની મનાઈ કરે તો સવાર સુધી એવી સ્ત્રી પર ફરિશ્તાઓ લાનત વરસાવે છે.

(બુખારી શરીફ)

અન્ય એક હદીસમાં છે :

اِذَابَاتَتِ الْمَرْأَةُ مُهَاجِرَةً فِرَاشَ زَوْجِهَا لَعَنَتْهَا الْمَلَائِكَةُ حَتّٰى تَرْجِعَ

અર્થ : જો સ્ત્રી પતિના બિસ્તરથી અલગ રાત ગુજારે (અને પતિની વાત માનવા પર રાજી ન હોય) તો જયાં સુધી તે પતિના બિસ્તર પર ન આવે, ફરિશ્તા તેની ઉપર લાનત કરતા રહે છે. (બુખારી શરીફ)

યાદ રહે કે શરઈ કારણ વગર જો સ્ત્રી પુરુષની ઈચ્છા પુરી ન કરે, તો તેનું આ કાર્ય ધિક્કારપાત્ર છે.

હદીસ શરીફમાં છે કે

ثَلَاثَةٌ لَاتُقْبَلُ لَهُمْ صَلَاةٌ وَلَايَصْعَدُلَهُمْ اِلَى السَّمَاءِ حَسَنَةٌ : اَلْعَبْدُ الْاٰبِقُ حَتّٰى

يَرْجِعَ وَالسَّكْرَانُ حَتّٰى يَصْحُوَ وَالْمَرْأَةُ السَّاخِطُ عَلَيْهَا زَوْجُهَا حَتّٰى يَرْضٰى

**અર્થ : ત્રણ બદનસીબ એવા છે જેમની ન નમાઝ કબૂલ થાય છે અને ન કોઈ નેકી ખુદાને ત્યાં કબૂલ થાય છે (૧) માલિકની ઈજાઝત વગર ભાગેલ ગુલામ જયાં સુધી પરત ન આવી જાય. (૨)નશામાં મસ્ત જયાં સુધી હોશમાં ન આવી જાય (૩) તે સ્ત્રી જેનો પતિ (યોગ્ય કારણે) નારાજ હોય, જયાં સુધી પતિ રાજી ન થઈ જાય. (મજમઉઝ્ઝવાઈદ : ૪ /૩૧૩)**

**સ્ત્રીને એ તાકીદ કરવામાં આવી છે કે**

اِذَاالرَّجُلُ دَعَازَوْجَتَهٗ لِحَاجَتِهٖ، فَلْتَأْتِهٖ وَاِنْ كَانَتْ عَلَى التَّنُّوْرِ.

**અર્થ : જયારે વ્યકિત પોતાની હાજત(સંભોગ) માટે પત્નીને બોલાવે તો પત્ની જરૂર જાય, ભલે તે ચુલા પર(પોતાનું કામ કરી રહી) હોય. (તિરમિઝી)**

**ઈસ્લામ એક બાજુ સ્ત્રીની એ જવાબદારી બતાવે છે કે તે પતિની જાઈઝ ઈચ્છા રદ ન કરે, બીજી બાજુ તે પણ તાકીદ કરે છે કે સ્ત્રી માટે પતિના હકોમાં ઉણપ લાવીને નફિલ ઈબાદતોમાં મશ્ગુલ રહેવું યોગ્ય નથી. હદીસ શરીફમાં સ્ત્રીને પતિના હક અદા કરવાને બદલે લાંબી લાંબી નફિલ નમાઝોથી અને પતિની ઈજાઝત વગર નફિલ રોઝા રાખવાની મનાઈ ફરમાવી છે.**

**હઝરત અબૂ સઈદ ખુદરી (રહ.)નું કથન છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પાસે અમારી હાજરીમાં એક સ્ત્રી આવી અને અરજ કરી કે મારા પતિ સફવાન બિન મુઅત્તલ (રદિ.) મને નમાઝ પઢવા પર મારે છે. રોઝો રાખું છું તો રોઝો છોડાવી દે છે અને જાતે દિવસ થતા નમાઝ પઢે છે. અચાનક તે મજલિસમાં હઝરત સફવાન (રદિ.) હાજર હતા, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ તપાસ કરી, તેમને કહયું કે હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ નમાઝમાં બે લાંબી લાંબી સૂરતો પઢે છે જેની હું મનાઈ કરું છું. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું એક સૂરત પુરતી છે. હઝરત સફવાન (રદિ.)એ કહયું કે એ નફિલ રોઝા રાખ્યા કરે છે. હું યુવાન વ્યકિત છું, મારાથી સબર થતો નથી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કોઈ (પણ) સ્ત્રી પતિની પરવાનગી વિના રોઝા રાખે નહીં. (અબૂ દાઉદ)**

હઝરત અબૂ હુરયરહ (રદિ.) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી નકલ કરે છે :

لَاتَصُوْمُ الْمَرْأَةُ وَبَعْلُهَاشَاهِدٌ اِلَّا بِاِذْنِهٖ

તર્જુમો : પતિની હાજરીમાં તેની પરવાનગી વિના સ્ત્રી રોઝા રાખે નહીં. (બુખારી શરીફ)

યાદ રહે કે પતિની પરવાનગી વગર નફિલ રોઝા સ્ત્રી માટે જાઈઝ નથી, એટલા માટે કે પતિને દરેક વખતે (ગમે ત્યારે) પત્નીથી ફાયદો ઉઠાવવાનો શરઈ હક છે, તેને અદા કરવો સ્ત્રી માટે જરૂરી છે, એટલા માટે નફિલ ઈબાદતો પર તેને અગ્રતા પ્રાપ્ત છે. (ફત્હુલબારી : ૯ / ૨૯૬)

હાં, પતિ માટે યોગ્ય છે કે પત્ની સાથે દયાભર્યો વ્યવહાર કરે અને ધીરજથી કામ લઈને ઈબાદતમાં ખલેલ ન પહોંચાડે.

ટુંકમાં પતિની ફરમાંબરદારી (આજ્ઞાપાલન) પત્નીની ફરજ છે. એક હદીસમાં શ્રેષ્ઠ સ્ત્રીની નિશાની વર્ણવવામાં આવી છે.

" શ્રેષ્ઠ સ્ત્રી તે છે કે જયારે (પતિ) તેને જુએ તો ખુશ થઈ જાય, જયારે કોઈ હુકમ કરે તો આજ્ઞાપાલન કરે, જયારે તે ગેર હાજર હોય તો પોતાના નફસની અને માલની હિફાઝત કરે. (તફસીર ઈબ્ને કષીર : ૨ / ૪૫)

એક હદીસમાં છે.

જે સ્ત્રી પાંચ વખતની નમાઝ અને રોઝાની પાબંદ હોય, ગુપ્તાંગોની હિફાઝત કરે અને પતિની ફરમાંબરદારી કરે, તેનાથી કયામતના દિવસે કહેવામાં આવશે કે જન્નતમાં જે દરવાજેથી ઈચ્છે દાખલ થઈ જાઓ.

(તફસીર ઈબ્ને કષીર)

યાદ રહે કે પત્ની માટે પતિનું આજ્ઞાપાલન જાઈઝ કાર્યોમાં છે, ગુનાહમાં નથી, જો પતિ ગુનાહ અને અલ્લાહની નાફરમાનીનો હુકમ કરે તો પછી તેની તાબેદારી જાઈઝ નથી.

હદીસ શરીફમાં છે :

لَاطَاعَةَ لِمَخْلُوْقٍ فِىْ مَعْصِيَةِ الْخَالِقِ

અર્થ: અલ્લાહની નાફરમાનીમાં કોઈની તાબેદારી જાઈઝ નથી; ફરમાંબરદારી તો માત્ર ભલાઈની છે. (મુસ્લિમ શરીફ)

## પતિની ખુશી

પત્નીની એ પણ જવાબદારી છે કે દરેક પળે પતિને ખુશ રાખે અને તેને નારાજ કરનારા કાર્યોથી દૂર રહે.

એક હદીસમાં છે

اَيُّمَا اِمْرَأَةٍ بَاتَتْ اَوْمَاتَتْ وَزَوْجُهَا عَنْهَا رَاضٍ دَخَلَ الْجَنَّةَ.

અર્થ : જે સ્ત્રીનું મૃત્યું એ હાલતમાં થાય (અથવા રાત ગુજારે) કે પતિ તેનાથી ખુશ હોય તો તે જન્નતમાં દાખલ થશે. (તિરમિઝી)

એટલા માટે સ્ત્રીઓને એ પણ તાકીદ છે કે પતિ માટે તેઓ બનાવ – શૃંગાર કરે, એ પતિને રાજી રાખવાનો એક માર્ગ છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યુંઃ તે સ્ત્રી, કે પુરુષ તેને જુએ તો ખુશ થઈ જાય અને પુરુષ હુકમ કરે તો પાલન કરે. (મુસ્તદરક : ૨ / ૩૭૦)

રિવાયતમાં છે કે એક લડાઈથી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સહાબા (રદિ.) સાથે પરત આવી રહયા હતા, હઝરત જાબિર (રદિ.) પણ સાથે હતા તેમની નવી નવી શાદી થઈ હતી તેમને પાછા ફરવાની ઉતાવળ હતી. મદીનાથી બહાર જયારે કાફલો પહોંચ્યો તો હઝરત જાબિર (રદિ.) એ જલ્દીથી શહેરમાં પ્રવેશવાનો ઈરાદો કર્યો, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું : થોભી જાઓ, થોડી વાર પછી જજો, જેથી સ્ત્રીઓ તૈયાર થઈ જાય અને બનાવ શણગાર કરી લે અને તમારી તબીયત, તેઓની મુલાકાતથી ખુશ થઈ જાય, આમ અચાનક જવાથી શકય છે કે વગર શણગારે જોઈને તમે અપ્રસન્ન થઈ જાઓ અને લગ્નજીવનમાં તિરાડ પડી જાય. (સહીહ બુખારી)

એક હદીસમાં લાંબાં સફરેથી પરત આવનારને ઘરે જાણ કર્યા વિના એટલા માટે રોકવામાં આવ્યા છે કે કદાચ સ્ત્રી પતિની ઈચ્છા પ્રમાણે તૈયાર ન હોય.

સ્ત્રીએ પતિ ખાતર બનાવ – શૃંગાર કરવો ઈસ્લામી દષ્ટિએ જાઈઝ છે

અને શણગાર વગરનું જીવન અથવા પતિ પ્રત્યેના પતિની અરૂચિ ઈસ્લામી દષ્ટિએ ધિક્કારપાત્ર છે. હઝરત ઉસ્માન બિન મઝ્ઉન (રદિ.) ધનવાન સહાબી હતા, તેમણે દિવસે રોઝાનો અને રાત્રે ઈબાદતનો મામુલ બનાવ્યો હતો તે રીતે પત્નીનો હક નષ્ટ થતો હતો. પેહલા પત્ની બનાવ – શૃંગાર કરતી હતી,પરંતુ પતિની અરૂચિ જોઈને તેનાથી દૂર થવા લાગી, તે દરમિયાન કેટલીક અઝ્વાજે મુતહ્હરાતથી મળવા ગઈ, તેણીની આ હાલત જોઈને સવાલ કર્યો કે શું પતિ સફરમાં છે ? તેણીએ કહયું કે તેમનું રોકાણ પણ સફર જેવું છે, તેમને ન દુનિયાની પડી છે અને ન પત્નીની ચાહત, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ને જાણ થઈ તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ (તે સહાબીને) હક્કોમાં સમાનતાની તાકીદ ફરમાવી, તેથી હઝરત ઉસ્માન (રદિ.)એ પત્ની તરફ ધ્યાન આપ્યું અને તેમના પત્ની બનાવ–શણગાર કરવા લાગ્યા. (નય્લુલ્ અવ્તાર : ૬ / ૨૧૮)

## આભાર, એહસાન અને કદર

સ્ત્રી માટે પતિ મોટો ઉપકારક છે, જે તેની સુરક્ષા સાથે તેની જરૂરિયાત પૂરી કરે છે અને તેને રાહત પહોંચાડે છે, માટે સ્ત્રીની જવાબદારી છે કે પતિનો આભાર માને અને કયારેય નાશુક્રી ન કરે અને એહસાન ન ભૂલે.

હઝરત અસ્મા બિન્તે યઝીદ (રદિ.) નું બયાન છે કે એક વખતે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અમારી પાસેથી પસાર થયા ત્યાં બીજી પણ સ્ત્રીઓ હતી, બધાને સંબોધીને કહયું : પોતાના ઉપકારક પતિની નાશુક્રીથી બચો, તમારામાંથી કોઈ પોતાના માતા – પિતાને ત્યાં લાંબા સમય સુધી નિકાહ વગર બેસી રહે છે પછી અલ્લાહ તેને પતિ અર્પણ કરે છે, પછી અલ્લાહ તેમને સંતાન સુખ અર્પે છે, તેમ છતાં જો સ્ત્રી પતિની કોઈ વાત પર નારાજ હોય છે તો એ કહે છે કે મેં તમારાથી કયારેય ભલાઈ નથી જોઈ.

(અલ્ અદબુલ્ મુફ્રદ : ૪૦૩ / મજ્મઉઝ્ઝવાઈદ :૪/૩૧૧)

એક હદીસમાં છે કે ઈદ નિમિત્તે ખુત્બામાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સ્ત્રીઓને ટાંકીને ખાસ સંબોધન કરી સદકા ઉપર ભાર આપતા

કહયું કે મને એ બતાવવામાં આવ્યું કે સ્ત્રીઓ જહન્નમમાં વધારે સંખ્યામાં છે અને તેનું એક કારણ એ છે કે સ્ત્રીઓ ધિક્કાર વધુ કરે છે અને બીજુ કારણ એ છે કે પતિની નાશુક્રી કરે છે. (મિશ્કાતુલ મસાબીહ)

એક હદીસમાં સ્પષ્ટ ઈરશાદ છે :

અલ્લાહ એવી સ્ત્રી તરફ રહમતની નજર નથી કરતો જે પતિનો આભાર ન માનતી હોય, હલાંકે તે કયારેય પતિથી નચિંત થઈ શકતી નથી.

(તરગીબ વ ત્તરહીબ : ૩ / ૫૮)

હઝરત હુસેન બિન મુહસ્સિન (રદિ.)નું બયાન છે કે તેમના ફોઈ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં આવ્યા, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને પૂછયું તમે પરણિત છો ? તેમણે હકારમાં જવાબ આપ્યો, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું પતિ સાથેનો તમારો વ્યવહાર કેવો છે ? તેણીએ કહયું કે મને તેમની પરવા નથી, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યુંઃ આ શું વાત થઈ ? યાદ રાખો કે પતિ તમારા માટે જન્નત છે અથવા જહન્નમ, એટલે તેમને રાજી (પ્રસન્ન) રાખશો તો જન્નત મળશે નહિતર જહન્નમ !

(તરગીબ વ ત્તરહીબ : ૩ / ૫૨)

## પતિની ખિદમત

પતિના ઉપકારોનો તકાદો એ છે કે પત્ની પતિની સેવા રાજી ખુશીથી કરે,પતિની ખિદમત તેમની ફરમાંબરદારી–તાબેદારી અને હક્કોની અદાયગી શરીઅતમાં જિહાદ બરાબર છે.

મુસ્લિમ સ્ત્રીઓ માટે સહાબિયાત નમૂનારૂપે છે. હઝરત હિલાલ બિન ઉમય્યહ (રદિ.) વિખ્યાત સહાબી છે. તબૂકની લડાઈમાં કારણ વિના લડાઈમાં ન જોડાવવાના કસુરમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મુસલમાનોને તેમની સાથે બાયકોટ કરવાનો હુકમ આપ્યો, અંતે પત્નીથી પણ સંબંધ કાપવાનો હુકમ આપ્યો, તેમના પત્ની નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં આવ્યા અને હિલાલની મજબૂરી, વૃદ્ધાવસ્થા અને

ખિદમતની જરૂરતનું વર્ણન કર્યુ, માટે તેમને ખિદમતની પરવાનગી મળી ગઈ, માત્ર સંભોગથી રોકવામાં આવ્યા. (બુખારી શરીફ)

પુનિત પત્નીઓ અને વિશેષ હઝરત આઈશા (રદિ.) એ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવા – ચાકરી ખુબ કરી, હદીસની કિતાબોમાં આ સંદર્ભે અનેક પ્રસંગો છે. શરીઅતે પતિના ઘણાં હક્કો સ્ત્રીના ઝિમ્મે રાખ્યા છે. તેમની પ્રતિષ્ઠા ખાતર આ હદીસ પર્યાપ્ત છે.

لَوْ كَانَ مِنْ قَدَمِهٖ اِلٰى مَفْرِقِ رَاْسِهٖ قُرْحَةٌ، تَنْبَجِسُ بِالْقَيْحِ وَالصَّدِيْدِثُمَّ اسْتَقْبَلَتْهٗ فَلَحِسَتْهُ مَاادَّتْ حَقَّهٗ.

અર્થ : પતિનો હક એટલો વધુ છે કે જો પતિ આખા શરીરથી(માથાથી પગ સુધી) જખ્મી હોય, લોહીમાં લથપથ હોય અને પત્ની તે જખ્મી શરીરને જીભ વડે ચાટે, તો પણ (પતિનો) હક અદા થઈ શકતો નથી.

(તરગીબ વ ત્તરહીબ : ૩ / ૫૫)

આ હદીસ પર મનન – ચિંતન કરીએ તો પતિની સેવાને કેટલું મહત્વ આપવામાં આવ્યું છે કે પતિનો જ સૌથી વધારે હક પત્ની પર છે.

(તરગીબ વ ત્તરહીબ : ૩ / ૫૫)

અને પતિના હક્કોની અદાયગી વિના પત્ની ઈમાનની મીઠાશ અને ઈબાદતનો આનંદ પ્રાપ્ત કરી શકતી નથી. (તરગીબ વ ત્તરહીબ :૩ / ૫૬)

અને જે સ્ત્રી પોતાના પતિની સેવાનો હક્ક અદા કરતી નથી અને તેને દુઃખ પહોંચાડે છે તો જન્નતની હુરો તેને બદદુઆ (શાપ) આપે છે.

(તરગીબ વ ત્તરહીબ : ૩ / ૫૮)

## પતિના ઘર અને માલની સુરક્ષા

પતિની જવાબદારીમાંથી એ પણ છે કે તે પોતાના કાર્ય અને આયોજનથી પતિની વિશ્વાસુ બની જાય અને પતિના ઘર તથા માલ – મિલ્કતની હિફાઝત કરે. આ તે જ વખતે શકય બની શકે છે જયારે કે તે પતિને દિલથી પોતાનો સમજે, તેના ઘર અને માલને પોતાનો સમજે અને તેની આબરૂ

અને ખુશીને પોતાની આબરૂ અને ખુશી સમજે.

હઝરત અબૂ ઉમામા (રદિ.) આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી રિવાયત કરે છે :

مَااِسۡتَفَادَ الۡمُؤۡمِنُ بَعۡدَ تَقۡوَى اللّٰهِ خَيۡرًالَّهٗ مِنۡ زَوۡجَةٍ صَالِحَةٍ، اِنۡ اَمَرَهَااَطَاعَتۡهُ،وَاِنۡ نَظَرَاِلَيۡهَاسَرَّتۡهُ، وَاِنۡ اَقۡسَمَ عَلَيۡهَااَبَرَّتۡهُ، وَاِنۡ غَابَ عَنۡهَانَصَحَتۡهُ فِىۡ نَفۡسِهَاوَمَالِهٖ.

અર્થ : અલ્લાહના ડર(તકવા–સંયમ) પછી ઈમાનવાળા માટે નેક પત્નીથી ઉત્તમ કોઈ નેઅમત નથી કે જયારે તેને હુકમ કરે તો માને, જુએ તો તેને ખુશ કરી દે, તેના વિશ્વાસ પર કસમ ખાય લે તો તેની કસમ પુરી કરે, ગેર હાજર હોય તો પોતાની આબરૂની અને પતિના માલની રક્ષા કરે.

(ઈબ્ને માજહ)

## આબરૂની રક્ષા

કુર્આન શરીફમાં નેક સ્ત્રીઓની ખુબીઓમાં ﴿حافظات للغيب بما حفظ الله﴾ પીઠ પાછળ(પતિઓની ગેર હાજરીમાં) અલ્લાહની હિફાઝતથી હિફાઝત કરનારી)નું વર્ણન છે. તેનો ભાવાર્થ એ છે કે પતિની ગેર હાજરીમાં ઈજ્જત, આબરૂ, ઘર અને માલ –મિલ્કતની રક્ષાનો પણ સમાવેશ છે. હદીસોમાં અગણિત એવી હદીસો ઉપલબ્ધ છે જેમાં મહિલાઓની આ ફરજ દર્શાવવામાં આવી છે કે તે પોતાની આબરૂની રક્ષા કરે અને કોઈ પણ સંજોગોમાં તેને કલંકિત ન થવા દે.

## શિષ્ટાચાર અને સફાઈ

સ્ત્રીની એક જવાબદારી એ પણ છે કે તે પોતાના દરેક અમલ અને કાર્યમાં શિષ્ટાચાર અને સફાઈનો આગ્રહ રાખે. ઈસ્લામ સફાઈ અને પવિત્રતાને ઈમાનનો અગત્યનો ભાગ સમજે છે. કુર્આને પાકમાં المتطهرين અતિ પાકસાફ (સ્વચ્છ) રહેનારાઓ પ્રિય છે. (અલ બકરહ:૨૨૨)

કેટલીક વાર સ્ત્રીના ભોળપણ, શિસ્ત અને સફાઈનો મિજાઝ ન હોવાને કારણે લગ્નજીવન ખતમ થાય છે અથવા કમજોર પડે છે. એટલા માટે ઈસ્લામ આ દિશામાં વિશેષ ધ્યાન આપે છે. તે માટે છોકરીઓના માતા – પિતાએ આ બાબતે વિચારવાની જરૂરત છે અને જાતે સ્ત્રીએ પણ પોતાનો મિજાઝ એવો બનાવવાનો પ્રયત્ન કરવો જોઈએ અને તેને માત્ર વ્યકિતગત જરૂરત નહીં બલ્કે ધાર્મિક જરૂરિયાત પણ સમજવી જોઈએ.

## વિવાહિત જીવનમાં પુરુષોની જવાબદારી

ઈસ્લામે વિવાહિત જીવનમાં પુરુષને "કવ્વામ – قــــوّام " (આયોજક, જવાબદાર, વાલી) બનાવ્યો છે અને એ પણ યાદ રહે કે પુરુષ અને સ્ત્રી પર એક બીજાના હક્કો છે, પરંતુ

وَلِلرِّجَالِ عَلَيْهِنَّ دَرَجَةٌ

અર્થ:પુરુષોને સ્ત્રીઓ પર અનેક ગણી ફઝીલત–મહત્તા પ્રાપ્ત છે.

(સૂ.બકરહ : ૨૨૮)

આધુનિક યુગમાં પુરુષ – સ્ત્રી સમાનતાના દાવા કરવામાં આવે છે, કયારેય આ દાવો પ્રકૃતિ સાથે મેળ ખાતો નથી, બંને જાતિઓ પૂર્ણ છે, છતાં અકલ અને શકિતમાં પુરુષ સ્ત્રી કરતાં આગળ છે, પરંતુ આ અગ્રતાનો હેતુ એ નથી કે પુરુષ સ્ત્રી પર જુલ્મ કરે ; બલ્કે તેની ઉપર નરમી કરે. ઉપરની આયતની સમજુતીમાં પુરુષની ફઝીલત–મહત્તા વધારે છે તો તેનામાં સબરનો ગુણ પણ વધારે હોવો જોઈએ.

કુર્આનમાં અંગત જીવનને ચલાવવા માટે પુરુષોને વડીલ બનાવ્યા છે. કુર્આનનો આ નિર્ણય યોગ્ય છે. પુરુષ જવાબદાર છે એટલા માટે તેની ઉપર જવાબદારીઓ પણ વધારે છે. તેનું વર્ણન નીચે પ્રમાણે છે.

### સદ્‌વર્તન

કુર્આને કરીમમાં પુરુષોને હુકમ છે :

وعَاشِرُوُهُنَّ بِالْمَعْرُوف

અર્થ : તમે સ્ત્રીઓ સાથે સારી રીતે જિંદગી પસાર કરો.

(સુરએ નિસા : ૧૯)

આ અગત્યની હિદાયત છે કે નમૂનારૂપ વિવાહિત જીવન માટે પતિ પર કઈ કઈ જવાબદારીઓ છે. શ્રેષ્ઠ સમાજના નિર્માણ માટે આ હુકમ દરેક પુરુષ પર વાજિબ છે. એ જ વિષયને હદીસ શરીફમાં પણ બયાન કરવામાં આવ્યો છે. હજ્જતુલ વિદાઅ વેળાએ ખુત્બામાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બધા પુરુષોને ફરમાવ્યું :

اَلَا وَاسْتَوْصُوْا بِالنِّسَاءِ خَيْراً.

સાંભળો! તમે સ્ત્રીઓ સાથે સારા વર્તાવથી પેશ આવો.

તે જ હદીસમાં પુરુષોને સ્ત્રીઓ સાથે સખ્તી કરવાથી, તેમની ફરમાંબરદારી છતાં તેમને મારવાની મનાઈ ફરમાવી છે અને તેમને સારુ ખવડાવવાની અને પહેરાવવાની તાકીદ કરી છે. (તિરમિઝી)

એક હદીસમાં છે :

اَكْمَلُ الْمُؤْمِنِيْنَ اِيْمَاناً اَحْسَنُهُمْ خُلُقاً وَالْطَفُهُمْ بِاَهْلِهِ

સંપૂર્ણ ઈમાનવાળો તે છે જે સૌથી સારા સંસ્કારવાળો હોય.

(તરગીબ વ ત્તરહીબ :૩ /૩૯)

કુર્આને કરીમમાં છે :

وَلَاتَنْسَوُا الْفَضْلَ بَيْنَكُمْ

પરસ્પર મામલાઓમાં અને સંબંધોમાં સખાવત–ઉદારતા ભુલો નહીં .

(સૂ. બકરહ : ૨૩૭)

સ્ત્રી સ્વભાવિક રીતે અને બનાવટમાં અમુક નબળાઈઓ ધરાવે છે જેને કારણે તેનું પોતાના પતિના સ્વભાવને સંપૂર્ણ રીતે અનુસરવું મુશ્કેલ છે. એટલા માટે પુરુષોને વારંવાર તેની સાથે સદ્‌વર્તનની તાકીદ કરી છે અને તેની નાજુક ભાવનાઓની રિઆયતની તાકીદ કરતા ફરમાવ્યું કે તે કાચ જેવીઓને તકલીફ ન પહોંચવી જોઈએ.

## ભુલોની માફી

**હદીસ શરીફમાં છે :**

اِسۡتَوۡصُوۡابِالنِّسَاءِ خَيۡرًا فَاِنَّهُنَّ خُلِقۡنَ مِنۡ ضِلَعٍ وَاِنَّ اَعۡوَجَ شَيۡ ءٍ فِيۡ الضِّلَعِ اَعۡلَاهُ فَاِنۡ ذَهَبۡتَ تُقِيۡمُهٗ كَسَرۡتَهٗ وَاِنۡ تَرَكۡتَهٗ لَمۡ يَزَلۡ اَعۡوَجَ فَاسۡتَوۡصُوۡابِالنِّسَاءِ خَيۡرًا.

**અર્થ :** સ્ત્રીઓ સાથે સારો વર્તાવ કરો; કારણ કે તે પાંસળીથી પેદા કરવામાં આવી છે અને સૌથી વાંકી પાંસળી ઉપરની હોય છે, જો તમે તેને સીધી કરવા જશો તો તેને તોડી નાંખશો અને જો છોડી દેશો તો બરાબર વાંકી રહેશે ; એટલા માટે તમે સારો વર્તાવ કરો. (બુખારી શરીફ)

આ હદીસમાં બતાવવામાં આવ્યું કે સ્ત્રીની પ્રકૃતિમાં વાંકાપણું અને ઉદ્ધતા છે એટલા માટે સામાન્ય રીતે તેમનાથી મરજી વિરુદ્ધની વાતો ઉદભવે છે. તેનું નિવારણ માત્ર તે તરફ ધ્યાન ન આપવું અને મૌખિક રીતે કહી દેવું છે નહીં તો વાત વધશે અને તલાક–છૂટાછેડાની નોબત આવી શકે છે. સુખી જીવન માટે માફી આપવી જરૂરી છે.

## પ્રસન્નતા અને પ્રેમ

પતિની એ પણ જવાબદારી છે કે પોતાની પત્ની સાથે પ્રેમભાર્યો વર્તાવ કરે, તેનો ખ્યાલ રાખે અને તેને પ્રસન્ન રાખવા પ્રયત્ન કરે. આ સંદર્ભે પણ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) નો નમૂનો અમારી સામે છે. હઝરત આઈશા (રદિ.) પોતાનો એક બનાવ વર્ણવે છે કે તે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સાથે મુસાફરીમાં હતા, મુસાફરી દરમિયાન આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને મારા દોડવામાં મુકાબલો થયો તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) થી દોડમાં હું આગળ નીકળી ગઈ, ત્યાર બાદ એક મુદત પછી એ જ મુકાબલો થયો તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આગળ નીકળી ગયા અને હું પાછળ રહી ગઈ ; એટલા માટે કે મારુ બદન ભારે થઈ ગયું હતું આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું

: આ મારી જીત છે જે તમારી પહેલી જીતનો બદલો થઈ ગયો.(મિશ્કાત શરીફ)

રિવાયતમાં એ પણ આવે છે કે હઝરત આઈશા (રદિ.) લગ્ન વિદાય પછી જયારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઘરે આવ્યા , તે વખતે બાળપણ હતું, આપ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેમનાથી ઘણી મુહબ્બત કરતા હતા, તેમની ખુશી માટે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેમની સહેલીઓને તેમની પાસે રમવા મોકલતા હતા.

(મિશ્કાત શરીફ)

એવી રીતે મદીનામાં હબ્શી ખેલ બતાવી રહયો હતો આપ હઝરત આઈશા (રદિ.)ની ખુશી માટે મોડે સુધી તેમની સાથે ઉભા રહી ખેલ બતાવતા રહયા. (બુખારી શરીફ)

હદીસ શરીફમાં હઝરત ખદીજા (રદિ.)થી મુહબ્બતના અનેક બનાવો મળે છે,તેમના મૃત્યુ પછી જયારે પણ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેમનું વર્ણન કરતા તો દરેક શબ્દથી અતિ મુહબ્બત ટપકતી હતી.

એક વખતે તેમની બહેન હઝરત હાલા આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુલાકાતે આવી, તેમની અવાજ હઝરત ખદીજા (રદિ.) જેવી હતી, અવાજ સાંભળતા જ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ને હઝરત ખદીજા (રદિ.)ની યાદ આવી ગઈ. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ની આદત હતી કે જયારે જાનવર ઝબહ કરાવતા તો માંસ હઝરત ખદીજા(રદિ.)ની સહેલીઓને જરૂર મોકલતા હતા.

હદીસ શરીફમાં છે :

لَا يَفْرَكُ مُؤْمِنٌ مُؤْمِنَةً اِنْ كَرِهَ مِنْهَا خُلُقًا رَضِيَ مِنْهَا اٰخَرَ.

અર્થ : કોઈ ઈમાનવાળો પુરુષ પોતાની પત્નીથી નફરત ન કરે (બલ્કે મુહબ્બત કરે) જો તેની કોઈ આદત પસંદ ન હોય તો શકય છે કે બીજી આદત પસંદ આવી જાય. (તરગીબ વ ત્તરહીબ : ૩ / ૫૦)

## તાલીમ અને તરબીયત

જીવન સાથીને દીની અને અખ્લાકી–નૈતિક તાલીમ આપવી, શરીઅતના હુકમોની તાલીમ આપવી, શિષ્ટાચાર શિખવાડવી અને તેને

દુનિયા–આખિરતની સફળતાની હકદાર બનાવવાની કોશિશ કરવી પતિની જવાબદારી છે. કુર્આને પાકમાં﴿قُوا اَنۡفُسَكُمۡ وَاَهۡلِكُمۡ نَارًا﴾ પોતાના ઘરવાળાઓને જહન્નમની આગથી બચાવો) નો હુકમ છે અને હદીસ શરીફમાં كُلُّكُمۡ راعٍ وَ كُلُّكُمۡ مَسۡؤلٌ عَنۡ رَعِيَّتِهٖ (તમારામાં દરેક ઝિમ્મેદાર છે અને તેનાથી તેની જવાબદારી વિશે પૂછવામાં આવશે.) ની સ્પષ્ટતા તેની દલીલ છે કે પતિ પોતાના ઘરવાળાઓને નેકીઓ પર ઉભારે અને બૂરાઈઓથી રોકે, પોતાની ઈમાની જવાબદારી નિભાવે અને અલ્લાહના ગુસ્સા અને અઝાબથી પોતાની સાથે પોતાના ઘરવાળાઓને બચાવવાની ફિકર કરે.

કુર્આને કરીમમાં ઈરશાદ છે :

وَاذۡكُرۡنَ مَايُتۡلىٰ فِىۡ بُيُوۡتِكُنَّ مِنۡ اٰيَاتِ اللّٰهِ وَالۡحِكۡمَةِ

અર્થ : તમે અલ્લાહની નિશાનીઓ અને હિકમતની એ વાતોને યાદ રાખો જે તમારા ઘરોમાં સંભળાવવામાં આવે છે.( સૂ. અહઝાબ : ૩૪)

આ આયતમાં એક બાજુ સ્ત્રીઓની દીની ફિકર કરવાની તાકીદ માલુમ થાય છે અને બીજી બાજુ પતિની એ જવાબદારી પણ માલુમ થાય છે કે તે પોતાના ઘરોમાં કુર્આન અને સુન્નતની તાલીમનો રોજિંદો નિયમ બનાવે, જેથી આખું ઘર દીની માહોલમાં રંગાય જાય. ઈસ્લામનો તકાદો છે કે પતિ – પત્ની દુનિયાના કામોમાં એક બીજાના મદદગાર, મિત્ર અને સહાયક બને છે એવી રીતે દીની કામોમાં પણ એક બીજાના મદદગાર બનીને ઘરમાં દીની માહોલ તૈયાર કરે અને સંતાનોની દીની તરબીયતની ફરજ અદા કરે.

કુર્આને કરીમમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અને આપ દ્વારા પુરી ઉમ્મતને સંબોધન કરવામાં આવે છે.

وَاۡمُرۡ اَهۡلَكَ بِالصَّلاةِ وَاصۡطَبِرۡ عَلَيۡهَا

અર્થ : તમે પોતાના ઘરવાળાઓને નમાઝનો હુકમ કરતા રહો અને જાતે પણ નમાઝની પાબંદી કરતા રહો. (સૂરએ તાહા : ૧૩૨)

તેથી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો અને સહાબા (રદિ.)નો ખાસ કરીને હઝરત ઉમર ફારૂક (રદિ.)નો આ જ રોજિંદો નિયમ હતો કે નમાઝની પાબંદી સાથે પત્ની અને બાળકોને નમાઝ માટે જગાડતા અને તૈયાર કરતા.

રિવાયતમાં છે કે રાત્રે પત્નીને જગાડનાર પુરુષ ખુશનસીબ છે અને રાત્રે નમાઝ અદા કરનાર પુરુષ અને સ્ત્રીનું નામ અલ્લાહની યાદ કરનારાઓમાં લખવામાં આવે છે એવી રીતે પત્નીને નમાઝ માટે જગાડનાર પુરુષ અને પતિને નમાઝ માટે જગાડનાર પત્નીને હદીસ શરીફમાં રહમતે ઈલાહીના ખાસ હકદાર બતાવવામાં આવ્યા છે. (અબૂ દાઉદ શરીફ)

## ઉદારતા (વિશાળતા) સાથે પત્નીનો ખર્ચ

ઈસ્લામે સ્ત્રીને ઘરની જવાબદારી સોંપી છે અને તેના ખર્ચની જવાબદારી પુરુષ પર નાખી છે.એક હદીસમાં છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) થી પત્નીનો હક પૂછવામાં આવ્યો, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું કે જે ખાય તે ખવડાવે અને જે પહેરે તે પહેરાવે એટલે ખર્ચમાં કંજુસાઈ ન કરે. (નયલુલ અવતાર : ૬/ ૨૧૧)

એક હદીસમાં છે :

સાંભળો ! સ્ત્રીઓનો હક તમારી ઉપર તેમના સારા ખાવા – પીવા અને યોગ્ય રહેઠાણની વ્યવસ્થા કરવાનો છે. (નયલુલ અવતાર : ૨૧૧)

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) નો ઈરશાદ છે કે અલ્લાહના રસ્તામાં ખર્ચ થનારી રકમ, કોઈ ગુલામને આઝાદ કરાવવામાં ખર્ચ થનારી રકમ, કોઈ ફકીરને સદકામાં આપવામાં આવનાર રકમ, બધામાં સવાબ છે, પરંતુ જે રકમ ઘરવાળાઓ પર ખર્ચ કરવામાં આવે છે તેમાં સૌથી વધારે સવાબ છે. (તરગીબ વ ત્તરહીબ : ૩ / ૬૧)

હઝરત ષવબાન (રદિ.) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી નકલ કરે છે :

اَفْضَلُ دِيْنَارٍ يُنفِقُهُ الرَّجُلُ دِيْنَارٌيُنفِقُهٗ علیٰ عِيَالِهٖ .

**સૌથી શ્રેષ્ઠ દીનાર તે છે જે આદમી પોતાના ઘરવાળાઓ પર ખર્ચ કરે.**

**(તરગીબ વ ત્તરહીબ : ૩ / ૬૧)**

રિવાયતની સ્પષ્ટતા પ્રમાણે ઘરવાળાઓ ઉપર ખર્ચ કરવામાં આવેલ રકમ, મહાન સદકાનો સવાબ ધરાવે છે. (તરગીબ વ ત્તરહીબ : ૩ / ૬૨) અને માનવીના અમલના ત્રાજવામાં સૌથી પહેલાં મુકવામાં આવનાર અમલ પણ આ જ છે. (તરગીબ વ ત્તરહીબ : ૩ / ૬૪)

## ન્યાય પ્રણાલી

પતિની જવાબદારી પત્ની સાથે ન્યાય અને બરાબરી કરવાની પણ છે. ખાસ કરીને જો પુરુષની એકથી વધારે પત્નીઓ હોય તો તેમના માટે ન્યાય અને સમાનતાનો મામલો કરવો જરૂરી છે. યાદ રહે કે આ સમાનતા હક્કોની અદાયગીમાં છે, જેમકે ખોરાક, પોશાક, રહેઠાણ વગેરેમાં અલબત્ત દિલી આકર્ષણ અને મુહબ્બત પોતાના અંકુશ બહારની વસ્તુ છે, એટલે તેમાં સમાનતાનો હુકમ નથી. અન્યાય કરનાર વ્યકિત ઈસ્લામની દષ્ટિએ પાપી છે અને હદીસની રોશનીમાં એવો વ્યકિત કયામતમાં એવી હાલતમાં આવશે કે તેનું અર્ધુ ધડ પડી ગયું હશે.

## સારી હાલત અપનાવવી

પતિની એ પણ જવાબદારી છે કે પોતાની પત્નીને ખુશ કરવા પોતાની હાલત(પોશાક, શકલ અને સુરત) ને ઉત્તમ અને ખુબસુરત બનાવવી.

હઝરત રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે : હું પત્ની માટે પોતાને શણગારવા પસંદ કરું છું, જેવી રીતે પોતાને માટે પત્નીને શણગારેલી જોવા માંગું છું, એટલા માટે કે કુર્આનમાં છે કે સ્ત્રીઓ માટે સારા તરીકા પર તે જ હકો છે જે પુરુષોના તેમની ઉપર છે.

શરઈ હકમાં વાળોની સફાઈ, બનાવ–શૃંગારનો પ્રબંધ, અત્તર–ખુશ્બુ

લગાડવી સારો પોશાક પહેરવો બધુ તેમાં શામેલ છે.

## દાંપત્ય જીવનમાં શારીરિક સંબંધોની જવાબદારી

ઈસ્લામે સ્ત્રીઓને જે રીતે પાબંદ બનાવી છે કે તે પોતાના પતિની જાતીય માંગને યોગ્ય કારણ વિના નકારે નહીં એવી રીતે પુરુષોને પણ એ તાલીમ છે કે તે પોતાની જાતીય જવાબદારી અદા કરે જેથી સ્ત્રી પવિત્ર જીવન ગુજારી શકે અને તેનું જાતીય આકર્ષણ તેને હરામથી રોકી શકે.

કુર્આન શરીફમાં ઈરશાદ છે :

وَلَن تَسۡتَطِيۡعُواۤ أَن تَعۡدِلُواۡ بَيۡنَ النِّسَاءِ وَلَوۡ حَرَصۡتُمۡ فَلاَ تَمِيۡلُواۡ كُلَّ الۡمَيۡلِ

فَتَذَرُوهَا كَالۡمُعَلَّقَةِ

અર્થ :અને તમે (એકથી વધુ પત્નીઓ હોય તો સૌ) પત્નીઓમાં કદી પણ બરાબરી જાળવી શકશો નહિ, ભલેને તમે તેની અભિલાષા રાખતા હો. તેથી (તમારા ઉપર એટલું જ વાજિબ છે કે) તમે એક તરફ તદન એવા ઢળી ન જાઓ કે એક પત્નીને અધ્ધર લટકતી છોડી મૂકો .(સૂ.નિસાઅ:૧૨૯)

માલુમ થયું કે પત્નીને "અધ્ધર" (તેના હકો અદા ન કરવા) છોડી દેવી શરઈ રીતે યોગ્ય નથી.

ઈમામ કુર્તુબી (રહ.) એ લખ્યું છે :

પુરુષ ઉપર માલની જવાબદારી છે. મહેર આપવી અને પત્નીનો ખર્ચ આપવો તેની જવાબદારી છે, એવી રીતે શારીરિક જવાબદારી પણ છે. જાતીય સંબંધો બાંધવા કિતાબ, સુન્નત અને શરીઅતના ઉસૂલ(નિયમો) પ્રમાણે પતિના ઝિમ્મે વાજિબ છે : એટલા માટે નિકાહનો હેતુ પવિત્રતા તેના વગર પ્રાપ્ત થઈ શકતો નથી.

(અસ્સિયાસતુશ્શરઈય્યહ ફી ઈસ્લાહીર્રાઈ વર્રઈય્યતી : ૧૬૨ / ૧૬૩)

હઝરત ઈમામ બુખારી (રહ.) એ હઝરત અબૂ જુહૈફા (રદિ.)ની સનદથી આ હદીસ નકલ કરી છે કે હિજરત પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ મદીનામાં હઝરત સલમાન ફારસી (રદિ.) અને હઝરત અબૂ

દર્દા (રદિ.) વચ્ચે ભાઈચારો કર્યો, એક વખતે હઝરત સલમાન (રદિ.) હઝરત અબૂ દર્દા (રદિ.)ના ઘરે ગયા, જોયું તો હઝરત અબૂ દર્દા (રદિ.)ના પત્ની સામાન્ય કપડાંમાં છે કારણ પૂછયું તો તેમને બતાવ્યું કે તમારા ભાઈ અબુ દર્દાને દુનિયાની કોઈ જરૂરત નથી. એટલામાં અબૂદર્દા (રદિ.) આવી ગયા, હઝરત સલમાન (રદિ.) માટે ખાવનું લાવવામાં આવ્યું, અબૂ દર્દા(રદિ.) એ કહયું કે મારો રોઝો છે આપ ખાઓ, હઝરત સલમાન (રદિ.)એ કહયું જયાં સુધી તમે નહીં ખાઓ હું પણ નહીં ખાઉં, પછી બંનેએ ખાધુ, રાત થઈ ગઈ, સુવાનો વખત થયો, અબૂ દર્દા (રદિ.)એ કહયું : આપ સુઈ જાઓ અને જાતે નમાઝ પઢવા લાગ્યા, હઝરત સલમાન (રદિ.) એ કહયું તમે પણ સુઈ જાઓ, થોડી વારમાં અબૂ દર્દા (રદિ.) ઉઠવા લાગ્યા, હઝરત સલમાન (રદિ.)એ તેમને સુવડાવી દીધા, રાતના છેલ્લા ભાગમાં હઝરત સલમાન(રદિ.)એ કહયું, હવે નમાઝ પઢો, પછી બંનેએ નમાઝ પઢી. હઝરત સલમાન (રદિ.)એ તેમને સમજાવ્યા કે તમારી ઉપર અલ્લાહનો પણ હક છે, પત્ની અને બાળકોનો પણ હક છે, પોતાના શરીરનો પણ હક છે, તમે બધાનો હક અદા કરો, પછી આ બનાવની આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને જાણ થઈ તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : સલમાને સાચુ કહયું.
(બુખારી શરીફ)

હઝરત ઈબ્ને હજર (રહ.)ના કથન પ્રમાણે

આ હદીસથી પત્નીનો પતિ પર જાતીય હક સાબિત થાય છે અને એ મસ્અલો પણ માલુમ થાય છે કે માનવીને મુસ્તહબ અને નફલથી રોકવો જાઈઝ છે, જયારે તેનો ભય હોય કે આ કામ પત્નીના વાજિબ હકમાં આડ બની શકે છે. (ફત્હુલ્ બારી : ૪ / ૨૧૧)

ઉપરોકત ચર્ચા ઉપરથી એ માલુમ થાય છે કે પતિ માટે પત્નીના જાતીય હક્કો અદા કરવા વાજિબ છે અને જે આ વાજિબ હક્કને કારણ વગર છોડી દે, ઈમામ માલિક (રહ.)ના મત પ્રમાણે તેને સમજાવવામાં આવે, છતાં ન માને તો બન્ને વચ્ચે જુદાઈ કરી દેવામાં આવે.(ફત્હુલ બારી : ૯ / ૩૭૩) ઈમામ

અહમદ બિન હમ્બલ (રહ.)નો પણ આ જ મત છે.

હઝરત ઉમર (રદિ.) પાસે એક સ્ત્રી આવી અને કહેવા લાગી ; મારા પતિ દરરોજ દિવસે રોઝા રાખે છે અને રાત્રે ઈબાદત કરે છે, મને તેમની ફરિયાદ કરવી પસંદ નથી, તેઓ અલ્લાહનું આજ્ઞાપાલન કરે છે. હઝરત ઉમર (રદિ.)એ કહયું તમારો પતિ ઘણો સારો અને નેક છે, તે સ્ત્રી પોતાની વાત વારંવાર કહેતી રહી, જવાબમાં હઝરત ઉમર (રદિ.) પોતાની વાત કહેતા રહયા, થોડી વાર પછી હઝરત કઅબ અસદી (રદિ.)એ ફરમાવ્યું : અમીરૂલ મુઅમિનીન! આ સ્ત્રી સારા અંદાજમાં પોતાના પતિની ફરિયાદ કરી રહી છે કે પતિ તેનો હક અદા કરતો નથી, હઝરત ઉમર (રદિ.)એ તેમને કહયું તે મુકદ્દમાનો તમે જ નિર્ણય કરો, તેની ઉપર તેમના પતિને બોલાવવામાં આવ્યા અને હઝરત કઅબ (રદિ.)એ એ ફેસલો કર્યો કે અલ્લાહે પુરુષ માટે ચાર શાદીઓ કરવાની છૂટ આપી છે, તમે એક શાદી કરી છે તમે ત્રણ રાતો અલ્લાહની ઈબાદત કરો પરંતુ ચોથી રાત્રે તમારે પત્નીનો હક અદા કરવો પડશે. હઝરત ઉમર(રદિ.)એ આ નિર્ણયને આવકાર્યો.

(તફસીરે કુર્તુબીઃ૫/ ૧૯)

ઈમામ ઈબ્ને હઝમ (રહ.) વગેરેના મતે મહીનામાં એક વખત મુલાકાત જરૂરી છે, તેની દલીલરૂપે કુર્આનની આયત ﴿فَإِذَا تَطَهَّرْنَ فَأْتُوهُنَّ﴾ (જયારે સ્ત્રી પાક થઈ જાય તો તમે તેની મુલાકાત કરો)(સૂ.બકરહ : ૨૨૨)

જો પતિ મુસાફરીમાં હોય, ભલે જિહાદનો સફર હોય, હજ્જ અને ઉમરહનો સફર હોય, ઈલ્મ—જ્ઞાન પ્રાપ્ત કરવાનો સફર હોય, વેપાર અર્થે સફર હોય, હરવા—ફરવા માટે સફર હોય, અને પરત ફરવા માટે કારણ નડતર રૂપ ન હોય તો તે છ(૬) મહીનાથી વધારે મુદત સુધી પત્નીથી દુર રહી શકતો નથી.

હઝરત ઉમર (રદિ.) એક રાત્રે ચક્કર લગાવી રહયા હતા, વચ્ચે એક ઘરમાંથી એક સ્ત્રીનો અવાજ સાંભળ્યો, તે એક શેર(શઅર) પઢી રહી હતી, તેમાં તે રાતની લંબાઈ, પતિની દૂરી અને શોખ સાથે એ કહી રહી હતી કે જો ખુદાનો ડર અને શરમ નડતર રૂપ ન હોત તો હું ઝિનામાં ફસાય જતી. સવારે

હઝરત ઉમર (રદિ.)એ પૂછપરછ કરી તો ખબર પડી કે તેમનો પતિ જિહાદમાં છે, આપ (રદિ.)એ તેમને બોલાવ્યા, પછી પોતાની પુત્રી ઉમ્મુલ મુઅમિનીન હઝરત હફસા (રદિ.)ને પૂછયું કે બેટી : સ્ત્રી પતિથી કેટલી મુદત સુધી સબર કરી શકે છે ? હઝરત હફસા (રદિ.)એ આશ્ચર્યથી ફરમાવ્યું કે તમે મને આ વાત પૂછી રહયા છો ? આપે ફરમાવ્યું જો મુસલમાનોની ભલાઈની ભાવનાઓ ન હોત તો ન પૂછતો, તેમણે કહયું પાંચ અથવા છ મહીના, ત્યાર પછી હઝરત ઉમર (રદિ.) એ છ મહીનાની મુદત નક્કી કરી. મુજાહિદોને છ મહીનામાં વતન પોતાના ઘરે પાછા ફરવાનો હુકમ આપી દીધો. એ નક્કી કર્યુ કે મુજાહિદો ચાર મહીના મોરચા પર રહેશે, એક મહીનો જવાનો અને એક મહીનો આવવાનો એમ કુલ છ મહીનામાં પરત ફરવું જરૂરી છે.

(અલ ફિક્હુલ ઈસ્લામી લિલ્ ઝુહયલી : ૭ / ૩૩૦)

ટુંકમાં પતિની જવાબદારી છે કે પત્નીથી શારીરિક સંબંધો બાંધે અને આ સંબંધે તેને દરેક બુરાઈથી બચવું જોઈએ ; એટલા માટે કે નિકાહ પવિત્રતાની ખાતરી ત્યારે આપી શકે છે જયારે આ હક અદા કરવામાં આવે.

## તાકીદ અને ઉપદેશ

જો પત્ની પોતાના પતિનું કહયું ન માને તો પતિને અધિકાર છે કે ઠપકો આપી શકે છે. કુર્આને કરીમમાં ઈરશાદ છે :

وَالّٰتِیْ تَخَافُوْنَ نُشُوْزَهُنَّ فَعِظُوْهُنَّ وَاهْجُرُوْهُنَّ فِیْ الْمَضَاجِعِ وَاضْرِبُوْهُنَّ فَإِنْ أَطَعْنَكُمْ فَلاَ تَبْغُواْ عَلَيْهِنَّ سَبِيْلاً إِنَّ اللّٰهَ كَانَ عَلِيّاً كَبِيْراً. وَإِنْ خِفْتُمْ شِقَاقَ بَيْنِهِمَا فَابْعَثُواْ حَكَماً مِّنْ أَهْلِهِ وَحَكَماً مِّنْ أَهْلِهَا إِن يُرِيْدَا إِصْلاَحاً يُوَفِّقِ اللّٰهُ بَيْنَهُمَا إِنَّ اللّٰهَ كَانَ عَلِيْماً خَبِيْراً.

અર્થ : અને જે સ્ત્રીઓની નાફરમાનીનો તમને ડર હોય તો (પ્રથમ) તેણીઓને (નરમીથી) સમજાવો અને (ન માને તો) તેમને પથારીમાંથી જુદી કરી દો અને તે છતાં ન માને તો (સહેજ) મારો, પછી જો તમારું કહ્યું કરવા લાગે

તો તેણીઓ પર (સતામણી માટે) બહાનાં ન શોધો, (કારણ કે) નિઃસંદેહ, અલ્લાહ સર્વોપરી (અને) મહત્તાવાળો છે અને જો તમને (ઉપરવાળાઓને) તે બંને (પતિ–પત્ની) વચ્ચે (અનિષ્ટ) અણબનાવનો ડર હોય તો એક (લાયક) લવાદ પતિના કુટુંબ તરફથી અને એક પત્નીના કુટુંબ તરફથી નક્કી કરો. જો આ બન્ને લવાદ (અંતઃકરણપૂર્વક) સુલેહ કરાવવા ચાહશે તો અલ્લાહ તે બન્ને વચ્ચે સુલેહ કરી આપશે. બેશક, અલ્લાહ સર્વજ્ઞ (અને) સંપૂર્ણ માહિતીવાળો છે. (સૂ. નિસાઅ : ૩૪૩૫)

ઉપરની આયતમાં બતાવવામાં આવ્યું કે...

(૧) સૌ પ્રથમ પતિ–પત્નીને સમજાવે, દાંપત્ય જીવનની બારીકીઓ, જવાબદારીઓ, હળીમળીને રહેવાના અને વાત માનવાના લાભો, વાત ન માનવાના નુકસાનો વગેરેથી માહિતગાર કરે.

(૨) જો આ સમજાવવું લાભદાયી ન નિવડે તો બીજું પગલું એ છે કે પત્નીને સજારૂપે તેણીની પથારી અલગ કરી દેવામાં આવે, યાદ રહે કે રૂમ (ઓરડો) અલગ કરવાનો હેતુ નથી બલ્કે માત્ર પથારી અલગ કરવાનો હુકમ છે. જેથી પત્નીને એહસાસ થાય તો પતિથી માફી માગી શકે.

(તુહફતુલ્ અલમઈ શર્હે તિરમિઝી : ૩ / ૬૦૩)

(૩) જો આ સજાથી પણ તેણી ઉપર કોઈ અસર ન પડે તો શરીઅતની હદમાં રહી પતિને હક છે કે તે સ્ત્રીને મારી શકે છે. શરીઅતે આ તાકીદ કરી છે કે મારવાનો અમલ મજબુરીના દરજામાં છે અને મારતી વેળા ચહેરો, પેટ અને શ્રેષ્ઠ અંગોને ન છેડે અને એવી માર ન મારે જેનાથી શરીર પર નિશાન પડી જાય. (અલ્ ફિક્હુલ ઈસ્લામી લિલ્ઝુહયલી : ૭ / ૩૪૦)

એક હદીસમાં છે :

اِنَّمَاهُنَّ عَوَانٍ عِنْدَكُمْ فَاضْرِبُوْهُنَّ ضَرْبًا غَيْرَ مُبَرِّحٍ .

અર્થ : સ્ત્રીઓ તમારી પાસે કેદીની જેમ છે (જરૂરત પડયે) તેમને એવી માર મારો જે સખત ન હોય. (તિરમિઝી)

હઝરત લકીત બિન સબરહ (રદિ.) એ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમ)થી અરજ કરી કે મારી પત્ની અવિવેકી છે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : તેને તલાક આપી દો, તેમણે કહયું કે તેને (મારા) બાળકો છે અને એક મુદ્દતથી તે મારી સાથે રહે છે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું : તેને સમજાવો, જો તેમાં ભલાઈ હશે તો માની જશે અને જુઓ : પોતાની પત્નીને એવી રીતે ન મારશો જેવી રીતે કોઈ લોંડી (દાસી)ને (નિર્દયતાપૂર્વક) મારે છે.(અબૂ દાઉદ)

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ પત્નીઓને મારવાની મનાઈ ફરમાવી છે, એક વખતે હઝરત ઉમર (રદિ.)એ અરજ કરી કે સ્ત્રીઓ બેશરમ અને અવિવેકી બનતી જાય છે, એટલા માટે મારવાની પરવાનગી હોવી જોઈએ, આપ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પરવાનગી આપી દીધી. તે રાત્રે ઘણી સ્ત્રીઓને ઘરોમાં મારવામાં આવી સવારે એ બધી સ્ત્રીઓએ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ફરિયાદ કરી. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મુસલમાનોને ભેગા કરીને ફરમાવ્યું :આજે સિત્તેર સ્ત્રીઓએ મુહમ્મદના ઘરના ચક્કર લગાવ્યા છે, દરેક પોતાના પતિ વિશે ફરિયાદ કરી રહી હતી, જે લોકોએ આ હરકત (કૃત્ય) કરી તેઓ તમારામાં સારા લોકો નથી.

(ઈબ્ને માજહ)

સ્પષ્ટ થયું કે સ્ત્રીઓને મારવાની આમ પરવાનગી નથી, આ પરવાનગી ખુબ મજબૂરીમાં છે. ઉમ્મત માટે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો નમુનો સામે છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાની જાત માટે કયારેય ન કોઈ પત્નીને મારી કે ન તો કોઈ નોકરને.(નયલુલ અવતાર : ૬ / ૨૧૧)

(૪) જો મારની સજા પણ લાભદાયક ન નિવડે તો પછી પંચાયત બેસાડવામાં આવે, પુરુષ અને સ્ત્રીના કુટુંબના એક–એક અથવા વધારે સભ્યો બેસીને નિવારણ લાવે, જો નિખાલસતા હશે તો મામલો સાફ થઈ જશે, નહિતર પછી તાલક સિવાય કોઈ સ્થિતિ બાકી રહેશે નહીં.

ટુંકમાં સ્ત્રીને ઉપદેશ અને તાકીદ આપવાની જવાબદારી પુરુષની છે અને તેની શરઈ હદ પણ બયાન કરી દીધી છે. તેની હદોનો ખ્યાલ રાખીને કામ લેવામાં આવે જેથી સુખી લગ્નજીવન જીવવામાં સરળતા રહે.

# પવિત્રતાની સુરક્ષા માટે લગ્નજીવનની સમાપ્તિ

લગ્ન ઝિના રોકવા માટેનું સૌથી મોટું કારણ છે,એટલા માટે ઈસ્લામની માંગ છે કે નિકાહ પછી વિવાહિત જીવનને ખુશી સાથે પસાર કરવામાં આવે, જો કે કયારેક એવી સ્થિતિ ઊભી થઈ જાય છે કે નિકાહને બાકી રાખવો મુશ્કેલ થઈ પડે છે, એટલા માટે ઈસ્લામે છુટા પડવું, તલાક, ખુલઅ વગેરે હુકમો નક્કી કર્યા છે, જેથી અણગમાની અને જટિલ અવસ્થામાં પુરુષ અને સ્ત્રી લગ્ન જીવનને ખતમ કરી શકે, પછી બીજા લગ્ન કરીને પોતાની પવિત્રતાની સુરક્ષા અને શાંતિ સહિત જીવન જીવી શકે.

## છુટા પડવું

કયારેક એવું બને છે કે પતિ – પત્નીમાંથી કોઈ એકમાં કોઈ એવી ખામી અથવા રોગ હોય છે જેને કારણે નફરત અને ધૃણા થવા લાગે છે, એવી સ્થિતિમાં જો જબરદસ્તી સગાઈ બાકી રહે તો વારંવાર ઝઘડો થયા કરે છે, અથવા માનવી પોતાની કામવાસનાની પૂર્તી માટે હરામ માર્ગો શોધે છે, એટલા માટે બુદ્ધિનો તકાદો એ છે કે એવી સ્થિતિમાં પતિ–પત્નીને છુટા પાડવાની છુટ છે, ફુકહાએ કિરામે વિસ્તારથી પુરુષોની ખામીઓ, સ્ત્રીઓની ખામીઓ તેમજ પુરષ અને સ્ત્રીની સમાન ખામીઓની સમજુતી અને શરઈ હુકમોની સ્પષ્ટતા કરી છે. જેનો હેતુ એ છે કે ખામીને કારણે છુટા પડવાની ઈજાઝત ઈસ્લામથી સાબિત છે અને તેની ઈજાઝતનો હેતુ એ છે કે છુટા ન પડવાને કારણે નિર્લજ્જતાના માર્ગો ખુલવામાં આસાની થઈ શકે છે.

## તલાક–છૂટાછેડા

કયારેક એવું બને છે કે લગ્નજીવનમાં કડવાશ ઊભી થાય છે. દિલ એવી રીતે અલગ થઈ જાય છે કે જોડવાની કોઈ શકયતા રહેતી નથી. બધી યુકિતઓ નિરર્થક સાબિત થાય છે, નિકાહનો અસલ હેતુ શાંતિ અને મુહબ્બત ખતમ થઈ જાય છે તો એવી સ્થિતિમાં ઈસ્લામે તલાકની ગુંજાઈશ રાખી છે જેથી પુરુષ અને સ્ત્રી અલગ થઈ શકે અને પોતાના મિજાઝનો સાથી શોધી શકે.

### ખુલઅ્

જેવી રીતે પુરુષને તલાક આપવાનો હક છે, તેવી રીતે પુરુષથી નિભાવ ન થઈ શકવાની સ્થિતિમાં સ્ત્રીને પણ શરીઅતે ઈજાઝત આપી છે કે તે તલાક લઈ શકે છે અને પુરુષથી અલગ થઈ શકે છે. હઝરત ઉમર(રદિ.)ના સમયમાં એક સ્ત્રીએ પોતાના પતિ વિશે ફરિયાદ કરી, આપ (રદિ.)એ તેને ઘણી સમજાવી, પરંતુ તે અડગ રહી કે મારે પતિથી અલગ થવું છે, છેવટે કાનની વાળીઓના બદલામાં મામલો નકકી થયો અને નિકાહ ખતમ થયો.

ટુંકમાં છુટા પડવું, તલાક અને ખુલઅ્ની ઈસ્લામમાં પરવાનગી એટલા માટે છે કે પુરુષ અને સ્ત્રીનો નિભાવ ન થઈ શકવાને કારણે અલગ થઈ જાય જેથી યોગ્ય સગાઈ નક્કી કરીને પોતાની પવિત્રતાની સુરક્ષા કરી શકે.

## નિકાહ અને ઝિના વચ્ચે તફાવત

વ્યભિચાર અને બુરાઈથી બચવા માટે નિકાહ અગત્યનો ભાગ ભજવી શકે છે. ગુનાહથી ટેવાયેલા લોકો બહાના શોધ્યા કરતા હોય છે, એટલા માટે ખતરો હતો કે કયાંક આવા લોકો નિકાહને પોતાની કામવાસના પૂરી કરવાનું સાધન બનાવી લેતા અને ઈસ્લામનો આ પવિત્ર હેતુ ખતમ થઈ જતો. તેને ધ્યાનમાં રાખીને ઈસ્લામે નિકાહ સાથે કેટલીક પાબંદીઓ, સીમાઓ અને નિયમો ઘડયા છે જેના વડે નિકાહ અને વ્યભિચારમાં ફરક કરી શકાય અને લોકો નિકાહને હંગામી ધોરણે રમતનું સાધન ન બનાવી લે.

આ માટે સૌથી અગત્યની વાત એલાન છે. નિકાહ અને ઝિનામાં પહેલો ભેદ એલાન છે. દરેક મુસલમાનને હુકમ છે : " اعلنُوا النِّكاحَ" તમે નિકાહનું એલાન (જાહેર) કરો. (મજ્મઉઝ્ઝવાઈદઃ ૪ / ૨૮૯)

સામાન્ય રીતે ફુકહાએ કિરામ નિકાહના એલાનને સુન્નત અથવા મુસ્તહબ કહે છે, પરંતુ હઝરત ઈમામ માલિક (રહ.) તેને ફર્ઝ કહે છે.પ્રખ્યાત માલિકી આલિમ હાફિઝ ઈબ્ને અબ્દુલબર્ર કુર્તુબી (રહ.) નોંધે છે :નિકાહનું એલાન નિકાહના ફર્ઝોમાંથી છે. પેઢીની સુરક્ષા તેનાથી જ થઈ શકે છે. છુપા

નિકાહ યોગ્ય નથી

.(કિતાબુલ કાફી ફી ફિક્હે અહલે મદીનતુલ્ માલિકી :૫૨૦)

ઈમામ ઈબ્ને કય્યિમ (રહ.) લખે છે...

"નિકાહમાં અમુક શરતો છે કેટલીક શરતો ઝિના અને ઝિનાની શંકાને દૂર કરવા માટે છે. દા.ત. એલાન, નિકાહની શરતો એટલા માટે છે કે એલાન ન કરવાથી એ શંકા થાય છે કે આ નિકાહ નામના હોય અને એ ઝિનાનું કારણ બને. એક હદીસમાં છે કે જે સ્ત્રી ખાનગીમાં પોતાના નિકાહ કરી લે તે દુરાચારી છે. એનો મતલબ એ છે કે ગવાહ, એલાન, વલિમો વગેરે વિના ખાનગીમાં નિકાહ કરનાર હકીકતમાં કામવાસના પુરી કરવા માંગે છે, ન કે શરઈ નિકાહ.ઈસ્લામ ઝિનાથી સંલગ્ન દરેક કૃત્યને બંધ કરવા માંગે છે. માટે એલાનને જરૂરી કરવામાં આવ્યું. (ઈગાષતુલ લિહ્ફાન : ૧ / ૩૬૫,૩૬૬)

## ગવાહ–સાક્ષી

નિકાહના એલાનમાં સૌથી અગત્યની વાત એ છે કે નિકાહ કરતી વેળા ગવાહોની હાજરી જરૂરી છે.હઝરત આઈશા (રદિ.) આપ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી નકલ કરે છે :

لَانِكَاحَ اِلَّا بِوَلِيٍّ وَشَاهِدَیْ عَدْلٍ وَمَا كَانَ مِنْ نِكَاحٍ عَلٰى غَيْرِ ذٰلِكَ

فَهُوَ بَاطِلٌ فَاِنْ تَشَاجَرُوا فَالسُّلْطَانُ وَلِیُّ مَنْ لَاوَلِیَّ

અર્થ : વાલી વગર નિકાહ થતા નથી, બે ન્યાય પ્રિય ગવાહો વગર નિકાહ થતા નથી, જે નિકાહ ગવાહો વગર થાય તે બાતીલ છે, જો સરપરસ્ત–વાલી અંદરો અંદર ઝઘડે તો બાદશાહ સરપરસ્ત હોય.

(અલ ઈહસાન ફી તકરીબી સહીહ ઈબ્ને હિબ્બાન : ૯ / ૩૮૬)

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે :

اَلْبَغَايَا اللَّاتِیْ يَنْكِحْنَ اَنْفُسَهُنَّ بِغَيْرِ بَيِّنَةٍ.

અર્થ: જે સ્ત્રી ગવાહો વિના જાતે પોતાના નિકાહ કરી લે, તે બદકાર–દુરાચારી છે. (તિરમિઝી)

નિકાહમાં ગવાહોની હાજરી સર્વાનુમતે શરત છે, તેના વગર કરેલા નિકાહ હકીકતમાં ઝિના છે.(મિર્કાતુલ મફાતીહ : શર્હે મિશ્કાત : ૬/૨૯૭)

એવી રીતે નિકાહ વખતે નિકાહનો ખુત્બો નિકાહના એલાન અને બરકત પ્રાપ્તિ માટે છે. હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દીષ દહેલ્વી (રહ.) લખે છે કે ખુત્બાનો હેતુ એલાન અને જાહેરાત માટે છે અને એલાન નિકાહ માટે જરૂરી છે,જેથી નિકાહ અને ઝિનામાં ભેદ સમજી શકાય.

(હુજ્જતુલ્લાહિલ્ બાલિગહ :૨ / ૧૨૭)

## વલિમો

નિકાહ પછી વલિમાની દાવત મસ્નૂન હોવા સાથે એક મકસદ નિકાહનું એલાન પણ છે. હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દીષ દહેલ્વી (રહ.) લખે છે કે વલિમાનો હેતુ નિકાહનું એલાન છે અને એલાન માટે જરૂરી છે કે પેઢી ખોટી ધારણાઓથી બચી જાય અને નિકાહ ઝિનાથી અલગ પડી જાય અને જાહેરમાં પુરુષ અને સ્ત્રીનો સંબંધ ખબર પડી જાય.

(હુજ્જતુલ્લાહિલ બાલિગહ મઅ રહમતુલ્લાહિલ વાસિઅહ)

## દફલી વગાડવી

હદીસ શરીફથી એ પણ સાબિત છે કે નિકાહની જાહેરાત અને ખુશી માટે દફલી વગાડવી જાઈઝ છે. ઈરશાદ છે :

اَعْلِنُوْاهٰذَاالنِّكَاحَ وَاجْعَلُوْهُ فِىْ الْمَسَاجِدِ وَضْرِبُوْاعَلَيْهِ بِالدُّفُوْفِ.

અર્થ : નિકાહનું એલાન કરો, નિકાહ મસ્જિદમાં પઢાવ્યા કરો અને નિકાહ પર દફલી વગાડયા કરો. (તિરમિઝી)

અન્ય એક હદીસમાં છે :

فَصْلُ مَابَيْنَ الْحَرَامِ وَالْحَلَالِ اَلدُّفُّ وَالصَّوْتُ.

અર્થ : હલાલ અને હરામ વચ્ચે ફર્ક કરનાર દફલી અને અવાજ છે.

(તિરમિઝી)

માલુમ થયું કે જાઈઝ નિકાહ તે છે જે જાહેરમાં કરવામાં આવે, હઝરત

શાહ વલીયુલ્લાહ મુહદ્દિષ દહેલ્વી(રહ.)ના મતે દફલીની પરવાનગીની મસ્લેહત એ છે કે તેનાથી નિકાહ અને ઝિનામાં તફાવત થઈ જાય છે. કામવાસના પુરી કરવા માટે નિકાહ અને ઝિના બંને એક જેવા નજરે પડે છે, માટે એ જરૂરી હતું કે કોઈ એવી બાબત નક્કી કરવામાં આવે જેનાથી નિકાહ અને ઝિના જાહેર થઈ જાય. દફલીથી આ હેતુ પ્રાપ્ત થઈ જાય છે.

(હુજ્જતુલ્લાહિલ્ બાલિગહ મઅ રહમતુલ્લાહિલ વાસિઅહ : ૫ / ૬૫)

યાદ રહે કે દફલી સંગીતના સાધનોમાંથી નથી, માટે સંગીતને જાઈઝ ઠેરવવામાં આવતું નથી. શરઈ મસ્અલો એ છે કે જે સાધનો ખાસ એલાન માટે હોય અને તેનો હેતુ ખેલ આનંદ પ્રમોદ માટે ન હોય તે વાપરવું જાઈઝ છે, ભલે પછી કોઈને તેમાં આનંદ આવવા લાગે. દફલી, નગારુ અને ઘંટડી તેમા શામેલ છે. જયારે કે તે સાધનો જે આનંદ પ્રમોદ માટે હોય તે વાપરવા યોગ્ય નથી. એવી રીતે એવા પ્રેમભર્યા અશ્આર(શાયરીઓ) જે સંસ્કાર બગાડે અને કામવાસના ભડકાવે તેની પણ મનાઈ છે, જે અશ્આરમાં એવા ફાસિદ વિષયો ન હોય તેને  શરઈ હદમાં રહી સંગીત વગર ગાવા જાઈઝ છે.

## મસ્જિદમાં નિકાહ

એવી રીતે મસ્જિદોમાં નિકાહની પ્રેરણા આપવામાં આવી છે અને તેનો હેતુ પણ જાહેરાત છે અને આ ઘણી જ અસરકારક રીત છે.

## વાલીની હાજરી

ઈસ્લામે નિકાહમાં વાલી કે સપરસ્તને અગત્યનું સ્થાન આપ્યું છે, છોકરીઓની શાદીમાં વાલીને ચાવીરૂપ સ્થાન આપવામાં આવ્યું છે. તેના કારણે યોગ્ય જોડની વ્યવસ્થા થઈ શકે છે, સ્ત્રીની લજ્જા અને સ્ત્રીનો ખ્યાલ બાકી રહે છે, નિકાહની ખ્યાતિ થાય છે, જેથી તેઓ બદકારી–દુરાચારીથી બચી શકે. નિકાહને ખ્યાતિ આપવાનો ઉત્તમ ઉપાય એ છે કે વાલી અને સરપરસ્ત નિકાહમાં હાજર રહે;અલબત્ત છોકરીઓની પરવાનગી પણ જરૂરી છે.

(હુજ્જતુલ્લાહિલ્ બાલિગહ મઅ રહમતુલ્લાહિલ વાસિઅહ:૫ / ૫૭)

## હંગામી નિકાહની મનાઈ

નિકાહથી ખુબ જ પવિત્ર હેતુ સિધ્ધ થાય છે, એટલા માટે ઈસ્લામે મુત્અહ (થોડી મુદત માટે નિકાહ–મૈત્રી સંબંધ) કરવા વગેરેની બધી રીતોને હરામ કરી છે, તેમાં માનવી માત્ર કામવાસના પુરી કરવા થોડા દિવસ માટે નિકાહ કરે છે, પછી પત્નીને અલગ કરી દે છે એ કાર્ય અસલમાં નિકાહ સાથે મજાક છે.

યાદ રહે કે નિકાહ અને ઝિનામાં બે બાબતો ફરક કરનારી છે. (૧) ઝિના હંગામી હોય છે અને નિકાહ કાયમી હોય છે. (૨) ઝિનામાં સ્ત્રીનો કોઈ પુરુષ સાથે ખાસ સંબંધ હોતો નથી અને નિકાહ બધા લોકો સામે હોવાથી તર્ક – વિતર્ક ખતમ થઈ જાય છે અને મત્અહ(થોડી મુદત માટે નિકાહ) માં પણ ઝિના જેવી બંને વસ્તુઓ જોવા મળે છે, તે પણ એક હંગામી મામલો છે અને તેમાં પણ સ્ત્રી કોઈ માટે ખાસ હોતી નથી.

(રહમતુલ્લાહિલ્ વાસિઅહ : ૫ / ૬૬)

## હલાલહનો મસ્અલો

ઈસ્લામે હલાલહની શરત અને નિય્યતથી નિકાહને પણ એટલા માટે હરામ–મના કર્યો છે કે તેમાં ઝિનાની શંકા થાય છે અને તે નિકાહના અસલ મકસદ અને પવિત્રતા માટે ખતરારૂપ છે.

હદીસ શરીફમાં છે :

لَعَنَ رَسُوْلُ اللّٰهِ ﷺ اَلْمُحَلِّلُ وَالْمُحَلَّلَ لَهٗ.

અર્થ : અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ))એ હલાલહ કરનાર પર અને જેના માટે હલાલહ કરવામાં આવ્યો હોય તેની ઉપર લાનત કરી છે. (તિરમિઝી)

એક હદીસમાં હલાલહ કરનારન'' تَيْسٌ مُسْتَعَارٌ '' (ઉછીનો લીધેલો બકરો) કહયું છે. (નય્લુલ્ અવ્તાર : ૬ /૧૩૮)

માલુમ થયું કે આ કાર્ય શરીઅત વિરૂદ્ધ છે, કેટલા ફુકહાઓ–નિષ્ણાતો ના મતે એવો નિકાહ દુરૂસ્ત તો થઈ જાય છે, પરંતુ તેનાથી એવા અમલની પવિત્રતા ઓછી થઈ જાય છે.

હઝરત ઉમર (રદિ.)થી નકલ છે કે તેઓ આ કૃત્ય કરનારને સંગસાર (પથ્થર મારીને મારી નાખવું) કરવાને લાયક સમજતા હતા.

(મુસન્નિફે ઈબ્ને અબી શયબહ : ૪ / ૨૯૪)

હઝરત ઈબ્ને ઉમર (રદિ.)થી આ કૃત્ય વિશે પૂછવામાં આવ્યું તો તેમણે તેને ઝિનાકાર કહયો અને બતાવ્યું કે જો હઝરત ઉમર (રદિ.) એવું કરનારને જોઈ લેતા તો કતલ કરી દેતા. (મુસન્નિફે ઈબ્ને અબી શયહબ)

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી આવું કૃત્ય કરનાર વિશે પૂછવામાં આવ્યું તો ફરમાવ્યું કે આ ધોકો છે અને જે અલ્લાહને ધોકો આપે છે તેનું નુકસાન જાતે તે ભોગવે છે. (મુસન્નિફે અબ્દુર્રઝઝાક : ૬/૨૬૬)

ટુંકમાં ઈસ્લામ નિકાહને ખૂબ જ પવિત્ર બનાવવા માંગે છે અને તેને ઝિનાની ખરાબીઓથી બચાવવા માંગે છે.

## નિકાહને બૂરાઈનું કારણ ન બનાવો

નિકાહ દિલ અને નજરની સુરક્ષા તેમજ પવિત્રતાની ખાતરી આપે છે. શરીઅતે નિકાહથી ફાયદા ઉઠાવવા માટે કેટલાક આદાબ–નીતિ નિયમો બતાવ્યા છે જો તેની પાબંદી કરવામાં આવે તો નિકાહ કયારેય બૂરાઈ અને બદકારીનું કારણ સાબિત થતું નથી. નિકાહને બદકારી–વ્યભિચારનું કારણ બનવાથી કેવી રીતે રોકવામાં આવે ? તે વિશે શરીઅતે કેટલીક યુકિતઓ બતાવી છે. તેમાંથી ટુંકમાં બે યુકિતઓનું વર્ણન કરીએ.

### (૧) વ્યભિચારીઓ સાથે નિકાહ ન કરવા

તેમાં કોઈ શંકા નથી કે સંગ, નિકટતા અને ઉઠવા – બેસવાનો અસર પડે છે, એટલા માટે ગુનેહગારો સાથે ઉઠવા – બેસનારને ગુનેહગાર જેવો કહયો છે. કુર્આને કરીમમાં ઈરશાદ છે :

وَقَدْ نَزَّلَ عَلَيْكُمْ فِي الْكِتَابِ أَنْ إِذَا سَمِعْتُمْ آيَاتِ اللّٰهِ يُكْفَرُ بِهَا وَيُسْتَهْزَأُ بِهَا
فَلَا تَقْعُدُوا مَعَهُمْ حَتَّى يَخُوضُوا فِي حَدِيثٍ غَيْرِهِ إِنَّكُمْ إِذًا مِّثْلُهُمْ إِنَّ اللّٰهَ جَامِعُ
الْمُنَافِقِينَ وَالْكَافِرِينَ فِي جَهَنَّمَ جَمِيعًا

**અર્થ : અને ખચીત્ અલ્લાહ તમારા ઉપર કુર્આનમાં આ હુકમ ઉતારી ચૂક્યો છે કે જ્યારે તમે (કોઈ બેઠકમાં) અલ્લાહના હુકમોનો ઈનકાર ને તેની હાંસી ઉડાવતા સાંભળો તો તમે તે લોકોની સાથે ન બેસો ....એટલે સુધી કે તેઓ અન્ય કોઈ વાતમાં લાગે નહિ. (જો એમ નહિ કરો તો) બેશક, તમે પણ (ગુનાહમાં) તેઓના જેવા જ થઈ જશો. (સૂ.નિસાઅ : ૧૪૦)**

**એટલા માટે કહેવામાં આવે છે કે નિંદા સાંભળનારો નિંદા કરનારની સાથે છે, એ આધારે વિચાર કરવામાં આવે કે પતિ અને પત્નીની પરસ્પરની મુહબ્બત અને મિત્રતા બધી મિત્રતાથી વધારે મજબુત હોય છે, એટલા માટે શરીઅતે માંગ કરી છે કે પવિત્ર પુરુષ વ્યભિચારી સ્ત્રીથી અને પવિત્ર સ્ત્રી વ્યભિચારી પુરુષ સાથે કદાપિ નિકાહ કરે નહીં.**

**કુર્આનમાં ઈરશાદ છે :**

الزَّانِي لَا يَنكِحُ إِلَّا زَانِيَةً أَوْ مُشْرِكَةً وَالزَّانِيَةُ لَا يَنكِحُهَا إِلَّا زَانٍ أَوْ مُشْرِكٌ وَحُرِّمَ
ذٰلِكَ عَلَى الْمُؤْمِنِينَ

**અર્થ : વ્યભિચારી પુરુષ (વ્યભિચારી વલણની દષ્ટિએ) નિકાહ નથી કરતો, પરંતુ વ્યભિચારી સ્ત્રીથી અથવા શિર્ક કરનારીથી તેમજ વ્યભિચારી સ્ત્રીથી પણ કોઈ પરણતો નથી, પરંતુ વ્યભિચારી પુરુષ અથવા મુશરિક અને ઈમાનવાળાઓ પર આ કામ હરામ કરવામાં આવ્યું છે. (સૂ.નૂર : ૩)**

**વ્યભિચારોથી નિકાહ ન કરવાની હિકમત શું છે ? તે સંબંધે ઈમામ ઈબ્ને તયમિયા (રહ.) લખે છે :**

**" વ્યભિચારી પુરુષ પોતાની પત્નીને બદકારી તરફ ખેંચે છે એટલા માટે છોકરીના માતા – પિતાને હુકમ છે કે તેઓ બદકારથી પોતાની છોકરીના નિકાહ ન કરે. ઈમામ શઅબી (રહ.) એ ફરમાવ્યું : જે પોતાની છોકરીના નિકાહ બદકારથી કરે છે તે કતઅ રહમી (સંબંધો તોડે) છે. બદકાર પુરુષ**

હરામમાં વ્યસ્ત રહીને પત્નીનો હક પૂરો કરતો નથી, પછી કેટલીક વખતે પત્ની મજબુરીમાં ઝિના તરફ વળે છે. મોટે ભાગે એ જોવામાં આવ્યું છે કે બદકારીમાં ટેવાયેલા લોકોના ઘરની સ્ત્રીઓ પણ આ લાનતથી સુરક્ષિત રહી શકતી નથી. (મજમુઅ ફતાવા ઈબ્ને તયમિયા : : ૩૨ / ૧૨૧)

## (૨) લગ્ન જીવનમાં શારીરિક સંબંધો છુપાવવા

ઈસ્લામ દરેક પુરુષ અને સ્ત્રીથી એ ઈચ્છે છે કે શારીરિક સંબંધોને છુપાવે અને એવી યુકિત અપનાવવી જોઈએ કે એ સંબંધો ન નજરમાં આવે અને ન ચર્ચા કરવામાં આવે, લગ્નજીવનના શારીરિક સંબંધોને જાહેર કરવા હરામ છે, એટલા માટે કે તેનાથી કામવાસના ભડકે છે અને નિર્લજ્જતા ફેલાય છે.

હદીસ શરીફમાં છે :

اِنَّ مِنْ اَشَرِّالنَّاسِ عِنْدَاللّٰهِ مَنْزِلَةً يَوْمَ الْقِيَامَةِ الرَّجُلُ يُفْضِىْ اِلٰى اِمْرَأَتِهٖ وَتُفْضِىْ اِلَيْهِ ثُمَّ يَنْشُرُسِرَّهَا۔

અર્થ : અલ્લાહની નજરમાં સૌથી ખરાબ વ્યકિત કયામતના દિવસે તે હશે જે પોતાની પત્નીથી શરીરસુખ ભોગવે,પછી આ ભેદને બીજાઓમાં ફેલાવે.

ઈમામ નવવી (રહ.) લખે છે કે હદીસથી શરીર સુખને જાહેર કરવાની મનાઈ આવે છે. (શર્હે નવ્વી મઅ સહીહ મુસ્લિમ : ૧૦ / ૮)

વિચાર કરવામાં આવે તો આ મર્યાદાની જાળવણી બે કારણે છે.

એક કારણ એ છે કે જયારે સંભોગ વખતે પડદો કરવો વાજિબ છે તો પડદામાં કરેલું કાર્ય જાહેર કરવું એ પડદાના મકસદને ખતમ કરે છે, માટે જરૂરી છે કે ભેદ ખોલવાથી રોકવામાં આવે.

બીજુ કારણ એ છે કે પતિ– પત્નીના સંબંધો જાહેર કરવા ખુલ્લી નિર્લજ્જતા છે અને આ પ્રકારની ખાનગી વાતો કહેવી તેને દિલચસ્પીથી સાંભળવી નફસમાં ખરાબી પેદા કરે છે એટલા માટે તેની મનાઈ છે.

(રહમતુલ્લાહિલ વાસિઅહ : ૫ / ૧૧૫)

ટુંકમાં ઈસ્લામ મુસલમાનોને પ્રેરણા સાથે એ હિદાયત પણ આપે છે કે ન તો બદકાર પુરુષો અને સ્ત્રીઓને નિકાહમાં લાવવામાં આવે અને ન શારીરિક સંબંધોની ખાનગી વાતો લોકોને કહેવામાં આવે, માનવીની બુદ્ધિ જો ઠીક છે અને દિલ તેમજ નજર પવિત્ર છે તો ઈસ્લામના આ માર્ગદર્શન પર અમલ કરવામાં આવે.

## એક કરતા વધુ લગ્નો અને પવિત્રતાની સુરક્ષા

ઈસ્લામનો "પુરુષોએ એકથી વધારે પત્નીઓ રાખવાની ઈજાઝત" નો કાનૂન અન્ય ધર્મોને ખટકે છે અને તેને સૌથી વધારે ઉછાળવામાં આવે છે. જયારે કે આ કાનૂન અનેક બુદ્ધિપૂર્વકના અને ફાયદાકારક છે. કુર્આને કરીમમાં ઈરશાદ છે.

فَانْكِحُوا مَا طَابَ لَكُمْ مِنَ النِّسَاءِ مَثْنٰى وَثُلَاثَ وَرُبٰعَ .

અર્થ : જે સ્ત્રીઓ તમને પસંદ આવે એમાંથી બે – બે, ત્રણ – ત્રણ,ચાર –ચાર સાથે નિકાહ કરી લો. (સૂ.નિસાઅ : ૩)

છોકરા અને છોકરીઓનો જન્મ સામાન્ય રીતે સરખો હોય છે, પરંતુ યુદ્ધ, કોમી તોફાન અને બીજા કારણોથી પુરુષોની સંખ્યા ઓછી અને છોકરીઓની સંખ્યા વધી જાય છે. દુનિયાની વસ્તીનો સરકારી અને બિનસરકારી સર્વે છોકરીઓની વૃદ્ધિ અને તેને કારણે ઉભા થતા પ્રશ્નો વર્ણવે છે. હદીસ શરીફમાં કયામતની નજીક છોકરીઓની સંખ્યામાં વધારો થશે એવી ભવિષ્યવાણી છે.

જો એ માની લેવામાં આવે કે દરેક પુરુષ એક પત્ની રાખે તો પણ એક મોટી સંખ્યા છોકરીઓની બાકી રહી જાય છે જે લગ્નથી વંચિત છે તેમના ભરણ પોષણ, ખર્ચ અને શારીરિક સુખની પૂર્ણતા માટેના પ્રશ્નો સમાજને પરેશાન રાખે છે, પછી એ વાતની કોઈ ખાતરી પણ નથી કે એ સ્ત્રીઓ બૂરાઈઓથી પોતાને સુરક્ષિત રાખશે, એવી રીતે સમાજમાં રહેતા પુરુષો ભલે તે પરણિત હોય કે અપરણિત સ્ત્રીના અકર્ષણથી પોતાના ઉપર સંયમ રાખી શકશે ?

એવા વાતાવરણમાં સમાજને બુરાઈથી બચાવવા તેના સિવાય કોઈ માર્ગ નથી કે પુરુષોને ન્યાય અને બરાબરીની શરત સાથે એકથી વધારે સ્ત્રીઓથી નિકાહ કરવાની ઈજાઝત આપવામાં આવે, જેથી તે સ્ત્રીઓ સીધા માર્ગે પોતાની ભૂખ સંતોષી શકે અને પોતાને ગુનાહોથી બચાવી શકે.

પૂર્વ અને પશ્ચિમના વિચારકો આ કાનૂનનો વિરોધ કરે છે, તેમને આ એહસાસ જ નથી કે આ કાનૂનનો વિરોધ સમાજને બદકારી અને ઝિનાના માર્ગે લઈ જનાર છે. જાઈઝ–સત્ય માર્ગોનો વિરોધ ખોટા અને ગુનાહિત માર્ગો તરફ લઈ જશે. એટલા માટે કેટલાક વિચારકો ઈસ્લામના આ કાનૂનની વકાલત કરવા લાગ્યા છે.

ઈન્સાઈકલો પિડીયા ઓફ બ્રિટાનિકામાં છે.

'' એક કરતા વધારે સ્ત્રીઓથી લગ્નનું એક કારણ પુખ્તવયની સ્ત્રીઓની સંખ્યામાં વધારો છે, અમે એ વાત નિઃસંકોચપણે કહીએ છીએ કે જયારે સ્ત્રીઓની ભવિષ્યમાં સંખ્યા વધશે તો ફરજિયાત વધારે લગ્નોની ઈજાઝત થશે.

(ઝિક્રા : ઈસ્લામ કા ખાનદાની નિઝામ નંબર ૧૫૦, નવેમ્બર : ૨૦૦૬ ઈસ્વી)

ટુંકમા પુરુષોથી સ્ત્રીઓની વસ્તી વધારે હોવાને કારણે તેનો હલ ઈસ્લામના એક કરતા વધારે લગ્નમાં છે. આ ઉપરાંત પત્નીનો કાયમી રોગ અથવા વાંઝ (બાળક પેદા કરવાની શકતિ ન હોય) હોવાની હાલતમાં જો પુરુષને બીજા લગ્ન કરવાની ઈજાઝત ન આપવામાં આવે તો ગુનાહિત કૃત્ય વગર બીજુ કયું પરિણામ હોઈ શકે છે ? એવી રીતે વિધવા અને તલાક થયેલી સ્ત્રીઓની સમસ્યાનો હલ બીજા લગ્નમાં જ છે અપરણિત પુરુષોથી લગ્ન થાય તો સારૂ છે પરંતુ મોટે ભાગે એવું થતું નથી હવે જો વિધ્વાઓ અને તલાક થયેલી સ્ત્રીઓને લગ્ન વગર રાખવામાં આવે તો તેમની આર્થિક અને શારીરિક ભૂખ કેવી રીતે સંતોષાય ? આ લગ્ન વગરનું જીવન તેમને હરામ માર્ગે લઈ જઈ શકે છે. માટે આ પ્રશ્નોનો હલ તેમાં જ છે કે તેમના બીજા લગ્ન કરી દેવામાં આવે, ભલે તે પરણિત પુરુષથી જ કેમ ન હોય.

આ ઉપરાંત કદરૂપી અથવા ગરીબ યુવતીઓ અથવા તે સ્ત્રીઓ જેમના નિકાહ કોઈ કારણસર થઈ શકતા નથી,તેમના નિકાહ તે પુરુષોથી આસાન છે

જેમના લગ્ન પહેલાં થઈ ચુકયા છે અને કોઈ કારણે નિકાહની ઈચ્છા ધરાવતા હોય.

આ ઉપરાંત માલદાર, તંદુરસ્ત, હષ્ટપુષ્ટ પુરુષની શારીરિક ભૂખ એક પત્નીથી સંતોષવી મુશ્કેલ હોય છે એવી પરિસ્થિતિમાં જો તેમને બીજા નિકાહની ઈજાઝત ન આપવામાં આવે તો તેઓ ખોટા માર્ગે વળી શકે છે. તેમની મુશ્કેલીનો હલ બીજા લગ્ન જ કરી શકે છે.

કયારેક પુરુષ અને સ્ત્રીના સંબંધોમાં કડવાશ ઉભી થાય છે અને એટલો બધો કે સાથે રહેવું મુશ્કેલ બની જાય છે, પરંતુ કોઈ ખાસ કારણે પુરુષ સ્ત્રીને તલાક આપી શકતો નથી અને સ્ત્રી પણ તલાકની નામોશી લેવા માંગતી નથી, એવી સ્થિતિમાં પુરુષની શારીરિક ભૂખની પૂર્તિ માટે બીજા લગ્ન સિવાય કોઈ ઉપાય નથી.(વિગત માટે જુઓ, મઆશિરતી મસાઈલ, અઝ : મવલાના બુરહાનુદ્દીન સંભલી, ઝિક્રા : ઈસ્લામ કા ખાનદાની નિઝામ નંબર, મઝમૂન :મવ.હામિદ અલી (રહ.))

ઈસ્લામના આ નિયમને વિરોધીઓ સ્ત્રીઓ સાથે જુલ્મ કહે છે, હાલાંકે ઈસ્લામે આ છૂટ ન્યાયની શરત સાથે આપી છે. કુર્આને કરીમમાં છે :

فَاِنْ خِفْتُمْ اَلَّا تَعْدِلُوا فَوَاحِدَةً

જો તમને ભય હોય કે પત્નીઓ દરમિયાન ન્યાય કરી શકીશ નહીં તો કેવળ એક સાથે જ નિકાહ કરો. (સૂ. નિસાઅ : ૩)

બહુપત્નીત્વની પરવાનગી માટે જે ન્યાયની શર્ત શરીઅતે લગાવી છે, તેનો મતલબ અલ્લામા કાસાની (રહ.)ના મતે એ છે કે તે બધાનો હક બરાબર રીતે અદા કરવામાં આવે. જરૂરી ખર્ચ, પોશાક, રહેઠાણ, રાત્રી રોકાણ, દરેક ચીજમાં બરાબરી કરવામાં આવે, કોઈને વધુ મહત્વ ન આપવામાં આવે. કુમારી અને વિધ્વા, યુવાન અને વૃદ્ધ, સૌંદર્યવાન અને કદરૂપી બધાની સાથે સમાન વ્યવહાર કરવામાં આવે.(બદાઈઅ અસ્સનાઈઅ : ૨ / ૬૪૭–૬૪૮)

અલબત્તા અંકુશ બહારની વસ્તુઓમાં જેમકે દિલી લગાવમાં શરીઅત

પુરુષને પાબંદ બનાવતી નથી. હદીષોમાં છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) બધી પત્નીઓ સાથે અમલી રીતે બરાબરીનો મામલો કરતા હતા, જો કે હઝરત આઈશા (રદિ.) થી સંબંધો વધારે હતા, એટલા માટે આ દુઆ કરતા હતા કે હે અલ્લાહ ! જેટલું મારા અંકુશમાં હતું તેમાં મેં બરાબરી કરી, પરંતુ જે વાત મારી શકિત બહારની છે (દિલી લગાવ) તેની ઉપર મારી પકડ ન કરજે.

(તિરમિઝી)

પરંતુ અંકુશ છતાં બરાબરી ન કરવી મોટુ પાપ છે. તેની ઉપર ધમકી આવી છે.

ફરમાવવામાં આવ્યું :

اِذَا كَانَتُ عِنُد الرَّجُلِ اِمُرَأَتَانِ فَلَمُ يَعُدِلُ بَيُنَهُمَا جَاءَ يَوُم الْقِيَامَةِ وَشِقَّهٗ سَاقِطٌ

વિરોધીઓનું કહેવું છે કે ઝિના (વ્યભિચાર) અને બુહપત્નીત્વની પ્રથાને નાબુદ કરવામાં આવે, બંનેમાંથી કોઈ ચીજ સહય નથી. આખા વિશ્વમાં કોઈ સમાજમાં આ બંને વસ્તુઓનો નિષેધ રહયો હોય એવું બન્યું નથી. ઈતિહાસમાં એવા સમાજોના ઉદાહરણો મળે છે જેમાં ઝિના સંગીન પાપ હતો. પરંતુ બહુપત્નીત્વની પરવાનગી હતી, સાથે આપણી સામે એવી જ્ઞાતિઓ પણ છે જે બુરાઈ (ઝિના – કામવાસના)ને કાનૂની રીતે જાઈઝ ગણાવે છે અને બુહપત્નીત્વને કાનૂની રીતે ના જાઈઝ ગણાવે છે અને તેનું એ ભયાનક પરિણામ પણ સામે છે કે બદકારીએ આખા સમાજને ગંદો અને નાપાક કરી દીધો છે.

પહેલાં પ્રકારના નમૂના આપણે પહેલાંના મુસ્લિમ સમાજમાં જોવા મળે છે અને બીજા પ્રકારના નમૂના આજે પશ્ચિમ સમાજોમાં જોવા મળે છે, જેમની આગેવાનીમાં આખી દુનિયામાં આ વિષ ફેલાવવામાં આવી રહયું છે. શું હજુ તેમાં શંકા બાકી છે કે આ વિષનો વિષમારક માત્ર અને માત્ર ઈસ્લામમાં જ છે.

فَاعُتَبِرُوا يَااُولِى الْاَبُصَار

## પવિત્ર જીવન માટે લગ્નમાં દીનદારીને

# અગ્રતા આપવામાં આવે !!

વર્તમાન પત્રોમાં પ્રસિદ્ધ થતી જાહેરાતોમાં છોકરા – છોકરીઓના માતા – પિતા દ્વારા સૌંદર્ય, કદ, નોકરી – વેપાર, શારીરિક બાંધો, સ્વાસ્થય વગેરે શરતો અને વાતો જોવામાં આવે છે. અસલ ચીજ દીનદારી અને હમદર્દી તો ખૂબ જ ઓછી જોવા મળે છે. મુસ્લિમ સમાજ માટે આ હાલત ખૂબ જ અફસોસજનક છે. જીવનસાથીની પસંદગી માટે માલદારી, ખૂબસૂરતી અને જાહેરી બનાવ શણગારને મહત્વ આપવામાં આવે છે અને દીનદારી, પરહેઝગારીના ગુણોની ઉપેક્ષા કરવામાં આવે છે.

શરીઅતે પોતાના અનુયાયીઓને તાકીદ કરી છે કે માલદારી અને ગરીબી અથવા સૌંદર્ય અને કદરૂપાને રિશ્તા માટેનો માપદંડ ન બનાવવામાં આવે . છોકરીના વડીલોને સંબોધીને કહેવામાં આવે છે.

اِذَاخَطَبَ اِلَيْكُمْ مَنْ تَرْضَوْنَ دِيْنَهٗ وَخُلُقَهٗ فَزَوِّجُوْهُ اِلَّا تَفْعَلُوْهُ تَكُنْ فِتْنَةٌ فِى

الْاَرْضِ وَفَسَادٌ كَبِيْرٌ.

જયારે તમારી પાસે તે વ્યકિતનો રિશ્તો આવે જેના દીન અને અખ્લાકને તમે પસંદ કરો છો (અને તેનાથી સંતોષી છો) તો તમે તેની સાથે છોકરીના લગ્ન કરી દો અને તમે જો એવું નહીં કરો(બલ્કે માલ અને સૌંદર્યની લાલચમાં રહેશો) તો પૃથ્વી પર ફિતનો અને ફસાદ ફેલાશે. (છોકરી અપરણિત રહી જશે.) (તિરમિઝી)

મવલાના અબ્દુર્રહમાન મુબારકપુરી લખે છે જો છોકરીના વડીલો એવું નકકી કરે કે તેઓ છોકરીના લગ્ન માલદાર સાથે કરશે તો ઘણાં પુરુષો લગ્ન વગર રહી જશે અને ઝિનામાં વધારો થશે, એવું કરવાથી પવિત્રતા ઓછી થઈ જાય છે અને ફિતના – ફસાદ વધી જાય છે.

(તુહફતુલ અહવઝી : મવ.અબ્દુર્રહમાન મુબારકપુરી : ૨/ ૧૬૯)

લગ્નનો ઈરાદો ધરાવતા પુરુષોથી ફરમાવ્યું :

تُنْكِحُوا الْمَرْأَةُ لِاَرْبَعٍ: لِمَالِهَا، وَلِحَسَبِهَا وَجَمَالِهَا وَلِدِيْنِهَا فَاظْفَرْ بِذَاتِ الدِّيْنِ.

અર્થ : સ્ત્રી સાથે લગ્ન તેના માલ, તેના ખાનદાન, તેના સૌંદર્ય અને તેની દીનદારીને કારણે કરવામાં આવે છે, માટે તમે દીનદાર છોકરીને પસંદ કરો. (બુખારી શરીફ)

ઉપરની હદીસથી માલુમ થયું કે મોટે ભાગે લગ્ન ચાર વસ્તુઓને ધ્યાનમાં રાખીને કરવામાં આવે છે.

(૧) સ્ત્રીની માલદારી જોવામાં આવે છે; જેથી તેનાથી ફાયદા ઉઠાવી શકાય.

(૨) સ્ત્રીની ખાનદાની ખુબીઓ જોવામાં આવે છે જેથી સમાજમાં ગૌરવભર્યુ સ્થાન પ્રાપ્ત કરી શકાય.

(૩) સ્ત્રીની સૌંદર્યતા જોવામાં આવે છે, કારણ કે સૌંદર્યતા તરફ સ્વભાવિક રીતે આકર્ષણ હોય છે.

(૪) સ્ત્રીની દીનદારી જોવામાં આવે છે, જેથી લગ્નજીવન સુખી અને પતિના હકો અદા કરે; અવલાદની સારી કેળવણી થાય.

હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિષ દહેલ્વી (રહ.)એ લખ્યું છે કે..

" પહેલો અને બોજો હેતુ માલ અને પ્રતિષ્ઠા તે લોકો પસંદ કરે છે જેમની ઉપર દુનિયા છવાયેલી હોય અને બીજો હેતુ એટલે સ્ત્રીની સૌંદર્યતા તે લોકો પસંદ કરે છે જે નફસના ગુલામ હોય છે અને દીનદારી તે લોકો પસંદ કરે છે જે પવિત્રતા, વિનમ્રતા અને ન્યાયથી સજેલા હોય છે.

(રહમતુલ્લાહિલ વાસિઅહ મઅ હુજ્જતુલ્લાહિલ બાલિગહ : ૫ / ૨૭)

ઈબ્ને હજર (રહ.) લખે છે કે દીનદાર સારા વ્યકિતની ઓળખ એ છે કે દરેક ચીજમાં દીનને નજર સમક્ષ રાખે, ખાસ કરીને લગ્ન જીવનમાં તે દીનદાર સ્ત્રીની પસંદગી કરે, એ જ તેનો ઉચ્ચ લક્ષ્ય હોવો જોઈએ.

(ફત્હુલબારી : ૯ / ૧૩૫)

હદીસ શરીફમાં દીનદારીને અગ્રતા આપવાની સાથે બીજી ખુબીઓના નુકસાનોનું વર્ણન કરવામાં આવ્યું છે. એક હદીસમાં છે.

لَاتَتَزَوَّجُوا النِّسَاءَ لِحُسْنِهِنَّ فَعَسٰى حُسْنُهُنَّ اَنْ يُرْدِيَهُنَّ وَلَاتَتَزَوَّجُوا النِّسَاءَ

لِمَالِهِنَّ فَعَسٰى مَالُهُنَّ اَنْ يُطْغِيَهُنَّ وَلٰكِنْ تَزَوَّجُوْهُنَّ عَلَى الدِّيْنِ الْاُمَةٌ سَوْدَاءُ

ذَاتُ دِيْنٍ اَفْضَلُ.

અર્થ : માત્ર સુંદરતા અને સૌંદર્યતાને કારણે સ્ત્રીથી લગ્ન ન કરો, કારણ કે સૌંદર્યતા સ્ત્રીઓ માટે બરબાદી અને બગાડનું કારણ હોઈ શકે છે, એવી રીતે માત્ર માલ – સંપત્તિને લીધે સ્ત્રીઓથી શાદી ન કરો, કારણ કે માલ સ્ત્રીઓનું વિદ્રોહી(માથાભારે) બનવાનું કારણ બની શકે છે. (માલનો વધારો સ્ત્રીની નજરમાં પતિને સાથીને બદલે નોકરનું સ્થાન આપે છે.) તમારી જવાબદારી છે કે તમે દીનદારીને ધ્યાનમાં રાખીને શાદી કરો, યાદ રાખો એક હબ્શી – કાળી દીનદાર બાંદી (દાસી) ખૂબ જ શ્રેષ્ઠ છે. (તરગીબ વ તરહીબ : ૩ / ૪૬)

એક હદીસમાં છે કે

مَنْ تَزَوَّجَ لِعِزِّهَالَمْ يَزِدْهُ اِلَّاذُلًّا وَمَنْ تَزَوَّجَهَالِمَالِهَالَمْ يَزِدْهُ اِلَّافَقْرًاوَمَنْ

تَزَوَّجَهَالِحُسْنِهَالَمْ يَزِدْهُ اِلَّادَنَائَةً وَمَنْ تَزَوَّجَ اِمْرَاَةً لَمْ يُرِدْبِهَااِلَّااَنْ يَغُضَّ بَصَرَهٗ

وَيُحْصِنَ فَرْجَهٗ اَوْ يَصِلَ رَحِمَهٗ بَارَكَ اللّٰهُ فِيْهَاوَبَارَكَ لَهَافِيْهِ.

અર્થ : જે માત્ર પ્રતિષ્ઠા મેળવવા માટે લગ્ન કરશે તેની બદનામીમાં વધારો થશે, જે માત્ર માલને કારણે લગ્ન કરશે તેની તંગીમાં વધારો થશે, જે માત્ર ખાનદાનને કારણે લગ્ન કરશે (અને પોતાની પ્રતિષ્ઠા વધારવા માંગશે) તેની પ્રતિષ્ઠા ઘટશે, હા જેનો હેતુ લગ્નથી નિગાહની હિફાઝત; ગુપ્તાંગોની હિફાઝત અથવા સગા–સંબંધીઓ સાથે સારો વર્તાવ થાય, તો એવા લગ્ન પતિ – પત્ની માટે ભલાઈનું કારણ બનશે. (તરગીબ તરહીબ : ૩ / ૪૬)

દીનદાર સૌથી મોટો અપનવવા જેવો ગુણ છે, તે વિશે આપણા માટે નમૂનો હઝરત સઈદ બિન મુસય્યિબ (રહ.)નો છે. તેમની ખૂબસુરત અને ઉચ્ચ ગુણોથી સુશોભિત પુત્રી માટે તે સમયના બાદશાહ અબ્દુલ મલિક બિન મરવાને પોતાના શાહઝાદા અને વલી અહદનો પયગામ મોકલ્યો હતો, તેમને ક્ષમા યાચી અને પોતાના ગરીબ વિદ્યાર્થિ અબૂ વદાઆ (રહ.)થી પોતાની

પુત્રીના લગ્ન કરી દીધા. અબૂ વદાઆ(રહ.)એ પોતાની નાદારી વ્યકત કરી, તો હઝરત સઈદ (રહ.) એ ફરમાવ્યું કે તમે .સામાન્ય માણસ નથી, તમારી પાસે તકવા– સંયમની દોલત છે. તમારાથી વધારે લાયક કોઈ નથી. પછી જયારે સાંજ પડી તો પોતાની છોકરીનો હાથ પકડીને હઝરત અબૂ વદાઆ (રહ.) ના ઘરે પહોંચાડી દીધી. (મુખ્તારાત મિન અદબિલ અરબ : ૧ / ૯૯)

હઝરત હસન બસરી (રહ.) વિશે લખેલું છે કે તેમની પાસે એ વ્યકિત આવ્યા અને કહયું કે મારી એક પુત્રી છે, વિવિધ લોકોએ નિકાહના પયગામ મોકલ્યા છે, આપ સલાહ મશ્વરો આપો કે હું તેની શાદી કેવા વ્યકિત સાથે કરું ? હઝરત હસન બસરી (રહ.) એ ફરમાવ્યું કે તેની શાદી એવી વ્યકિત સાથે કરો જે અલ્લાહથી ડરતો હોય અને તેની યુકિત એ બતાવી કે જો તે તેણીને પસંદ કરશે તો તેની કદર કરશે અને જો નાપસંદ પણ કરશે તો તેની ઉપર જુલ્મ નહીં કરે. (ઈર્શાદુસ્સાદી : શર્હે બુખારી : ૧૧ / ૩૬૫)

આજે આપણા સમાજની હાલત એ છે કે દીનદારીના આધારે પસંદગી ઓછી કરવામાં આવે છે અને સમગ્ર ધ્યાન માલદારી અને ખૂબસૂરતી પર કરવામાં આવે છે તેનું પરિણામ એ આવ્યું કે મુસ્લિમ વિસ્તારોમાં અનેક છોકરા છોકરીઓ લગ્નથી વંચિત છે, દીનને બદલે દુનિયાને માપદંડ બનાવવાને કારણે અપરણિતોની સંખ્યા વધારે છે, એટલા માટે ઘણી મુસ્લિમ છોકરીઓ ગેરમુસ્લિમો સાથે ફરાર થઈ જાય છે અને કેટલાય પુરુષ – સ્ત્રીઓ ગુનાહ અને બદકારીના દલદલમાં ફસાય રહયા છે અને માલ તેમજ સૌંદર્યને કારણે જે લગ્ન થાય છે તે મોટે ભાગે અશ્લિલતા અને ધૃણાના શિકાર બને છે અને લગ્ન જીવનની આ ધૃણા અને નિષ્ફળતા ઘણી વખતે બદકારીનો ભોગ બને છે.

એટલા માટે શરીઅતે દીનદારીના ગુણને અગ્રિમતા આપવાની તાકીદ કરી છે અને પોતાના અનુયાયીને આ નિયમ સામે રાખવાની પ્રેરણા આપે છે.

## યુસૂફ (અલૈ.)નું ચારિત્ર્ય

આધુનિક યુગના નવયુવાનોની ચારિત્ર્ય હિનતા કોમના હમદર્દો અને લાગણીશીલ લોકો માટે એક નાજુક પ્રશ્ન છે દીનથી હટીને સભ્યતાના નામે અશ્લિલતા અને નિર્લજ્જતાના વધતા તોફાને યુવાનોને શિક્ષણ અને ધ્યેય પ્રાપ્તિથી હટાવીને અનાદર અને બદકારીની લાનતમાં જકડી નાખ્યા છે અને ખતરો એ છે કે જો નવયુવાનોની આ જ હાલત રહી તો ભવિષ્યમાં એમનો માર્ગદર્શક કોણ હશે ? અને સમસ્યાઓની ચુંગલથી ઉમ્મતને કોણ મુકિત અપાવશે ?

નિર્લજ્જતા અને અશ્લિલતાના માહોલમાં કેળવણી પામેલ આ યુવાનોને કુર્આને કરીમ હઝરત યુસૂફ (અલૈ.)નો નમૂનો પેશ કરીને એ સંદેશ આપે છે કે દરેક મુસલમાન માટે પોતાની જાતને અને સુરતને પવિત્ર રાખવી અને અતિ ભયંકર માર્ગ પર પણ પોતાની પવિત્રતાની સુરક્ષા કરવી ફરજ છે. જો દરેક મુસલમાન હઝરત યુસૂફ અલૈ.ના જીવનને પોતાનું આઈડિયલ બનાવી લે અને પોતાની ફિકરમાં લાગી જાય તો આજની સંસ્કૃતિ તેના ઈમાન અને પવિત્રતાને નુકસાન પહોંચાડી શકતી નથી.

કુર્આને કરીમ બયાન કરે છે કે હઝરત યુસૂફ (અલૈ.)પર મિસરના બદશાહની પત્ની આશિક બની ગઈ અને અનૈતિક સંબંધો બાંધવામાં અડી ગઈ,પરંતુ હઝરત યુસૂફ (અલૈ.) ખોળો ખંખેરીને અલગ થઈ ગયા. ઝિનાનું આમંત્રણ એક સુંદર સ્ત્રી તરફથી એકાંતમાં હતી, પરંતુ હઝરત યુસૂફ (અલૈ.)નો તકવો અને પવિત્રતાની સુરક્ષા કામિલ–ઉત્કૃષ્ટ હતી એટલે તેઓ ગુનાહથી દુર રહયા.

માનવી માટે સૌથી મોટી કસોટી ભાવનાઓની કસોટી હોય છે, સમુદ્રી તોફાન હોય કે આકાશી વિજળી, તલવારની ધાર હોય કે જંગલી પ્રાણીઓનો સામનો હોય, ટુંકમાં જે પણ હોય માનવી તેનાથી ગભરાયા વગર તેનો સામનો કરે છે, પરંતુ નફસની નાની પ્રેરણા અને ભાવનાઓનું થોડું આકર્ષણ પણ માનવીને વિવશ કરી દે છે અને તે નફસની જાળમાં ફસાય જાય છે, પરંતુ

હઝરત યુસૂફ અલૈ.ની અડગતા કોઈ પણ પ્રકારે ન ડગમગી.

મિલ્લતના મુજાહિદ હઝરત મવલાના હિફઝુર્રહમાન સિયોહારવી (રહ.)એ નોંધ્યું છે :

"હઝરત યુસૂફ અલૈ.માટે એ સમય અતિ સખત કસોટીનો હતો , શાહી ખાનદાનની નવયુવાન સ્ત્રી, સૌંદર્યવાન, માશુક નહીં બલ્કે માશૂકહ, ખુબસૂરતીનો નમૂનો, આકર્ષણનું કેન્દ્ર, બીજી બાજુ હઝરત યુસૂફ અલૈ.પણ નવયુવાન, સૌંદર્યવાન, ચાંદની જેમ રોશન, દરવાજા બંધ, સામેવાળાનો ન ડર, પરંતુ શું એ બધા અનુકુળ સંજોગો હોવા છતાં હઝરત યુસૂફ અલૈ.ના દિલમાં એક ઘડી માટે પણ એ વિચાર આવ્યો ? શું નફસને એક ઘડી માટે પણ અસ્થિર કર્યો ? ના બિલ્કુલ નહી ; બલ્કે તેની વિરૂદ્ધ તે પવિત્રતાના મુર્તિ અને નબુવ્વતના અમાનતદારે એકદમ તેનો નિષેધ કરી દીધો.

(કસસુલ્ કુર્આનઃ૧ / ૨૩૨)

મિસરના બાદશાહને જયારે આ હકીકત માલુમ થઈ તો ઝુલેખાએ પોતાને નિર્દોષ જાહેર કરી અને હઝરત યુસૂફ (અલૈ.) પર આક્ષેપ લગાવ્યો, અલ્લાહ તઆલાએ એક દુધ પીતા બાળકને બોલવાની શકિત આપી અને તેને યુસૂફ (અલૈ.)ની પવિત્રતાની સાક્ષી આપી, પછી બધાને ઝુલેખાની બુરી નિય્યત અને હઝરત યુસૂફ (અલૈ.)ની પવિત્રતાનું યકીન આવી ગયું.

અલ્લામા ઉસ્માની રહ.લખે છે :

હઝરત યુસૂફ (અલૈ.) સામે ઝિનાનું એવું શકિતશાળી અને મજબુત કારણ આવી ગયું હતું કે જેનાથી ટકરાઈને મોટા સંતોની પણ અડગતા ડગમગી જતી, પરંતુ ખુદાએ જેમને મોહસીન(ઉપકારક) કહી ઈલ્મ અને હિકમતના રંગમાં રંગીન કર્યા અને પયગમ્બરીની પવિત્રતાના ઉચ્ચ સ્થાન પર પહોંચાવ્યા, તેમની ઉપર શી હિંમત કે શયતાન કાબૂ મેળવે. તેમને એક શબ્દ કહયો "મઆઝલ્લાહ"(ખુદાની પનાહ) અને શયતાની ચાલના બધા બંધનો તોડી નાખ્યા, કારણ કે જેણે ખુદાની પનાહ લીધી તેની ઉપર કોઈનો દાવ ચાલી શકે છે ? (તફસીરે ઉસ્માની : ૧ / ૬૬૯)

ત્યાર પછી પણ તે સ્ત્રી હઝરત યુસૂફ (અલ.)ની પાછળ પડી રહી, તેમની વિરુદ્ધ બગાવતની જાળ બિછાવવામાં આવતી રહી, ધમકીઓ આપવામાં આવતી રહી, અંતે હઝરત યુસૂફ (અલૈ.)એ દુઆ કરી.

رَبِّ السِّجۡنُ اَحَبُّ اِلَیَّ مِمَّایَدۡعُوۡنَنِیۡ اِلَیۡہِ

અર્થ : હે મારા પરવરદિગાર ! જેલ મને(આ ઝિનાના પાપ) કરતાં વધુ પસંદ છે. (સૂ.યુસૂફ : ૩૩)

તેમની પાસે બે માર્ગો હતા, (૧) મઆઝલ્લાહ ઝિના કરી લે (૨) કેદી બનીને સ્વજાતને કસોટીમાં નાખી દે, પરંતુ તેમનામા ધૈર્ય અને તકવાની શકિત હતી કે તેમણે બીજો માર્ગ અપનાવ્યો, જેલની મુસીબતોને સહન કરવાનું નક્કી કર્યુ પરંતુ ગુનાહના દલદલમાં ફસાવવાને ન સ્વીકાર્યુ. પોતાના દીનની હિફાઝત માટે દુનિયા કુરબાન કરી દીધી. પોતાની પવિત્રતાની સુરક્ષા માટે આઝાદીને કુરબાન કરી દીધી.

મુફસ્સિર ઈબ્ને કષીર (રહ.)ના કથન પ્રમાણે :

હઝરત યુસૂફ (અલૈ.) સત્યતાના ઉચ્ચ હોદ્દા ઉપર હતા, સંપૂર્ણ સૌંદર્યતા, યુવાની, શકિત અને કમાલમાં નિપુણ હતા, બીજી બાજુ નવયુવાન, સુંદરવાન સ્ત્રી હઝરત યુસૂફ (અલૈ.)ને ઝિનાની દાવત આપે છે, તેમની ઉપર અલ્લાહનો ડર એટલો બધો હોય છે કે તે બધા આનંદને ત્યજીને જેલની તકલીફો સહન કરવા તૈયાર થઈ જાય છે. (તફસીર ઈબ્ને કષીર : ૩ / ૧૩૦)

કુર્આને કરીમે હઝરત યુસૂફ (અલૈ.)ની અલ્લાહની ગુલામીનું વર્ણન ખૂબ જ સારા અંદાજમાં કર્યુ છે. હઝરત યુસૂફ (અલૈ.)ની પવિત્રતા અને પાકીની પહેલી ગવાહી શાહી ખાનદાનના એક બાળકે આપી. બીજી ગવાહી હઝરત યુસૂફ (અલૈ.)ના જેલખાનાના કેદી સાથીઓએ આપી. જેને હઝરત યુસૂફ (અલૈ.)થી یوسف ایها الصدیق (યુસૂફ ! હે પવિત્રતાના ચાહક) કહીને સંબોધન કર્યુ અને આપની સત્યતા અને નિર્દોષતાનું એલાન કર્યુ. ત્રીજી ગવાહી મિસરની તે સ્ત્રીઓની છે, જેમને હઝરત યુસૂફ (અલૈ.)ની સુંદરતા જોઈને પોતાની આંગળીઓ કાપી નાંખી. તેમણે હઝરત યુસૂફ (અલૈ.)ની પવિત્રતાની

ગવાહી આપી. ચોથી ગવાહી જાતે મિસરના રાણીની છે કે જયારે હકીકતની જાણ થઈ ગઈ તો તેણે પોતાની ભૂલનો એકરાર કર્યો અને હઝરત યુસૂફ (અલૈ.) ની પવિત્રતાને સ્વીકારી. પાંચમી ગવાહી જાતે અલ્લાહ તઆલા બયાન કરે છે કે હઝરત યુસૂફ (અલૈ.) એ જેલની તકલીફો વેઠી લીધી પરંતુ પોતાના પવિત્ર શરીરને અપવિત્ર ન કર્યો. ખુદાએ તેમની દુઆ કબૂલ કરી અને તેમને સ્ત્રીઓની જાળમાંથી બચાવી લીધા.

એટલા બધા ગવાહોની ગવાહી છતાં હઝરત યુસૂફ(અલૈ.)એ ફરમાવ્યું :

وَمَاۤ اُبَرِّئُ نَفۡسِىۡ‌ۚ اِنَّ النَّفۡسَ لَاَمَّارَةٌۢ بِالسُّوۡٓءِ اِلَّا مَا رَحِمَ رَبِّىۡ

અર્થ : અને હું મારા નફસને પાક બતાવતો નથી.બેશક, (દરેકનો) નફસ તો બુરાઈ જ શીખવે છે,પરંતુ જેના ઉપર મારા પરવરદિગારે કૃપા કરી.

(સૂરએ યુસૂફ)

હઝરત યુસૂફ (અલૈ.) એ એ સ્પષ્ટ કરી દીધુ કે હું પોતાના નફસને ગુનાહોથી પવિત્ર સમજતો નથી, નફસ બધાની સાથે લાગેલો છે અને બુરાઈ માટે વિચારો દિલમાં પેદા કરે છે તેની બુરાઈથી તે જ બચી શકે છે જે ખુદાની રહમતના છાંયડામાં હોય.

મવલાના ઈસ્લાહી (રહ.) લખે છે :

ખુદાની સુન્નત એ છે કે અલ્લાહ તઆલાએ બંદાઓને નેકી અને બૂરાઈ પર અંકુશ આપ્યો છે, જો બંદો નેકીનો માર્ગ અપનાવે છે અને તે માર્ગમાં આવનારી તકલીફોને સહન કરે છે તો અલ્લાહ તરફથી કૃપા દૃષ્ટિ થાય છે અને તે માર્ગને આસાન કરી દે છે અહીંયા સુધી કે તે પોતાના ધ્યેય સુધી પહોંચી જાય છે. હઝરત યુસૂફ (અલૈ.) એ તે માર્ગની બધી તકલીફોનો સામનો કર્યો, અહીંયા સુધી કે નફસની બધી ઈચ્છાઓએ માથુ ટેકવી દીધું અને અલ્લાહ તઆલાએ તેમને એ સ્થાન આપ્યું જે તેમના ભાગ્યમાં લખેલું હતુ.

(તદબ્બુરે કુર્આન : ૪ / ૨૨૬)

મવલાના આઝાદ (રહ.)એ લખ્યું છે :

" તમે વિચાર કરો અને જુઓ ! પ્રેરણાનો કહેર અને બાદશાહીનો કેવો

હાલ હતો અને નફસની આ દાવત કેવા ધૈર્ય અને કસોટીની હાલતમાં પેશ આવી હતી, ઉમર ભરપૂર યુવાનીએ પહોંચી હતી અને મામલો મુહબ્બતનો નહીં માશૂકનો, ઈચ્છા નહીં બલ્કે સામેથી માંગણીનો, પછી સૌથી વિશેષ કે સંજોગો પોતાની તરફેણમાં હતા જયાં કોઈ માનવી જોઈ શકતો ન હતો, કોઈ પડદો વચ્ચે ન હતો, કોઈ છે જે આવી હાલતમાં પણ પોતાને કાબુમાં રાખી શકે? પવિત્રતા અને સંયમનો કયો પહાડ છે જે આ વિજળીને સહન કરી શકે છે ? પરંતુ એક પહાડ હતો જેને આ વિજળી પણ ન હલાવી શકી. આ હઝરત યુસૂફ(અલૈ.) નું ચરિત્ર્ય હતું જે કોઈ હાલતમાં પણ ન ડગમગ્યું અને તેમના પારદર્શક ચારિત્ર્યને નફસનો સૌથી મોટો ફિતનો પણ કલંકિત ન કરી શકયો, એ હઝરત યુસૂફ(અલૈ.)ની સીરતનું સૌથી સબળ પાસુ હતું, એ ખુદાના પ્રેમનો નમૂનો અને પૂર્ણ ઈમાનની દલીલ છે.(તરજુમાનુલ્ કુર્આનઃ૨ / ૮૪૩–૮૪૭)

હઝરત યુસૂફ (અલૈ.)નું જીવન નવયુવાનો માટે આઈડિયલ છે, વ્યકિતનું ઈમાન ત્યારે જ સુરક્ષિત રહી શકે છે અને તેનું દિલ ત્યારે જ પાક રહી શકે છે જયારે તે પોતાની પવિત્રતાની હિફાઝત માટે ચિંતિત રહે અને તેનો પ્રયાસ કરે કે તે કોઈ પણ હાલતમાં બદનામ ન થાય, એ માનવીની ધાર્મિક, સંસ્કારિક અને સામાજિક ફરજ છે. અને તેમાં ત્રુટિ ધર્મને કમજોર કરે છે, સામાજિક વ્યવસ્થાને છિન્નભિન્ન કરે છે અને ચારિત્ર્યની પવિત્રતા પર આરો ચલાવી દે છે.

## પવિત્રતાની સુરક્ષાનો ઉત્તમ નમૂનો

પવિત્રતાની સુરક્ષા કરવી દરેક ઈમાનવાળાનો ઈમાની અને સંસ્કારી ફરીજો પણ છે. અને અખ્લાકી પણ. એ તેની સામાજિક જવાબદારી પણ છે અને બુદ્ધિનો તકાદો પણ છે. દેરક યુગમાં એવી વ્યકિતઓ પેદા થતી રહી જેમણે નાજુક અને અસભ્ય વાતાવરણમાં પોતાની પવિત્રતાને નષ્ટ ન થવા દીધી.

એકાંત હોય, રાતનો સન્નાટો હોય, ખુદાની આંખ વગર કોઈ આંખ જોનારી ન હોય, કોઈ નિંદા કરનાર ન હોય, કોઈ શકિત રોકનારી ન હોય,

એવા મોકા પર પણ પોતાના હ્રદયની અવાજ પર, પોતાની ઈમાની શકિતના દબાવમાં અને અલ્લાહ તઆલાના ડરથી ગુનાહો અને બુરાઈથી પોતાને બચાવી લેવો અને પવિત્રતાને અપવિત્ર ન કરવી ખરેખર કોઈ કરામત (ચમત્કાર)થી ઓછી નથી અને આ તૌફીક અલ્લાહ તઆલા તરફથી પોતાના ખાસ બંદાઓને મળે છે.

નીચે તેના નમૂના અને આઈડિયલ વ્યકિતઓના થોડા નમૂના રજુ કરવામાં આવે છે.

## દુઆની કબૂલિયતવાળા માનવી

રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

ત્રણ મુસાફિર પાછલી ઉમ્મતમાંથી સફરે હતા, એટલામાં મુશળધાર વરસાદ વરસવા લાગ્યો, ત્રણેએ ભાગીને એક પહાડની ગુફામાં આશરો લીધો , એટલામાં એક મોટી શીલા ઉપરથી પડી કે તે ગુફાનું મોં બંધ થઈ ગયું, એ ત્રણેવ મુશ્કેલીમાં ફસાય ગયા,મૃત્યુ આંખો સામે દેખાવા લાગ્યું, દરેકે પોતાના હાથ ખુદાની બારગાહમાં ફેલાવ્યા અને કહયું કે આપણે પોત પોતાની ઈખ્લાસવાળી નેકીનો વાસ્તો આપીને ખુદાથી દુઆ કરવી જોઈએ.

એકે કહયું : ખુદા ! તુ જાણે છે કે મારા વૃદ્ધ માતા – પિતા હતા અને મારી નાની–નાની અવલાદ હતી, હું બકરીઓ ચરાવતો હતો, તેની ઉપર જ અમારૂ ગુજરાન હતું, હું સાંજે જયારે બકરીઓ લઈને ઘરે આવતો તો દૂધ દોહીને પહેલાં માતા – પિતાને દૂધ આપતો, પછી મારા સંતાનોને આપતો, એક દિવસ એવું બન્યું કે હું બકરીઓ ચરાવવા દૂર નિકળી ગયો, પરત ફર્યો તો માતા – પિતા ઊંઘી ગયા હતા,હું દૂધ લઈને તેમના માથા બાજુ ઉભો રહયો, ન તેમને જગાડતો હતો કે તેમની ઊંઘ બગડે અને ન ત્યાંથી હટયો કે ખબર નહીં કયારે તેમની આંખ ખુલે અને દૂધ માંગે, બાળકો ભુખને કારણે પરેશાન હતા, પરંતુ મને એ યોગ્ય ન લાગ્યું કે બાળકો માતા – પિતાથી પહેલા દૂધ પીવે, મેં આ જ હાલતમાં રાત પસાર કરી, ખુદા તને ખબર છે કે મેં આ કામ તારી ખૂશી માટે કર્યુ તો આ શીલાને આ ગુફાના મોંથી હટાવી દે, એટલું કહેવું હતું કે શીલા

થોડી ખસી ગઈ.

બીજાએ કહયું : ઈલાહી ! મારી એક કાકીની છોકરી હતી તેની સાથે હું ખૂબ જ પ્રેમ કરતો મેં તેનાથી મારી કામવાસનાની માંગ કરી, પરંતુ જયાં સુધી હું તેને સો (૧૦૦) દિનાર ન આપું તે રાજી ન થઈ, મેં સો દિનાર કમાઈને ભેગા કર્યા અને તેણીને આપીને મારી ઈચ્છા પૂર્તિ કરવા કહયું, પરંતુ તેણીએ કહયું, હે ખુદાના બંદા ! ખુદાથી ડર, હું તરત જ થોભી ગયો, ખુદા તું જાણે છે કે મેં તારી પ્રસન્નતા ખાતર આમ કર્યુ છે તો શીલા હટાવી દે, જેથી તે શીલા થોડી વધુ હટી ગઈ.

ત્રીજાએ કહયું : હે મારા પરવરદિગાર ! મારો એક મજુર હતો, તેણે કામ પુરૂ કર્યુ  પછી મજુરી લીધા વગર જતો રહયો, મેં તેની મજુરીની રકમ ધંધામાં લગાવી, તેનાથી મોટો નફો મળ્યો, પછી તે આવ્યો તો મેં તેને બધું આપી દીધું, ખુદા મારો આ અમલ તારી ખુશી માટે હોય તો ચટાન–શીલા હટાવી દે, જેથી તે શીલા હટી ગઈ અને તે ત્રણે સુરક્ષિત બહાર આવી ગયા.

(બુખારી શરીફ)

## હઝરત સારા (રદિ.)નો પ્રસંગ

રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત સારાનો અજીબ પ્રસંગ બયાન ફરમાવ્યો :

હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ પોતાની પત્ની હઝરત સારા (રદિ.) સાથે ઈરાકથી હિજરત–સ્થળાંતર કરી. મુસાફરી દરમિયાન એવા વિસ્તારમાં પહોંચ્યા જયાં વિલાસી અને જાલિમ બાદશાહ રહેતો હતો તેના વિશે એ પ્રખ્યાત હતું, કે જો કોઈ વ્યકિત પોતાની પત્ની સાથે એ વિસ્તારમાં આવતી અને તે પત્ની બાદશાહને પસંદ આવી જતી હતી, તો તે પતિને મારી નાંખીને પત્નીને પોતાના અંકુશમાં કરી લેતો હતો. હઝરત ઈબ્રાહીમ (અલૈ)ને પૂછયું કે તમારી સાથે એ કોણ છે ? જો હવે એમ બતાવે કે મારી પત્ની છે તો જાનનો ખતરો ; તેમણે કહયું કે આ મારી બહેન છે, પછી હઝરત સારા (રદિ.)ને કહયું કે ભલે તુ મારી પત્ની છે પરંતુ મેં બહેન એટલા માટે કહી કે આજે ધરતી ઉપર

મારા અને તમારા વગર કોઈ મો'મિન નથી, તો દીનને કારણે આપણે ભાઈ – બહેન છીએ, પછી હઝરત સારા (રદિ.)ને બાદશાહ પાસે લઈ જવામાં આવ્યા, બાદશાહ બુરા ઈરાદે તેની તરફ લપકયો, તેમણે તરત જ નમાઝ શરૂ કરી દીધી અને ખુદાથી દુઆ કરવા લાગ્યા : ખુદા ! મારૂં આપની ઉપર અને આપના રસૂલ ઉપર ઈમાન છે અને મેં આજ સુધી પવિત્રતાની હિફાઝત કરી છે, આ નાલાયક કાફિરને મારી ઉપર અંકૂશ ન આપ, આ દુઆથી બાદશાહનો શ્વાસ ફુલવા લાગ્યો અને તે જમીન પર પગ પછાડવા લાગ્યો.

તેની આ હાલત જોઈને હઝરત સારા (રદિ.) ગભરાયા અને દુઆ કરી કે હે અલ્લાહ ! તેને મોત ન આપજે, જો તે મરી ગયો તો મારી ઉપર કતલનો આક્ષેપ આવશે, જેથી બાદશાહ સારો થઈ ગયો, ફરી બુરા ઈરાદે હઝરત સારા (રદિ.) તરફ વધ્યો, ફરી તેમણે દુઆ કરી કે ખુદા તેને મારી ઉપર કાબૂ ન આપજે, માટે ફરી તે બાદશાહનો શ્વાસ ફુલવા લાગ્યો અને પગ પછાડવા લાગ્યો. અંતે તે સારો (સ્વસ્થ) થઈ ગયો તો તેણે હઝરત સારા (રદિ.)ને હઝરત ઈબ્રાહીમ (અલૈ.) પાસે મોકલી દીધા અને હાજરા નામની એક બાંદી (દાસી)ભેટમાં આપી અને પોતાના નોકરને કહયું કે આ સ્ત્રી શયતાન લાગે છે, હઝરત સારા (રદિ.)એ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને સંબોધી કહયું કે અલ્લાહે તે કાફિરને બદનામ અને નિષ્ફળ કરી નાખ્યો. (બુખારી શરીફ)

## પ્રખ્યાત આબિદ (પુજક) જુરૈજનો પ્રસંગ

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ઈરશાદ ફરમાવ્યો :

બની ઈસ્રાઈલમાં એક ઈબાદત ગુઝાર જુરૈજ નામનો વ્યકિત હતો, તે હમેશાં નમાઝમાં મગ્ન રહેતો હતો, એક વખતે તેની માતા મુલાકાતે આવી, તેણે અવાજ આપ્યો પરંતુ તેણે ઈબાદતને કારણે જવાબ ન આપ્યો, માતાને ગુસ્સો આવી ગયો, તેણે બદદુઆ આપી કે ખુદા ! એને મોત ન આવે ત્યાં સુધી કે કોઈ વ્યભિચારી સ્ત્રીના ફંદામાં ન ફસાય જાય, દુઆ કબૂલ થઈ.જુરૈજ પોતાના ઈબાદતખાનામાં રહયા કરતા હતા, એક સ્ત્રીએ નક્કી કર્યુ કે જુરૈજને પોતાની જાળમાં જરૂર ફસાવવા છે, શગણાર સહિત તે તેમની પાસે આવી પરંતુ જુરૈજે

તેના તરફ કોઈ ધ્યાન આપ્યું નહીં અને તેની જાળમાં ન ફસાયા, તે સ્ત્રીએ બહાર આવીને એક ગોવાળીયા સાથે ઝિના કર્યો અને તેનાથી તેને બાળક પેદા થયું, સ્ત્રીએ શોર મચાવ્યો કે જુરૈજે મારી સાથે વ્યભિચાર કર્યો છે અને આ તેનું બાળક છે, લોકોએ જોશમાં આવીને જુરૈજને જેમ ફાવે એમ બુરૂ ભલુ કહયું, માર માર્યો અને તેમનું ઈબાદતખાનું પણ તોડી પાડયું, જુરૈજે વુઝૂ કરીને નમાઝ પઢી અને તે દૂધ પીતા બાળકને બધાની સામે પૂછયું કે તારો પિતા કોણ છે ? બાળકે જવાબ આપ્યો કે ફલાણો ગોવાળીયો. હવે લોકોને તેની વાસ્તવિકતાની ખબર પડી, બધાએ જુરૈજ પાસે માફી માગી અને તેના ઈબાદતખાનાને પુનઃ સોનાની ઈંટો વડે બનાવી આપવાનું વચન આપ્યું. (બુખારી શરીફ)

## કિફ્લ નામના યુવાનની ઘટના

હઝરત ઈબ્ને ઉમર (રદિ.) ફરમાવે છે કે મેં આ હદીસ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સાત વખતથી વધારે સાંભળી છે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

બની ઈસ્રાઈલમાં કિફ્લ નામક એક માણસ હતો જે ખુલ્લેઆમ ગુનાહ કરતો હતો, એક વખતે એક સ્ત્રી તેની પાસે આવી જે ખુબ જ મજબુર હતી,કિફ્લે તેણીને સાઈઠ (૬૦) દિનાર એ શર્તે આપ્યા કે તેણી તેને ગુનોહ (ઝિના) કરવા દે, સ્ત્રી તૈયાર થઈ ગઈ, જયારે તે તેની પાસે આ કામ(ગુનાહ) માટે ગયો અને જયારે પાસે બેઠો તો સ્ત્રીએ એક જોરદાર ચીખ મારી અને રડવા લાગી, તેણે પૂછયું કે કેમ રડે છે ? શું મેં તને આ કામ માટે મજબુર કરી છે ? તેણીએ કહયું કે ના એમ નથી પરંતુ આ ગુનોહ એવો છે જે મેં આજ સુધી કર્યો નથી, બલ્કે આજે મજબુર થઈ આ ગુનોહ કરી રહી છું. આ સાંભળતા જ યુવાન તેની પાસેથી ખસી ગયો અને તેણીને કહેવા લાગ્યો કે જા તુ ચાલી જા અને દિનાર પણ લઈ જા, પછી તે વ્યકિત એ કહયું કે અલ્લાહના કસમ કિફ્લ હવેથી કયારેય આ ગુનોહ નહીં કરે, એ રાત્રે કિફ્લનું મૃત્યુ થયું, સવારે તેના દરવાજા ઉપર લખેલું હતુ ..... قد غفر الله للكفل (અલ્લાહે કિફલની મગફિરત કરી દીધી. (મઆરિફુલ કુર્આન : ૬ / ૨૧૯,૨૨૦)

## હઝરત મિરષદ(રહ.)ની બેનમૂન ચારિત્ર્યની શુધ્ધતા

હઝરત મિરષદ (રહ.) બિન અબી મિરષદ (રદિ.) ખૂબ જ નેક અને પવિત્ર સહાબી હતા.નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ તેમને એ કામ પર નિયુકત કર્યા હતા કે મક્કા મુકર્રમામાં જે કેટલાક મુસલમાનો કાફિરોની કેદમાં છે તેમને કોઈ પણ રીતે મદીનામાં લાવવામાં આવે, આ કાર્ય પુરુ કરવા માટે મિરષદ રાતના અંધારામાં છુપાઈને મક્કામાં દાખલ થયા, તે સમયે મક્કા આજના જેવું ન હતું બલ્કે ઘણું નાનું શહેર હતું, મકાન અને ગલીઓ કાચી હતી, મિરષદ જેવા જ મક્કામાં પ્રવેશ્યા ત્યાં તો ખૂબ અંધારી રાત હતી, સન્નાટો છવાયેલો હતો, એક – બે મકાનોમાં દિપની ઝાંકી રોશની ફેલાયેલી હતી, મોટા ભાગના ઘરોમાં અંધારુ હતું, એ આગળ વધ્યા, પડછાયો નજીક આવતો ગયો અને પછી એક સ્ત્રીનો અવાજ આવ્યો :

મિરષદ તમે છો ? હું તમને ઓળખી ગઈ, બોલો કેમ આવવાનું થયું ?

"ઈનાક" ? મિરષદે પ્રશ્ન કર્યો.

હા, હું ઈનાક તરત જ તેણીએ જવાબ આપ્યો.

ઈનાક કયારેક મિરષદની પ્રેયસી હતી, કયારેક બંને એક બીજાને એટલો પ્રેમ કરતા હતા કે બંને એક બીજાથી પળભર પણ અલગ થઈ શકતા ન હતા, ઈનાકના હૃદયમાં તે રાતોની યાદ સતાવવા લાગી. મિરષદ ઈસ્લામની કિમતી દોલતથી પાવન થઈને મદીના જતો રહયો હતો અને ઈનાક તે જ કુફ્રની હાલતમાં બુરાઈમાં મસ્ત મક્કામાં જીવન પસાર કરી રહી હતી, પરંતુ મિરષદની યાદ હમણાં પણ સતાવી રહી હતી, તે તેની પ્રતિક્ષામાં હતી કે એક દિવસે મિરષદને તેણીની યાદ જરૂર પાછો લાવશે અને આજે તે મિરષદને પોતાની સામે જુએ છે.

"મિરષદ ! આજે તમે મારે ઘરે રાત ગુજારશો ને ?"

પછી તે જ ઘડીએ તેણે મિરષદનો હાથ પોતાના ઘરે લઈ જવા પકડી લીધો. મિરષદ તે મિરષદ ન હતો, તે હવે તૌહીદમાં મસ્ત હતો, જાહિલિય્યતની બધી વાતોથી તેમને નફરત હતી, માટે તેમણે કુદીને તેણીનો હાથ એવી રીતે

ઝાટકયો કે નાગ લપેટાઈ ગયો હોય.

મિરષદે જેવો હાથ ઝાટકયો ઈનાક આશ્ચર્ય ચકિત થઈ ગઈ, કારણ કે તેણીએ તેની સાથે અનેક રાતો ગુજારી હતી.

ઈનાકે કહયું કે ખૈર તો છે,તુ પાગલ તો નથી થઈ ગયો? ઈનાકે આશ્ચર્યથી કહયું તમે જાણો છો કે મારી બાહોના હાર તમને કેટલા પ્રિય હતા?

''તે વખત બીજો હતો, ભૂતકાળની વાતો છોડો તે કહાનીથી વધારે હકીકત રાખતી નથી તે જાહિલિયતની વાતો હતી જયારે મને હલાલ – હરામ, નેકી અને બુરાઈ, હક અને નાહક, પાકી – નાપાકીનો ખ્યાલ ન હતો, મિરષદે ઈનાક ની વાત કાપતા કહયું, હવે અલ્લાહે મને નેકીની હિદાયત કરી છે, સત્ય માર્ગ બતાવ્યો છે, હવે હું અલ્લાહની કૃપાથી મુસલમાન છું. ઈસ્લામમાં ઝિના હરામ છે એટલે મને માફ કરો .''

ઈનાક મિરષદના આ જવાબથી ગુસ્સામાં આવી ગઈ અને બોલી : મોટો પાક અને ઝિનાને હરામ કહેનારો, તમે મારી સાથે ચાલો છો કે લોકોને અવાજ આપું ?

મિરષદે કહયું : ભાગ્યશાળી ! પોતાના રસ્તે જા,હું હવે પવિત્ર જીવન છોડીને કાદવમાં કયારેય નહીં પડું,જાહિલિયતની બધી વાતોને મેં હવે હમેંશા માટે છોડી દીધી છે.

ઈનાક નાગણની જેમ ફુંકારવા લાગી અને જોર જોરથી બરાડા પડવા લાગી.

લોકો : મિરષદ આવ્યો છે તમારા કેદીઓને ભગાડવા માટે.''

ઊંઘેલું–નિંદ્રાધિન મક્કા એક દમ જાગી ગયું, લોકો અવાજ તરફ દોડયા, મિરષદ (રદિ.) ભાગવા માંગતા હતા કે ઈનાકે તેમનો છેડો પકડી લીધો, પરંતુ તેઓ જોરથી ઝટકો આપીને તેમની પકડથી છુટી ગયા.''

''કયાં ગયા ? કયાં છે ? અંધારામાં અવાજો આવવા લાગી, ત્યાર પછી લોકો મિરષદને આમતેમ શોધવા લાગ્યા.

રાતના અંધકારમાં મિરષદ (રદિ.) એક ગુફામાં પહોંચી ગયા, લોકો

ચારેબાજુ તેમને શોધતા રહયા, અંતે શોધતા શોધતા એ ગુફા સુધી પણ પહોંચી ગયા, પરંતુ અલ્લાહ તઆલાએ પોતાના આ નેક બંદાની એ રીતે હિફાઝત ફરમાવી જે રીતે પોતાના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને અબૂ બક્ર (રદિ.)ની ગારે સૌરમાં હિફાઝત ફરમાવી હતી,જયારે મક્કાવાળા એ ગુફા સુધી પહોંચ્યા તો અચાનક કોઈકે કહયું : તે ત્યાં નથી ગયા.

પછી મિરષદે તેમના દોડવાની અવાજ સાંભળી જે ધીમે ધીમે દુર થતી ગઈ અને આ રીતે અલ્લાહ તઆલાએ પોતાના નેક બંદાને જાલિમોના જુલ્મથી બચાવી લીધો.

(વિગત માટે : રોઝને તારીખ સે : ૨૭ – ૨૯ અઝ. અબ્દુર્રહમાન એમ.એ.)

## એક તાબેઈને અલ્લાહનો ડર

એક તાબેઈ વિશે આવે છે કે તેમને ખ્રિસ્તી રાજાએ પકડી લીધા તે ચાહતો હતો કે તેમને કત્લ કરાવી દે, પરંતુ તેના વજીરે કહયું કે ના, તેમનામાં બહાદૂરી એટલી છે કે જો આ કોઈ રીતે આપણા ધર્મમાં આવી જાય તો આપણા સૈન્યનો કમાન્ડર ઈન્ચીફ બનશે, આવો વ્યકિત તમને કયાંથી મળી શકશે ? તેણે કહયું કે સારું હું તેમને આપણા ધર્મ પર લાવવાની કોશિશ કરું છું.

તેના મનમાં એમ કે હું લાલચ આપીશ જેથી તેણે લાલચ આપી કે અમે તમને હુકૂમત આપીશું તમે અમારો ધર્મ અપનાવી લો, પરંતુ તેમણે એ તરફ કોઈ ઘ્યાન ન આપ્યું, જયારે તેમણે કોઈ ઘ્યાન જ ન આપ્યું તો તે પરેશાન થઈ વિચારી રહયો હતો, તે દરમિયાન તેની યુવાન પુત્રીએ પુછયું : પિતાજી ! તમે પરેશાન કેમ બેઠા છો ? તેણે કહયું કે દિકરી આ મામલો છે, તે કહેવા લાગી : પિતાજી ! તમે મને પરવાનગી આપો તો હું તેમને રસ્તા પર લાવું છું.

જેથી બાદશાહે તેમને એક રૂમમાં બંધ કરી દીધા અને તે છોકરીને કહયું કે તું તેમને રસ્તા પર લાવ. હવે તે છોકરી તેમના માટે ખાવાનું લાવતી અને બનાવ – શણગાર સહિત સામે આવતી, આ બધુ કરવા પાછળ તેનો હેતુ એ હતો કે કોઈ પણ રીતે તેમને પોતાના પ્રતિ આકર્ષિત કરે, તે છોકરી આ રીતે ચાળીસ દિવસ સુધી પ્રયાસ કરતી રહી, પરંતુ તેમણે તેના તરફ આંખ ઉઠાવીને

પણ જોયું નહીં, ચાળીસ દિવસ પછી તે છોકરી તાબઈને કહેવા લાગી કે તમે કેવા પુરુષ છો ? દુનિયાનો દરેક પુરુષ સ્ત્રી પ્રત્યે આકર્ષાય છે અને હું આટલી સૌંદર્યવાન છું કે હજારોમાંથી કોઈ એક પણ એવી નથી અને હું દરરોજ તમારા માટે બનાવ – શણગાર કરીને આવતી હતી, પરંતુ તમે તો મને કયારેય આંખ ઉઠાવીને પણ ન જોઈ, તેનું કારણ શું ? તમે પુરુષ છો કે નહીં. તેમણે કહયું કે મારા અલ્લાહે પારકી સ્ત્રી તરફ જોવાની મનાઈ કરી છે, માટે મેં તારી તરફ ધ્યાન ન આપ્યું.

તે છોકરીએ કહયું કે જયારે તમને પરવરદિગાર સાથે આટલી મુહબ્બત છે તો અમને પણ કંઈક તાલીમ આપો, જેથી તેમણે તે છોકરીને દીનની વાતો શીખવાડવાની શરૂ કરી, અંતે તે છોકરી ઈસ્લામ કબૂલ કરવા તૈયાર થઈ ગઈ, જેથી તેમણે તેને કલિમો પઢાવી મુસલમાન બનાવી દીધી. તે કલિમો પઢીને કહેવા લાગી કે હવે હું મુસલમાન છું ; માટે હવે હું અહિંયા નહીં રહું, પછી જાતે જ તેણે એક યુકિત બતાવી, જેના લઈ તાબેઈ (રહ.)ને પણ કેદથી છુટકારો મળી ગયો અને તે છોકરી પણ મહેલો ત્યાગી મુસલમાનો સાથે જતી રહી. અલ્લાહુ અકબર.

નવાઈની વાત છે કે એક યુવાન છોકરી તેમને પોતાની તરફ આકર્ષવા ચાળીસ દિવસ સુધી એકાંતમાં પ્રયત્ન કરતી રહી, પરંતુ તેમને તે તરફ આંખ ઉઠાવીને પણ ન જોયું...... હે અલ્લાહ ! અમને આશ્ચર્ય થાય છે ... ફરિશ્તાઓને પણ નવાઈ લાગતી હશે,.... આ શા માટે હતું ? એટલા માટે કે તેમની દિલની સફાઈ થઈ ગઈ હતી અને નફસની ગંદકી બહાર આવી ગઈ હતી. (ખુત્બાતે ફકીર : ૧૦ / ૧૯૭ – ૧૯૮)

## હઝરત સુલેમાન બિન યસાર (રહ.)

હઝરત સુલેમાન બિન યસાર (રહ.)એક સૌંદર્યવાન અને પરહેઝગાર બુઝુર્ગ હતા, એક વાર તે મદીના મુનવ્વરાથી પોતાના એક સાથી સાથે હજજ કરવા રવાના થયા, રસ્તામાં અબવા સ્થળે પડાવ નાખ્યો અને તંબુ બાંધ્યો,

તેમનો સાથી ખાવા –પીવાની વસ્તુઓ લેવા બજાર ચાલ્યો ગયો. એક ગ્રામીણ સ્ત્રીએ શીખર પરથી તંબુમાં બેઠેલી વ્યકિતને જોઈ અને આશિક બની ગઈ, તે પહાડ પરથી ઉતરીને તેમના તંબુમાં આવી, બુરખો પણ હતો અને હાથોમાં મોજા પણ હતા તેમની પાસે આવીને બુરખો ઉઠાવી નાખ્યો, તે સ્ત્રી પણ સુંદરતામાં ચાંદ જેવી હતી, હઝરત સુલેમાન (રહ.) પાસે કંઈક માંગ્યું, આપ સમજયા કે કઈ ખાવાનું માંગી રહી છે, આપ (રહ.) દસ્તરખાન પર ગયા કે તેને કઈ ખાવાનું આપુ તેણે કહયું કે મારે આ નથી જોઈતું, મારે તો તે જોઈએ છે જે પુરુષ પોતાની પત્નીથી ઈચ્છે છે. હઝરત સુલેમાન (રહ.)એ તેને સંબોધી કહયું કે તને શયતાને મારી પાસે મોકલી છે, આમ કહીને તેઓ બન્ને ગુંઠણો પર મોઢું મુકી રડવા લાગ્યા, એટલામાં તેમનો સાથી આવી ગયો, જોયું તો તેઓ બેઠા રડી રહયા છે અને તેમની આંખો ફુલી ગઈ છે, તેમણે આ જોઈ પુછયું કે શું બાળકો યાદ આવી ગયા ? આપે કહયું કે ના ! તમારી ગેરહાજરીમાં એક બનાવ બન્યો છે ત્યાર પછી તેમની સમક્ષ એ બનાવનું વર્ણન કર્યુ, જયારે તેમના સાથીએ આ વાત સાંભળી તો તેઓ પણ ધ્રુસકે ધ્રૂસકે રડવા લાગ્યા. હઝરત સુલેમાન (રહ.) એ પુછયું કે તમે કેમ રડી રહયા છો ?તેમણે કહયું કે હું તો એટલા માટે રડી રહયો છું કે જો હું તમારી જગ્યા હોત તો મારાથી સબર ન થતી, એ બન્ને જ રડતાં જ રહયા, જયારે મક્કા પહોંચ્યા, તવાફ અને સઈ વગેરેથી પરવાર્યા તો હજરે અસ્વદ સાથે હઝરત સુલેમાન (રહ.) એક ચાદર લપેટીને બેઠા હતા, એવામાં ઊંઘ આવી ગઈ, સ્વપ્નમાં એક ખુબસૂરત (સૌંદર્યવાન) પુરુષ જોયા, મેં તેમને પુછયું કે તમે કોણ છો ? તેમણે કહયું કે હું યુસૂફ (અલૈ.) છું, તેમણે અરજ કરી કે ખરેખર તમે યુસૂફ છો ? તેમણે કહયું કે હા, પછી અરજ કરી કે આપનો ઝુલેખાનો કિસ્સો અજીબ છે, હઝરત યુસૂફ (અલૈ.)એ ફરમાવ્યું : અબવાવાળી સ્ત્રીનો કિસ્સો તેનાથી પણ અજીબ છે.(તોહફએ ઈસ્મત : અબ્દુલ્લાહ ફારૂક : ૭૦, બેદાગ જવાની : ૨૮)

## અલ્લાહનો ડર

આ ઘટનાને બયાન કરનાર ઈમામ ઈબ્ને હઝમ છે, તેઓ ફરમાવે છે કે તેમને એક વ્યકિતએ બયાન કર્યુ જે વિશ્વાસુ અને સાચા છે :

કુર્તુબા (સ્પેનમાં) એક અતિ સૌંદયવાન નવયુવાન હતો, જે પણ તેને જોતો તે તેનો થઈ જતો, એ નવયુવાન સૌંદર્ય ઉપરાંત ઈબાદત ગુઝાર અને પરહેઝગાર હતો, તેનો એક મિત્ર હતો, જેની સાથે તેમને ગાઢ મિત્રતા હતી, તે પોતાની પત્ની સાથે બીજા વિસ્તારમાં રહેતો હતો, એક વાર આ નવયુવાન ઈબાદતગુઝાર પોતાના મિત્રની મુલકાતે ગયા, સાંજ પડી ગઈ હતી, તેના મિત્રએ કહયું કે તે આજની રાત પોતાના ઘરે રોકાય જાય, જેથી માની ગયા.

અચાનક રાતના સમયે મિત્રને નજીકની વસ્તીથી કોઈ અંગત કામ માટે તેડું આવી ગયું અને તે તેમને એમ કહીને જતા રહયા કે હું હમણાં આવું છું, ઘરમાં મિત્રની પત્ની અને આ યુવાન એકલા હતા, શિયાળાની ઋતુ હતી અને વરસાદ પણ પડી રહયો હતો અને વળી તે વિસ્તારમાં ઠંડીની રાતો ઘણી લાંબી અને અંધારી રહેતી હતી, ઘરમાં તે યુવાન પોતાના મિત્રની પ્રતિક્ષા કરતો રહયો, પરંતુ તે આવ્યો નહીં. બીજી બાજુ નગરના દરવાજા બંધ કરવાનો સમય થઈ ગયો, તેને કોઈ એક મજબુરી આવી ગઈ કે તે આવી શકયો નહીં. અહીંયા તેની પત્નીને પણ વિશ્વાસ થઈ ગયો કે તેના પતિ રાત્રે નહીં આવી શકે, માટે તેણે બનાવ – શણગાર કર્યો અને તે નવયુવાન પાસે ગઈ અને પોતાને સોંપી દીધી, નવયુવાને મનાઈ કરી, પરંતુ સ્ત્રીએ વારંવાર તેને ગુનાહની દા'વત આપી, યુવાન થોડી વાર માટે એ તરફ આકર્ષાયો, પરંતુ તરત જ શાંત પડયો. દીવો સળગી રહયો હતો તે યુવાને પોતાનો હાથ દીવા ઉપર રાખ્યો અને થોડો સળગયા પછી હાથ ખેંચી લીધો,તેણે પોતાને સંબોધીને કહયુંઃ દુનિયાની સામાન્ય આગ સહન નથી થતી જયારે કે જહન્નમની આગની તુલનામાં આ આગ કંઈ જ નથી, તે સ્ત્રીએ ફરી ગુનાહની દાવત આપી, યુવાન પોતાના શરીરને આગની નજીક લાવ્યો, શરીર બળ્યું એટલે પાછળ હટી ગયો, એમ જયારે પણ તેને ગુનાહનો વિચાર આવતો તો તે પોતાને આગ પાસે લઈ જતો

અને થોડી વાર પછી હટાવી લેતો.

ટુંકમાં સમગ્ર રાત તેણે આ રીતે ઉજાગરો કરી અને તોબા અને ઈસ્તિગ્ફાર કરતા કરતા પસાર કરી, સવાર થઈ તો તેનો અંગૂઠો આગના લીધે કાળો પડી ગયો હતો. (માહનામા 'સિરાતે મુસ્તકીમ'' મે ૨૦૦૯ લંડન)

## અલ્લાહનો ડર એક પુરુષ પર

હઝરત હસન (રદિ.) થી રિવાયત છે કે બની ઈસ્રાઈલમાં એક દુરાચારી સ્ત્રી હતી, તેની સુંદરતા બેનમૂન હતી, જયાં સુધી સો દિનાર ન લેતી કોઈને પોતાની પાસે આવવા ન દેતી તે સ્ત્રીને એક આબિદે જોઈ અને તેની ઉપર આશિક થઈ ગયો અને મેહનત મજૂરી કરીને સો દિનાર ભેગા કર્યા, પછી તે સ્ત્રી પાસે આવ્યો અને કહયું કે તારુ સૌંદર્ય મને ગમી ગયું છે, મેં મજૂરી કરીને સો દિનાર ભેગા કરી લીધા છે, તેણે કહયું કે લઈ આવો, તે વ્યકિત તેને ત્યાં ગયો તેના ઘરે સોનાનું એક સિંહાસન હતું તેની ઉપર તે બેસતી હતી, તેને પણ પોતાની પાસે બોલાવ્યો જયારે આબિદ તેની પાસે જઈને બેઠો તો અચાનક તેને અલ્લાહ તઆલા સામે કિયામતના દિવસે ઉભા રહેવાનો ખ્યાલ આવ્યો અને તેના બદન ઉપર ધ્રુજારી આવી ગઈ અને કહયું કે મને જવા દો સો દિનાર તારા જ છે, તેણે કહયું કે તને શું થઈ ગયું ? તેં મજૂરી કરી રૂપિયા ભેગા કર્યા, જયારે મારી ઉપર અંકુશ મેળવી લીધો તો આ હરકત કરી. આબિદે કહયું કે મને અલ્લાહનો ડર લાગે છે અને અલ્લાહ તઆલા સામે ઊભા રહેવાનો ભય આવી ગયો. મારા હૃદયમાં તારી નફરત પેદા થઈ ગઈ હવે તુ મારી નજરમાં સૌથી વધારે અપ્રિય છું.

તેણે કહયું જો તુ સાચો છે તો મારો પતિ પણ તારા વગર કોઈ નહીં હોય, તેણે કહયું મને જવા દો, તે સ્ત્રીએ કહયું કે મારાથી લગ્ન કરવાનો વાયદો કરી જાઓ, કહયું કે નજીકમાં જ થઈ જશે, પછી મોઢા ઉપર ચાદર નાખીને પોતાના શહેર ચાલ્યો ગયો.

તે સ્ત્રી પણ તૌબા કરીને તેની પાછળ તેના શહેર રવાના થઈ, તે શહેરમાં પહોંચીને લોકોને આબિદનો હાલ માલુમ કર્યો, લોકોએ તેનું ઠેકાણુ બતાવ્યું.

તે સ્ત્રીને મલિકા કહેતા હતા, આબિદને પણ કોઈકે કહયું કે તમને મલિકા શોધી રહી છે, તેમને જયારે મલિકાને જોઈ તો એક ચીખ મારી અને મરી ગયા. તે સ્ત્રી હતાશ થઈ ગઈ. પછી તેણે કહયું કે આ તો મરી ગયા છે તેમના કોઈ સંબંધી પણ છે ? લોકોએ કહયું કે તેમનો ભાઈ પણ ફકીર છે, કહેવા લાગી કે તેના ભાઈની મુહબ્બતને કારણે હું તેનાથી લગ્ન કરીશ. માટે તેનાથી લગ્ન કર્યા જેનાથી સાત છોકરા પેદા થયા, બધા જ નેક અને દીનદાર હતા. (અસ્લાફકી યાદેં : મુફતી અસદુલ્લાહ નોઅમાની : ૨૦૪,૨૦૫)

## એક ઈર્ષાપાત્ર યુવાન

હઝરત અહમદ બિન સઈદ (રહ.)નું બયાન છે કે કુફામાં એક યુવાન રહેતો હતો જે ખૂબ જ ઈબાદતમાં મગ્ન અને હંમેશા જામા મસ્જિદમાં એ'તિકાફમાં રહેતો હતો સાથે જ ખૂબસુરત અને ખૂબસીરત–સદ્ગુણી પણ હતો. એક ખૂબસુરત સ્ત્રીએ તેમને જોયા તો તે આશિક બની ગઈ.

લાંબા સમય સુધી તેના દિલમાં આગની ચિંગારી સળગતી રહી, તે સ્ત્રી આવી અને તેમનો રસ્તો રોકી લીધો અને કહેવા લાગી કે યુવાન ! પહેલાં મારી વાત સાંભળ ત્યાર બાદ જે દિલમાં આવે તે કરજે, પરંતુ નવયુવાને કોઈ જવાબ આપ્યો નહીં અને ચાલતો રહયો, અહીંયા સુધી કે મસ્જિદમાં પહોંચી ગયો. પરત ફરતી વેળા તે સ્ત્રી ફરી ઉભી દેખાઈ જયારે તે નવયુવાન નિકટ પહોચ્યો તો તેણીએ વાત કરવાની ઈચ્છા વ્યકત કરી.નવયુવાને કહયું કે આ આક્ષેપની જગ્યા છે હું નથી ઈચ્છતો કે કોઈ મને તારી સાથે ઉભો જોઈને મારી ઉપર આક્ષેપ લગાવે, એટલા માટે મારો રસ્તો રોકો નહીં અને મને જવા દો. તે સ્ત્રીએ કહયું ખુદાની કસમ હું અહીંયા એટલા માટે નથી ઉભી રહી કે મને મારી હેસીયત ખબર નથી, અથવા હું એ નથી જાણતી કે આ આક્ષેપની જગ્યા છે, ખુદા ન કરે લોકોને મારા વિશે બદગુમાની–આશંકાનો મોકો મળે, પરંતુ મને આ મામલામાં જાતે જ તમારી મુલાકાતનો શોખ થયો છે કે લોકો નાની વાતને લાંબી કરી નાખે છે અને તમારા જેવા ઈબાદત ગુજાર લોકો અરીસાની જેમ સામાન્ય ધૂળને પણ વેઠી શકતા નથી. હું તો સો વાતની એક વાત એ કહું છું કે

મારુ હૃદય અને શરીર તારી ઉપર આશિક છે.

અને અલ્લાહ જ છે જે મારા અને તમારા મામલામાં કોઈ ફેસલો કરે, તે નવયુવાન સ્ત્રીની વાત સાંભળીને કોઈ જવાબ આપ્યા વગર પોતાના ઘરે જતો રહયો. ઘરે જઈને નમાઝ પઢવા માંગી પરંતુ નમાઝમાં દિલ ન લાગ્યું અને સમજમાં ન આવ્યું કે શું કરું ? મજબુર થઈને કાગળ અને પેન લીધું અને તે સ્ત્રીના નામ પર એક પત્ર લખ્યો, પત્ર લખીને બહાર આવ્યો, જોયું તો તે સ્ત્રી રસ્તામાં ઉભી છે તે પત્ર તેણી તરફ નાખ્યો અને ખુબ જ ઝડપથી ઘરમાં દાખલ થઈ ગયો. પત્રમાં લખેલું હતું.

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

હે સ્ત્રી ! તારે એ વાત જાણી લેવી જોઈએ કે જયારે બંદો ખુદાની નાફરમાની કરે છે તો તે માફ કરી દે છે, જયારે તે બીજી વખત ગુનોહ કરે છે તો પણ તેને છુપાવે છે, પરંતુ જયારે તે ગુનાહને પોતાની આદત બનાવી લે છે તો પછી એવો ગુસ્સે થાય છે કે ધરતી અને આકાશ, વૃક્ષ અને પથ્થર અને પશુઓ પણ ધ્રુજી ઉઠે છે. કોઈ છે જે તેની સજાને સહન કરી શકે ? કોણ છે  જે તેની નારાજગીને વેઠી લે ? બસ તેની આગળ પોતાને રજુ કર જે સર્વસૃષ્ટિનો પાલનહાર છે. તે જબ્બાર રબ સામે સિજદામાં પડી જા, તેનાથી મુહબ્બત કર; કારણ કે તે પહેલેથી જ છે અને અંત સુધી રહેશે.  કફત દુઆનો તાલિબ

આ પત્રના ઘણાં દિવસો પછી તે સ્ત્રી ફરી રસ્તામાં નજરે પડી, તેમણે તે સ્ત્રીને જોઈને પરત ફરવાનો ઈરાદો કર્યો; પરંતુ તે સ્ત્રીએ કહયું : કે પરત જાઓ છો ? આ છેલ્લી મુલાકાત છે.

લિકાએ આખિર હૈ જાલિમ દેખ લેને દે એક નજર
ફિર તેરી એક હી વસિયત પર કટ જાએગી જિંદગાની હમારી

આજ પછી ફરી ખુદાને ત્યાં મુલાકાત થશે એવું કહીને ખૂબ રડી

ટપક પડતે હૈ આંસૂ જબ તુમ્હારી યાદ આતી હૈ
યહ વો બરસાત હૈ જિસ કા કોઈ મોસમ નહીં આતા

અને કહેવા લાગી કે હું ખુદાથી જેના હાથમાં તમારું દિલ છે એ દુઆ કરું છું કે તે તમારા માટે મોટી મુસીબતો આસાન ફરમાવે.

ખુદા કરે જુદા કિસીસે ઉસકા હબીબ ન કરે
યે દાઘ ઐસા હૈ કે કિસી દુશ્મન કો ભી નસીબ ન હો

હવે તમે મને ખાલી એક શિખામણ આપો, નવયુવાને કહયું કે હું માત્ર એ નસીહત કરું છું કે પોતાને પોતાના નફસથી સુરક્ષિત રાખજો અને આ આયતને હમેશાં દિમાગમાં રાખજો.

هُوَ الَّذِیْ یَتَوَفّٰکُمْ بِالَّیْلِ وَیَعْلَمُ مَاجَرَحْتُمْ بِالنَّهارِ

અર્થ : અને તે અલ્લાહ તો એવો છે કે રાતના તમારી આત્માને કબ્જ કરી લે છે અને જે તમે દિવસે કરો છો તેને સારી રીતે જાણે છે.

અને અહિંયા સુધી કે..

یَعْلَمُ خَائِنَةَ الْاَعْیُنِ وَمَاتُخْفِی الصُّدُوْرُ.

અર્થ : તે તમારી આંખોની ચોરીને પણ જાણે છે અને એ વાતોને પણ જાણે છે જે તમારા સીનામાં ગુપ્ત છે.

આ નસીહત સાંભળી તે સ્ત્રી ઘણી રડી, મોડે સુધી રડતી રહી, જયારે સારુ થયું તો પોતાના ઘરે ગઈ તે થોડી મુદત સુધી ઈબાદતમાં પ્રવૃત્ત રહી ઈમાન સહિત દુનિયાથી રુખ્સત થઈ. (અસ્લાફ કી યાદેં : ૨૩૪–૨૩૬)

## એક છોકરીને અલ્લાહનો ડર

હઝરત અબૂ બકર બિન અબ્દુલ્લાહ (રહ.) કહે છે કે એક ખાટકી પોતાના પડોશીની કોઈ છોકરી સાથે પ્રેમમાં પડી ગયો, છોકરીના ઘરવાળાઓએ છોકરીને કોઈ કામ અર્થે બીજે ગામ મોકલી, ખાટકીને જાણ થઈ તો તે પણ છોકરીની પાછળ પાછળ ગયો અને રસ્તામાં તેને ગુનાહ માટે કહયું, છોકરીએ કહયું એમ ન કર, ખુદાની કસમ મારા દિલમાં તારા માટે આના કરતાં વધુ મુહબ્બત છે, જેટલી તારા દિલમાં મારી મુહબ્બત છે, પરંતુ

અલ્લાહથી ડરું છું અને મને મેદાને હશ્રમાં ખુદાની અદાલતની ચિંતા છે.

મુહબ્બત મેરી કમ નહીં તુજ સે મગર
મુજે ખશિય્યતે ખુદા હૈ ઔર ખૌફે આખિરત

મારી લજ્જા મને પરવાનગી આપતી નથી તુ મને માફ કર, આ સાંભળી તે પ્રેમીએ કહયું કે જે તારો ખુદા છે એ મારો પણ ખુદા છે, તું તે જાતથી ડરે છે તો હું કેમ ન ડરું ? એણે તૌબા કરી અને પાછો ચાલ્યો આવ્યો.

(અસ્લાફ કી યાદેં : ૨૩૭)

## એક સ્ત્રીની પરહેઝગારી

બસરા શહેરમાં એક ખૂબ જ ધનવાન વ્યકિત હતા, તે એક વખતે પોતાના બગીચા અને જંગલોને જોવા નીકળ્યો, તે બગીચાનો જે માળી (રખેવાળ) હતો તે ત્યાં જ પોતાના કુટંબીજનો સાથે રહેતો હતો. તે માળીની પત્ની ખૂબ સંદર અને અપ્સરા જેવી હતી, તે ધનિક તેને જોતા જ તેની ઉપર આશિક થઈ ગયો અને તેની સાથે બુરૂ કામ કરવાનો નિર્ધાર કર્યો અને પોતાના આ ઈરાદાને પુરો કરવા નોકર(માળી)ને કોઈ બહાને બહાર કાઢી મુકયો અને તે સ્ત્રીના ઘરે આવીને કહયું કે મને તારી સાથે પ્રેમ થઈ ગયો છે, માટે તુ ઘરના બધા દરવાજા બંધ કરી દે, તે સૌંદર્યવાન સ્ત્રી નોકરની પત્ની હતી તેણે ડરને કારણે હુકમ પુરો કર્યો, ત્યાર પછી તે માલિકે પુછયું કે હે પ્રેમિકા શું બધા દરવાજા બંધ થઈ ગયા ? જવાબ આપ્યો કે હાં બધા દરવાજા બંધ થઈ ગયા પરંતુ આપણા અને અલ્લાહ વચ્ચે કોઈ આડ નથી, તે આપણા દરેક કાર્યને જુએ છે, તે માલિક હાથ વડે બનાવેલ આંધળો અને બહેરો નથી. તે બધુ જ જુએ છે, અહિંયા સુધી કે તે દિલની હાલતને પણ જાણે છે અને વ્યકિત જે પણ આ દુનિયામાં કરે છે તેનો બદલો સજા કે ઈનામ રૂપે આપશે. જયારે આ બંદીની નસીહતો માલિકે સાંભળી તો ધ્રુજી ઉઠયો અને બુરાઈનો ઈરાદો ખતમ કરીને પોતાની ભૂલની માફી માંગી,

(અસ્લાફ કી યાદેં : ૨૩૮, ૨૩૯, કશ્ફુલ મહજુબ : ૧૦)

## એક સ્ત્રીનો પડદો ખુલી જવાને કારણે પોતાની આંખો કાઢી નાખવી

હઝરત ઉત્બા બિન ગુલામ (રહ.) જેમની ગણના મોટા બુઝુર્ગોમાં થતી હતી અને આપ હઝરત હસન બસરી (રહ.)ના ખાસ શિષ્ય હતા, એક વાર આપ કોઈ સ્ત્રી પર આશિક થઈ ગયા અને કોઈ બહાને તેનાથી ઈશ્કની જાહેરાત પણ કરી દીધી, માટે તે સ્ત્રીએ પોતાની બાંદી (દાસી)થી પૂછાવ્યું કે આપ મારા શરીરનો કયો ભાગ જોઈને આશિક થઈ ગયા ? આપે જવાબ આપ્યો કે તમારી આંખો જોઈને આશિક બની ગયો, તે જવાબ પછી તે સ્ત્રીએ પોતાની બંને આંખો કાઢીને આપની સેવામાં રવાના કરી, નોકરાણીને કહેવડાવ્યું કે જે વસ્તુને કારણે આપ આશિક બન્યા હતા તે આપની ખિદમતમાં હાજર છે, આ જોઈને આપની એક અજીબ હાલત થઈ ગઈ અને ડરતા ડરતા હઝરત હસન બસરી (રહ.)ની ખિદમતમાં હાજર થયા, તૌબા કરી અને આત્મશુધ્ધિ કરી ઈબાદતમાં પ્રવૃત્ત થઈ ગયા.

(અસ્લાફ કી યાદેં :૨૪૫, ૨૪૬, તઝ્કિરતુલ્ અવલિયા :૪૧)

## એક નવયુવાનની કુરબાની

બની ઈસ્રાઈલમાં એક નેક યુવાન હતો, જેના સૌદર્યનો કોઈ જોટો ન હતો, તે અલગ અલગ જાતનો સામાન વેચ્યા કરતો હતો, એક વાર તે સામાન વેચવા જઈ રહયો હતો કે એક સ્ત્રી બાદશાહના મહેલમાંથી નીકળી, જયારે તેણે જોયું તો દોડતા અંદર ગઈ અને શાહઝાદીને કહયું મેં એક નવયુવાનને દરવાજા પર જોયો છે, તેના જેવો સુંદર વ્યકિત મેં આજ સુધી નથી જોયો, શાહઝાદીએ કહયું કે તેને બોલાવો. તેણે કહયું કે યુવાન !અંદર આવો અમે પણ ખરીદી કરીશું,જયારે તે યુવાન અંદર દાખલ થયો તો દરવાજો બંધ કરાવી દીધો પછી તે બીજા દરવાજામાં દાખલ થયો તો તે પણ બંધ કરાવી દીધો એવી રીતે ત્રણ દરવાજામાંથી તે દાખલ થયો અને ત્રણેવ બંધ થઈ ગયા. શાહઝાદી છાતી અને મોઢું ખોલીને એ યુવાનની સામે આવી (તો) તે યુવાને કહયું કે તમારી

જરૂરતની વસ્તુ ખરીદી લો, જેથી હું જાઉ તેણે કહયું કે મેં તમને એટલા માટે નથી બોલાવ્યા મેં તો મારી કામેચ્છા પૂર્ણ કરવા બોલાવ્યા છે. યુવાને કહયું ખુદાથી ડરો, તેણીએ કહયું કે જો તુ એમ નહીં કરે તો હું બાદશાહને કહી દઈશ કે તુ બુરા ઈદારે અંદર આવ્યો છે, યુવાને નસીહત કરી પરંતુ તે ન માની, પછી યુવાને કહયું કે સારું મને વુઝૂ માટે પાણી આપો. કહેવા લાગી કે બહાના બનાવવાનું છોડી દે અને તેણીએ નોકરાણીને સંબોધીને કહયું કે ધાબા ઉપર પાણી મૂકી દે, જયાંથી ભાગી ન શકે. તે ધાબુ જમીનથી ૯૦ ફુટ(૪૦ ગજ) ઊંચુ હતું જયારે તે ઉપર પહોંચ્યો તો કહેવા લાગ્યો કે" એ અલ્લાહ આ ઓરત મને બુરા કામ માટે તૈયાર કરી રહી છે,પરંતુ હું પોતાને અહીંયાથી નીચે પાડી દેવાને, ગુનોહ કરવાથી બેહતર સમજુ છું" પછી બિસ્મિલ્લાહ બોલીને ધાબા પરથી કુદી પડયો.અલ્લાહ તઆલાએ એક ફરિશ્તો મોકલ્યો જેણે તે યુવાનના ખભા પકડીને ઉભો કરી દીધો, તેને કોઈ તકલીફ ન થઈ. યુવાને ફરી દુઆ કરી હે અલ્લાહ ! તુ ઈચ્છે તો મને આપ વેપાર સિવાય પણ રોજી રોટી આપી શકે છે અને અલ્લાહ તઆલાએ તેની પાસે સોનાથી ભરેલી એક થેલી મોકલી તેમાંથી તેણે પોતાના કપડાઓમાં મૂકી શકાયું એટલું લઈ લીધુ. હે અલ્લાહ ! જો મારી આ દુનિયાની રોઝી છે તો મને તેમાં બરકત આપ અને જો તેના બદલામાં મારો આખિરતનો સવાબ ઓછો કરવામાં આવ્યો છે તો મને તેની જરૂરત નથી. અવાજ આવી કે આ એક બદલો છે તે ધીરજનો, જે તે ધાબા ઉપરથી પડતી વેળાએ કર્યો હતો, તેણે કહયું આખિરતનો સવાબ ઓછો કરનારી વસ્તુ મને પસંદ નથી, માટે તે થેલી તેની પાસેથી જતી રહી.

(બેદાગ જવાની : ૩૨, તોહફએ ઈસ્મત : ૧૪૦)

## ઈજ્જત અને પવિત્રતાની હિફાઝતનો અજીબ કિસ્સો

તુલુન નામનો એક બાદશાહ થઈ ગયો,તે ધાર્મિક વૃત્તિનો વ્યકિત હતો, તે સમયે બાદશાહ દુનિયાદાર હોવા છતાં દીનદાર પણ હતા. એક વખતે એક બાળકને અનાથ પડેલો જોયો તો તે સમજયો કે તેની માતાએ જન્મ આપીને નાખી દીધો છે, માટે તે બાળકને ઉઠાવી લીધું, તેણે તે બાળકનું નામ અહમદ રાખ્યું; પરંતુ સમય જતા તે અહમદ અનાથના નામે ઓળખાવવા લાગ્યો, હવે

તેણે અહમદ યતીમને બાળકો જેવો પ્રેમ આપ્યો, તેની સારી રીતે પાલન પોષણ કરી અને પછી પોતાનો ખાસ મંત્રી બનાવી દીધો. અહમદ યતીમ પણ ઘણો ઈમાનદાર, નેક અને પરહેઝગાર યુવાન બન્યો, નિકટના લોકો અહમદ યતીમની ઈર્ષા કરતા હતા તેમને ખબર હતી કે આ તેનો સગો પુત્ર નથી બલ્કે પાલક પુત્ર છે.

થોડી મુદ્દત પછી તુલુનની મૃત્યુનો વખત આવ્યો, તો તેણે પોતાના પુત્ર અબુલ જૈશને પોતાનો નાયબ બનાવ્યો અને સર્વ હુકૂમત તેને સુપ્રત કરી દીધી અને વસીયત કરી કે બેટા ! આ (અહમદ) તારો ભાઈ છે, મેં તેની પરવરિશ કરી છે, તુ પણ આખી જિંદગી તેનો ખ્યાલ રાખજે, આટલું કહી તે મૃત્યુ પામ્યો. જેથી અબુલ જૈશે સત્તા સંભાળી તો તેણે પણ અહમદ યતીમ સાથે સારો વર્તાવ કર્યો.

એક વખતે અબુલ જૈશને કોઈ વસ્તુની જરૂરત પડી તેણે અહમદ યતીમને બોલાવ્યો અને કહયું કે આ ચાવી લે અને ફલાણા રસ્તેથી મારા રૂમમાં જા, અને આ વસ્તુ લઈ આવ, તે દિવસે તે રસ્તેથી ગયો, તે જેવો દાખલ થયો તો જોયું કે અબુલ જૈશની નોકરાણી જે ખુબસુરત હતી અને અબુલ જૈશ તેની સાથે ખૂબ જ મુહબ્બત કરતો હતો, તે રૂમમાં કોઈ નોકર સાથે ઝિના કરાવી રહી હતી, તે નોકરાણીને ખ્યાલ જ ન હતો કે દિવસે આ રૂમમાં કોઈ આવી શકે છે, જેવો તેણે દરવાજો ખોલ્યો આ હાલત જોઈ તો તે પુરુષ ભાગી ગયો અને સ્ત્રી અહમદ યતીમને પોતાના ચક્કરમાં ફસાવવા લાગી પરંતુ તેના દિલમાં નેકી હતી, માટે કહયું કે બિલ્કુલ નહીં.

قَالَ مَعَاذَ اللّٰهِ اِنَّهٗ رَبِّىٓ اَحۡسَنَ مَثۡوَاىَ.

સુબ્હાનલ્લાહ, નેક લોકોનો આ જ નિયમ રહયો છે, જેથી અહમદ યતીમ તે દુરાચારી સ્ત્રીથી બચી ગયો, અને તે વસ્તુ લઈને આવી ગયો.

હવે તે નોકરાણીના દિલમાં વાત ખટકવા લાગી કે જો આ જઈને મારી શિકાયત કરશે તો મને કતલ કરવામાં આવશે, પરંતુ તેને તે વાત છુપાવી અને તે વસ્તુ અબુલ જૈશને આપી અને વાત દબાવી દીધી.

અબુલ જૈશે તે દિવસોમાં બીજા એક નિકાહ કર્યા હતા અને બીજા લગ્નને કારણે પહેલી પત્ની પાસે જવાનું ઓછુ કરી દીધું, કારણ કે તે દિલમાં વિચારતી હતી કે તેનું કંઈ પરિણામ આવવાનું છે, એટલા માટે તેના દિલમાં એ વાત અટકી ગઈ કે અહમદ યતીમે મારા પતિને બધી વાત કરી દીધી છે, જેને કારણે મારા પતિનુ ધ્યાન મારા પ્રત્યે ઓછુ થઈ ગયું છે.

સ્ત્રીના દિલમાં જયારે ઈર્ષા જનમ લે તો તે કેવી યુકિતઓ કરે છે, માટે તેણીએ વિચાર્યુ કે હું ગમે તે રીતે અહમદ યતીમને હટાવી દઉ, એક દિવસે અબુલજૈશ તેની મુલાકાતે આવ્યો, જયારે તેણે જોયું કે પતિ મને ખૂબ જ મુહબ્બતથી જુએ છે અને પ્રેમ કરી રહયો છે, તો તે રડવા લાગી, તેણે પુછયું કે કેમ રડે છે ? કહેવા લાગી કે હું શું બતાવું, એક દિવસે અહમદ યતીમ મારા રૂમમાં આવ્યો હતો તેણે મારી સાથે બુરાઈનો ઈરાદો કર્યો હતો અને ખૂબ જ જેમ તેમ કરી હું તેનાથી બચી હતી.

જયારે અબુલ જૈશે આ સાંભળ્યું તો તેને યાદ આવ્યું કે હાં મેં એક દિવસે અહમદ યતીમને ચાવી આપીને મોકલ્યો હતો તે વખતે મારી પત્ની સાથે બુરાઈ કરવાની કોશિશ કરી હશે, એ વિચારીને તેની આંખો લાલચોળ થઈ ગઈ અને અહમદ યતીમને મારી નાખવાનો પ્લાન બનાવ્યો, અબુલ જૈશે પોતાના એક ખાસ વ્યકિતને બોલાવ્યો અને કહયું કે હું એક વ્યકિતને વાસણ લઈ તમારી પાસે મોકલીશ અને તમને મારો એ સંદેશો આપશે કે એ વાસણને કસ્તુરી વડે ભરી દો, જયારે તે તમારી પાસે વાસણ લઈને આવે તો તેની હત્યા કરી નાખજો અને તે વાસણમાં તેની માથુ મુકી મારી પાસે મોકલી આપજો.

ત્યાર પછી તેણે અહમદ યતીમને બોલાવ્યો અને તેની સાથે વાતો કરવાની શરૂ કરી જયારે તેનો ગુસ્સો ઠંડો પડયો તો તેણે અહમદ યતીમને તે વાસણ આપ્યું અને કહયું કે તમે ફલાણી વ્યકિત પાસે જાઓ અને તેને કહો કે આ કસ્તુરીથી ભરીને લાવો. અહમદ યતીમને તો કંઈ જ ખબર ન હતી, એ વાસણ લઈને આગળ ગયો તો રસ્તામાં તે વ્યકિત સાથે મુલાકાત થઈ જેણે બાંદી સાથે ઝિના કર્યો હતો, તેણે અહમદ યતીમ પાસેથી તે વાસણ લઈ લીધું

અને કહયું કે આ કામ હું કરી દઉં છું, માટે જયારે તે વ્યકિત તે ખાસ બંદા પાસે ગયો તો તે માણસને તરત જ કતલ કરાવી દીધો અને તેનું માથુ વાસણમાં મુકીને અબુલજૈશ પાસે મોકલી દીધું, જયારે અબુલ જૈશ પાસે અહમદ યતીમના બદલે બીજાનું માથું લાવવામાં આવ્યું તો તેને આશ્ચર્ય થયું, અબુલ જૈશે અહમદ યતીમને જીવતો જોયો તો ખૂબ જ નવાઈ લાગી કે હું તો પ્લાન કરી ચુકયો હતો આ શું થયું ? અહમદ યતીમને પણ નવાઈ લાગી કે તેમાં કસ્તુરીને બદલે નોકરનું માથું હતું.

તે વખતે અબુલ જૈશે કહયું કે મેં તો તને મરાવવા આ કાર્ય કર્યુ હતું, હવે અહમદ યતીમને વાસ્તવિકતાની ખબર પડી કે તે બાંદીના કહેવાથી અબુલ જૈશે મારી વિરુદ્ધ આ બધું કર્યુ હતું માટે હવે અહમદે રાજા સમક્ષ પુરી કહાની રજુ કરી કે જનાબ !મેં તમારી પત્નીનો દોષ છુપાવ્યો હતો પરંતુ તે દુરાચારી સ્ત્રીએ મને માર્ગથી હટાવવા આપ સમક્ષ મારી વિરૂદ્ધ ખોટી વાત કહી તમને ભડકાવ્યા હતા અને કુદરતી રીતે તે બંદો માર્યો ગયો જે તેની સાથે પ્રેમ કરતો હતો. જયારે અબુલ જૈશને ખબર પડી તો તેણે બાંદીની ધરપકડ કરી અને પૂછપરછ કરી તો બાંદીએ તેનો એકરાર કર્યો, અબુલ જૈશે તે બાંદીને પણ કતલ કરાવી નાખી, હવે અબુલ જૈશની નજરમાં અહમદ યતીમનું સ્થાન પહેલા કરતા પણ વધી ગયું અને તેણે વસિય્યત કરી કે મારા પછી અહમદ યતીમને બાદશાહ બનાવવામાં આવે.(ખુત્બાતે ફકીર : ૯૬ થી ૯૯)

## હઝરત બખ્તિયાર કાકી (રહ.) ની નમાઝે જનાઝહ પઢાવવાની ઘટના

જયારે હઝરત કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.) નું મૃત્યુ થયું તો સન્નાટો છવાય ગયો, જનાઝો તૈયાર થયો, એક વિશાળ મેદાનમાં જનાઝાની નમાઝ અદા કરવા માટે જનાઝો લાવવામાં આવ્યો, જન મેદની એટલી કે લોકો કીડી મકોડાની જેમ નજર આવતા, જયારે નમાઝ પઢવાનો સમય આવ્યો તો એક વ્યકિત આગળ આવ્યા, કહે છે કે હું નિર્દેશક (વસી) છું મને હઝરત (રહ.)એ વસિયત કરી હતી, હું આ જનમેદની સમક્ષ એ વસિયત પહોંચાડવા માંગુ છું, લોકો ચુપ ગઈ ગયા, વસિયત શું હતી ?ખ્વાજા બખ્તિયાર કાકી (રહ.)એ

વસિયત કરી હતી કે જેમાં આ ચાર ખૂબી હોય તે મારી જનાઝાની નમાઝ પઢાવે.

(૧) જિંદગીભર તેની તકબીરે ઊલા છુટી ન હોય

(૨) જેની તહજ્જુદની નમાઝ કદી કઝા ન થઈ હોય.

(૩) જેણે કદીયે કોઈ પારકી સ્ત્રી ઉપર બુરી નજર ન નાંખી હોય.

(૪) જેની કયારેય અસર(પહેલાં)ની સુન્નતો છુટી ન હોય.

જે માણસમાં આ ચાર ખૂબીઓ હોય તે મારી જનાઝાની નમાઝ પઢાવે, જયારે આ વાત કહેવામાં આવી તો લોકોમાં સન્નાટો છવાય ગયો, લોકો શરમના માર્યા નીચે જોવા લાગ્યા, કોણ છે જે આગળ વધે ? થોડી વાર પછી એક માણસ રડતા રડતા આગળ વધ્યા, હઝરત કુત્બુદીન બખ્તિયાર કાકી(રહ.)ના જનાઝા પાસે આવ્યા, જનાઝા ઉપરથી ચાદર ઉઠાવી અને કહયું : હઝરત કુતુબુદીન ! તમે તો ચાલ્યા ગયા, મને શરમમાં નાખ્યો, ત્યાર પછી જનમેદની સમક્ષ અલ્લાહને હાજિર નાજિર જાણી કસમ લીધી અને કહયું મારી પાસે આ ચારેવ ખૂબીઓ મોજૂદ છે. લોકોએ જોયું કે આ તે સમયના રાજા શમ્સુદીન અલ્તમશ (રહ.) હતા. (ખુત્બાતે ફકીર : ૧ / ૧૩૦)

## એક વિદ્યાર્થીની બોધદાયક ઘટના

શાહ અબ્દુલ અઝીઝ (રહ.)ના શિષ્યોમાંથી એક યુવાન હતા, તે ઘણા જ સુંદર અને નેક ચારિત્ર ધરાવતા હતા, તેઓ દરરોજ એક જ રસ્તેથી મદ્રસે જતા હતા, એક સ્ત્રી તેને દરરોજ જોતી હતી, એક દિવસે તે સ્ત્રીની નજર બગડી, તેનાથી રહેવાયું નહીં, જેથી તેણે એક દિવસે પોતાના ઘરની નોકરાણીને પણ સાથે લઈ લીધી અને કહયું કે આ માણસને કોઈ પણ બહાને ઘરે લઈ આવ, એક દિવસે જયારે તે ત્યાંથી પસાર થઈ રહયો હતો તો તે નોકરાણી તેની સામે આવી કહેવા લાગી કે : "આ ઘરમાં એક બીમાર(દર્દી) છે, તેમને જરા દમ કરી દો,.... આ પણ એક રોગ જ હોય છે...એ તાલિબે ઈલ્મ સમજી શકયો નહીં, જેથી તે ઘરમાં દાખલ થઈ ગયો, પાછળથી એ નોકરાણીએ દરવાજો બંધ કરી દીધો, હવે તે ઔરત તેની સામે આવી અને કહેવા લાગી કે હું તમને લાંબા સમયથી અહિંયા પસાર થતા જોવું છું, તમે મને ઘણા સારા લાગો છો,

વિચારતી હતી કે કઈ રીતે તમને બોલાવી મારી કામના સંતોષુ, જયારે તે પર્દા વિના સામે આવી અને આ વાત કરી તો તાલિબે ઈલ્મ ગભરાય ગયો, જયારે તેને ગભરાએલો જોયો તો કહેવા લાગી કે ગભરાવો નહીં આજે તો ઘરમાં કોઈ નથી.

જયારે તેણે જોયું કે મામલો બિલકુલ બગડી ગયો છે તો તે કહેવા લગ્યા કે'' સારૂ હું તારી ઈચ્છા પૂરી કરીશ, પરંતુ મારે (હમણાં) કુદરતી હાજતે જવું છે, '' તેણે કહયું સારૂ, પછી તમે બયતુલખલા(સંડાસે) ચાલ્યા જાઓ, જેથી તે સંડાસમાં ગયો, જયારે તે ગયો તો ત્યાં જાજરામાં ગંદકી પડેલી જોઈ, તેણે તે ગંદગીને લઈ પોતાના હાથોમાં લપેટી જયારે તે બહાર નિકળ્યો તો તેમાંથી બદબુ(ગંધ) આવી રહી હતી, હવે જયારે તે ઔરતે આ ગંધ સુંઘી તો તેને તેના પ્રત્યે નફરત જન્મી અને કહેવા લાગી કે '' મને ખબર ન હતી કે તુ આટલો ગંદો છે, અહિંયાથી ચાલ્યો જા,'' જયારે તેણીએ તેને કહયું કે ચાલ્યો જા તો તે વિદ્યાર્થિ ત્યાંથી પોતાનું ઈમાન બચાવી નીકળી ગયો.

બહાર નીકળીને તેને જોયું કે તે ગંદકી પોતાના કપડાં પર પણ લાગેલી નજર આવી, તેણે વિચાર્યુ કે હવે તો લોકોને પણ દુર્ગંધ આવશે ; જેથી તે ઝડપથી મદ્રસા તરફ ચાલ્યો; જેથી જલ્દીથી પહોંચી પોતાના શરીર અને કપડાંને પાક કરે. જયારે મદ્રસે પહોંચ્યો તો સીધો બાથરૂમ તરફ ગયો, તેણે સ્નાન કર્યુ,કપડાં ધોયા અને નીચોવી પહેરી લીધા અને વર્ગખંડ તરફ જવા લાગ્યો, તે પરેશાન હતો કે કયારેય તેનો સબક છુટતો ન હતો, પરંતુ આજે તો સબકમાં મોડું થઈ ગયું છે જેથી તે ચુપચાપ સંતાઈને વર્ગખંડમાં પ્રવેશ્યો અને છેલ્લે બેસી ગયો.

હજુ તો થોડી વાર જ થઈ હતી ને શાહ અબ્દુલ અઝીઝ (રહ.) એ ફરમાવ્યું :'' અરે ! કોણે આટલી તેઝ ખુશ્બુ લગાડી છે ? જયારે શાહ સાહેબ (રહ.) એ પુછયું તો બધા વિદ્યાર્થિઓ હેરાન – પરેશાન આમતેમ જોવા લાગ્યા. એક વિદ્યાર્થિ જે તેની પાસે બેઠેલો હતો કહેવા લાગ્યો કે હઝરત ! આના કપડાંમાંથી સુગંધ આવી રહી છે,પ્રથમ તો તે ડરી રહયો હતો, જયારે ઉસ્તાદે તેને બોલવ્યો તો વધારે પરેશાન થઈ ગયો. શાહ સાહેબ (રહ.) એ પૂછયું :

આજે તું કલાસમા મોડો આવ્યો અને ખુશ્બુ પણ આટલી લગાડી છે શું કારણ છે ? તો તે તાલિબે ઈલ્મની આંખો આંસુઓથી છલકાય થઈ, અંતે તે બતાવી દીધું કે હઝરત ! મારી સાથે આ ઘટના ઘટી હતી, મેં તો ગંદકી લગાવી હતી, જેથી મારા શરીરમાંથી દુર્ગંધ આવે અને હું ગુનાહથી બચી જાઉ, હવે મેં એ ગંદકીને ધોઈ નાંખી છે ; પરંતુ હું અલ્લાહની રહમતથી હેરાન છું કે મેં જે જે જગ્યાએ ગંદકી લગાવી હતી, મારી એ જગ્યાએથી હજુ સુધી સુગંધ આવી રહી છે. અલ્લાહુ અકબર !

તે યુવાન વિદ્યાર્થી જયાં સુધી જીવિત રહયો, તેના શરીરમાંથી સુગંધ આવતી રહી. જેના લઈ તેનું નામ "ખવાજા મુશ્કી" પડી ગયું.

(ખુત્બાતે ફકીર : ૯/ ૧૭૯ – ૧૮૧)

## એક વિદ્યાર્થીનું નમુનારૂપ આચરણ

એક બુઝુર્ગે એક વિદ્યાર્થીની ઘટના સંભળાવી, જે દિલ્હીમાં પઢતો હતો અને એક મસ્જિદમાં રહેતો હતો, તે વિસ્તારમાં એક સ્ત્રી તેના કોઈ સંબંધીને ત્યાં મળવા માટે આવી રહી હતી, એકાએક ત્યાં હુલ્લડ થઈ ગયું, તેને આશ્રયની જગ્યા એક મસ્જિદ મળી, રાતનો સમય હતો, વિદ્યાર્થી તેને જોઈને ગભરાયો અને તેણે તેણીને કહયું કે અહિંયા તમારુ રોકાવું યોગ્ય નથી, લોકો મને જોશે તો મારી ફજેતી થશે અને મસ્જિદમાંથી કાઢી મુકશે. જેથી મારી તાલીમનું પણ નુકસાન થશે, તે સ્ત્રીએ કહયું કે બતાવો આવી વિકટ પરિસ્થિતિમાં જવું મારી ઈઝઝતનો ખતરો નથી ? તે વિદ્યાર્થી ચુપ થઈ ગયો, અને કહયું કે એક ખૂણામાં બેસી જા, આમ કહી તે જાતે ખુણામાં વાંચવા બેસી ગયો આખી રાત વાંચનમાં વ્યસ્ત રહયો અને વાંચન દરમિયાન વારંવાર દીવા પર પોતાની આંગળી મુકતો આખી રાત આ રીતે પસાર કરી. સ્ત્રી આ બધું જોતી રહી, સવાર થતાં વિદ્યાર્થિએ તેને કહયું કે હુમલાખોરો પોત પોતાના ઘરે જતા રહયા, હમણાં રસ્તો સાફ છે, તમે મારી સાથે ચાલો હું તમને તમારા ઘરે પહોંચાડી દઉ છું, તેણીએ કહયું કે હું ત્યાં સુધી નહીં જાઉ જયાં સુધી આ ભેદ નહી બતવો કે તમે રાત્રે વારંવાર આંગળી દીવા પર કેમ મુકતા હતા ?

વિદ્યાર્થીએ કહયું કે : તમારે શું કામ છે ? તમે તેમાં ન પડો પરંતુ સ્ત્રીએ જીદ પકડી તો આખરે તેણે કહયું કે શયતાન વારંવાર મારા દિલમાં વસવસો નાંખતો હતો અને વાસનાની પ્રેરણા આપતો હતો, એટલા માટે હું આંગળી મુકી દેતો અને પોતાના નફસને કહેતો કે આ દુનિયાની સામાન્ય આગ જયારે સહન થતી નથી તો જહન્નમની આગ પર કેમ હિમ્મત કરે છે ? અલ્લાહનો શુક્ર છે કે તેણે મારી હિફાઝત કરી અને સ્ત્રી આ સાંભળી પોતાના ઘરે જતી રહી, તે માલદારની પુત્રી હતી, તેના લગ્ન એક માલદાર સાથે થવાના હતા, તેણે તે સગાઈની મનાઈ કરી દીધી. અને માતા–પિતાને કહયું કે હું ફલાણા વિદ્યાર્થી સાથે લગ્ન કરીશ, તેના દિલમાં અલ્લાહનો ડર છે અને જેના દિલમાં અલ્લાહનો ડર હોય છે તે કોઈને તકલીફ પહોંચાડતો નથી. અંતે તે સ્ત્રીના નિકાહ તે વિદ્યાર્થી સાથે થયા અને તે એના ઘરનો માલિક બની ગયો.(આદાબુલ મુઅલ્લિમીન : ૨૩,૨૪ હઝરત મવલાના કારી સિદ્દીક અહમદ બાંદવી રહ.)

## હું તે દરવાજો બંધ કરી શકતી નથી

ઈતિહાસના અમુક પુસ્તકોમાં ઉલ્લેખ છે કે એક વ્યકિતને સમજાવી ફોસલાવીને એક સ્ત્રીને વ્યભિચાર માટે તૈયાર કરી અને તેનાથી કહયું કે ઘરના બધા દરવાજા બંધ કરી દે, જેથી આપણને કોઈ જુએ નહીં.

સ્ત્રીએ કહયું : "મેં ઘરના બધા દરવાજા બંધ કરી દીધા છે, પરંતુ એક દરવાજો બાકી રહી ગયો છે."

તે વ્યકિતએ કહયું કે તેને પણ બંધ કરી દે.

સ્ત્રીએ કહયુંઃ અલ્લાહની કસમ ! મારામાં તેને બંધ કરવાની શકિત નથી.

તે બોલ્યો : લાવ મને બતાવ હું તેને બંધ કરી દઉ, કયાં છે ?

તે સ્ત્રીએ આકાશ તરફ ઈશારો કર્યો અને કહયું :

اَغْلِقْ بَابَ السَّمَاءِ

અર્થ : આકાશનો દરવાજો બંધ કરી દો.

તે વ્યકિતએ કહયું : અલ્લાહની કસમ ! હું આકાશનો દરવાજો તો બંધ

કરી શકતો નથી. તે ગભરાઈ ગયો,તેના દિમાગ પર અલ્લાહનો ડર છવાય ગયો તેનાથી તે ધ્રુજવા લાગ્યો અને તેણે એ ગુનાહનો ઈરાદો છોડી દીધો.

(સુનેહરી કિરને : ૮૨)

## પરિવર્તન લાવનાર સવાલો

બગદાદની વાત છે એક સ્ત્રી અતિ સુંદર હતી, દરેક વ્યકિત તેની સુંદરતા પર મરતો હતો, તેણે પોતાના પતિને કહયું કે છે કોઈ એવો જે મારા હુસ્નમાં ફસાતો ન હોય ? પતિએ કોઈ મહાન ઈમામ કદાચ હઝરત રબીઅ ઈબ્ને ખયષમ (રહ.)નું નામ લીધું, પત્ની પરવાનગી લઈ હઝરત રબીઅ પાસે આવી અને તેણે અહંકાર અને નખરાં સહિત તેમને ઝિનાની દાવત આપી, હઝરત રબીઅ (રહ.)એ સ્ત્રીને સંબોધીને કહયું : પહેલા તો તમે મારા ચાર પ્રશ્નોના ઉત્તર આપો પછી જે ચાહશો તે થશે.

(૧) જો મોતનો ફરિશ્તો તમારી રૂહ લેવા આવે, તો શું તમે તે સમયે ઝિના માટે તૈયાર થશો ખરા ?

(૨) જો તમને કબ્રમાં દફન કરી દેવામાં આવે, મુન્કર – નકીર સામે હોય તો શું તે સમયે તમે ઝિના માટે તૈયાર થાવ ખરા ?

(૩) જો તમને બીજી વખત જીવિત કરવામાં આવે અને મેદાને મેહશર તરફ લાવવામાં આવે તો શું તમે તે વખતે ઝિના કરવા તૈયાર થઈ જશો ?

(૪) જો તમે પુલસિરાત ઉપરથી પસાર થાવ તો શું તમે તે વેળા ઝિના માટે તૈયાર થશો ?

આ સાંભળતા જ તે ઔરત બેભાન થઈ ગઈ, જયારે ભાનમાં આવી તો ધ્રુસકેને ધ્રુસકે ખૂબ જ રડવા લાગી અને હઝરત રબીઅના હાથે સાચા દિલથી તૌબા કરી અને તેનું જીવન જ બદલાય ગયું !

(સફહાતુન નીરાતી મિન હયાતુસ્સાબિકાત : ૪૪)

આ અમુક ઉદાહરણીય બનાવો હતા જે મુસલમાનો માટે દાવત (બોધદાયક) છે અને ઈજ્જત – આબરૂ તેમજ પવિત્રતાની સુરક્ષા માટે દરેક સમયે ચિંતિત રહેવાની અને તેના ઉપર કોઈ આંચ ન આવે એવો પ્રયત્ન કરવાનો સંદેશ છે. فَهَلْ مِنْ مُّدَّكِرٍ ؟

## પશ્ચિમી સંસ્કૃતિ અને મુસ્લિમ કોમ

સંસ્કૃતિ અને સભ્યતા દરેક કોમની ઓળખ છે, એક કોમને બીજી કોમ પર શ્રેષ્ઠતા અપાવનારી વસ્તુ સંસ્કૃતિ છે, સંસ્કૃતિની બુનિયાદ કોમની આંતરિક જિંદગી છે, એટલે જે કોમ પોતાના જીવનની ચિંતા અને વિચારને નષ્ટ કરે છે તે પોતાની ઓળખ પણ ખોઈ બેસે છે, પરિણામે બીજાની ગુલામી કરવી પડે છે અને બીજી કોમ પોતાના વિચારો અને ખ્યાલોની છાપ તેની ઉપર પાડે છે અને તે વસ્તુ તે કોમને કંગાળ બનાવી દે છે.

ઈસ્લામના અનુયાયીઓ સાથે આ જ મામલો પેશ આવ્યો છે. પશ્ચિમની સંસ્કૃતિ અને સભ્યતાના તોફાને આ ઉમ્મતને પણ પોતાની ચુંગલમાં લઈ લીધી છે. ભૌતિક ચમક – દમકથી મુસલમાનોની નજરો તે તરફ આકર્ષી કે તેઓએ પોતાની સંસ્કૃતિ અને દીનદારીથી પોતાને અળગા કરી અને આધુનિક સંસ્કૃતિનું નિઃસંકોચ અનુસરણ કરી ગર્વ અનુભવવા લાગ્યા.

હકીકત એ છે કે ઉમ્મતે મુસ્લિમાને બધી કોમો પર શ્રેષ્ઠતા છે કે તેની સંસ્કૃતિ ખૂબ જ પવિત્ર અને પાક છે અને આ ઈસ્લામી સંસ્કૃતિએ પ્રાચીન યુગમાં ન જાણે કેટલીય સંસ્કૃતિઓને પવિત્ર બનાવી છે. વહી, કુર્આન અને રસૂલે કરીમ (સલ.)ના શ્રેષ્ઠ ચરિત્ર્ય આચરણથી તૈયાર થયેલ સંસ્કૃતિ બેનમૂન છે.

પરંતુ એક મહાન વિચારકના શબ્દોમાં ''આશ્ચર્યની વાત એ છે કે પશ્ચિમી સંસ્કૃતિની ચમકે એક શ્રેષ્ઠ કોમની નજરોને પણ નિર્લજ્જ બનાવી દીધી છે. તેના અસરથી તેમના વિચારો, તેમની ઈઝઝત, તેમની પવિત્રતા પર તેની છાપ પડી, અહીંયા સુધી કે પશ્ચિમની સંસ્કૃતિથી નીકળવું મુશ્કેલ બની ગયું, પોતાની વૈચારિક, દીની, અને સંસ્કૃતિનો ઈતિહાસ આંખોથી દૂર થવા લાગ્યો.(ઉમ્મતે મુસ્લિમા : ૧૪૯, મવલાના સય્યિદ મુહમ્મદ રાબિઅ હસની)

પશ્ચિમની સંસ્કૃતિથી નુકસાનો ઘણાં છે, એટલું બિલ્કુલ સ્પષ્ટ છે કે આ સંસ્કૃતિનો પાયો ભૌતિકવાદ, ધર્મ, અખ્લાક અને આત્મશુદ્ધિથી બગાવત – દ્રોહ, નિર્લજ્જતા અને અશ્લિલતા છે. અલ્લામા ઈકબાલના મતે

ફસાદે કલ્બો નજર હે ફિરંગ કી તહઝીબ
કે રૂહ ઈસ મદનીય્યત કી રહ સકી ન અફીફ
...........
રહે ન રૂહ મેં પાકીઝગી તો હૈ નાપેદ
ઝમીરે પાક વ ખ્યાલે બલંદ વ ઝોકે લતીફ

મુસ્લિમ સમાજમાં પશ્ચિમી સંસ્કૃતિની અસરને કારણે નાસ્તિકતા, અધર્મ, શંકા સિવાય સ્પષ્ટ વસ્તુ નિર્લજ્જતા, અશ્લિલતા, બેશરમી છે, જેના પ્રવાહમાં વધતા – ઓછા પ્રમાણમાં આખો મુસ્લિમ સમાજ વહી રહયો છે, અને સુધારકોની હજારો કોશિશો છતાં આ પુર ઓછુ થતું નથી બલ્કે તેમાં વધારો જ થતો રહયો છે.

ઈસ્લામે એવા સમાજનું નિર્માણ કર્યુ છે જેમાં પુરુષ અને સ્ત્રીના કાર્યો અલગ અલગ છે જેથી સ્વતંત્ર મેળાપ ઓછામાં ઓછો થઈ શકે, જયારે કે તેની વિરુદ્ધ પશ્ચિમની સંસ્કૃતિમાં સ્ત્રી – પુરુષનો સ્વતંત્ર મેળાપ ભલે તે ધર્મના નામે હોય કે સદાચાર કે સમાજના નામ પર મતલબ કે પુરુષ અને સ્ત્રીને એક બીજાથી આનંદ મેળવવાનો મોકો આપવામાં આવે છે.

ઈસ્લામી સંસ્કૃતિ અને સભ્યતાએ દુનિયાની બધી સંસ્કૃતિઓને ઈઝઝત, પવિત્રતા સમાનતાનો પયગામ આપ્યો છે. યુરોપે પોતાના અહમને કારણે આ પયગામ પર કયારેય સ્વીકૃતિ દર્શાવી નથી જેવો તેનો હક છે. જયારે કે યુરોપે ઉમ્મતે મુસ્લિમાને નિર્લજ્જતા, અશ્લિલતાની ભેટ મોકલી, કેટલી શરમની વાત છે કે ઉમ્મતે મુસ્લિમાએ તેને આંખે લગાવી અને દિલમાં જગ્યા આપી. મરહુમ ઈકબાલે તે હકીકત બયાન કરી છે:

ફિરંગીયો કો અતા ખાકે સૂરિયાને કિયા
નબીએ ઈફફતો ગમ ખ્વારી વ કમ આઝારી

સિલા ફિરંગ સે આયા હૈ સૂરિયા કે લિયે
મઈ વ કિમાર વ હુજૂમ ઝનાને બાઝારી

ઝિના, સમલૈંગિકતા, દારૂ, કૌટુંબિક ઝઘડા અને ચારિત્ર્ય હિનતાના સર્વ પાપો મુસલમાનોમાં લાવી દીધા છે, ચારિત્ર્ય હિનતાના કારણો કયા છે ? આ એક વિસ્તૃત વિષય છે, પરંતુ એક અમેરિકન મેગેઝિનમાં તેને આ રીતે દર્શાવવામાં આવ્યું છે.

"ત્રણ શયતાની શકિતઓ છે, જેનુ વર્ચસ્વ આજે દુનિયા પર છવાયેલું છે અને એ ત્રણે જહન્નમ તૈયાર કરવામાં વ્યસ્ત છે. નિર્લજ્જ સાહિત્ય જે વિશ્વયુધ્ધ પછી ખૂબ જ ઝડપથી વધી રહયું છે. અશ્લિલ ચિત્રો જે માત્ર કામેચ્છાને ભડકાવતા નથી પરંતુ અમલીકરણ માટે પ્રેરે છે. સ્ત્રીઓની સાંસ્કૃતિક પડતી" (પડદા : ૭૯)

પશ્ચિમનું નેતૃત્વ અને તેના વર્ચસ્વને કારણે દુનિયાની બધી કોમોને પણ નુકસાન પહોંચ્યું છે, પરંતુ સૌથી વધુ નુકસાન મુસ્લિમ પ્રજાને પહોંચ્યું છે, હઝરત મવલાના સય્યિદ અબુલ હસન અલી નદવી (રહ.)ના મતે મુસલમાનોને જે નુકસાનો પશ્ચિમની સંસ્કૃતિ અને વર્ચસ્વને કારણે ઉઠાવવા પડયા છે તેમાં પ્રથમ ક્રમે ધાર્મિક પડતી, દીન પ્રત્યે નિરસતા,ધર્મથી એકંદરે અણગમો, ખુદા પ્રાપ્તિથી દૂરી, દુનિયા પ્રાપ્તિનો શોખ, ભૌતિકવાદનું તોફાન, સંસ્કારની પડતી, ડરપોકતા વગેરે જોવા મળે છે.

(ઉરૂજો ઝવાલ કા અસર : ૩૩૫ થી ૩૮૨)

હઝરત મવ. સય્યિદ અબુલ હસન અલી મીયા નદવી(રહ.)લખે છેઃ

" આજે પશ્ચિમ સંસ્કારિક પડતીના રોગમાં ઘેરાયો છે અને હવે તે બિમારી આખા સમાજને ગંદો કરે છે, આ પડતીનું કારણ જાતીય આકર્ષણ છે જે પશુતાની હદ સુધી પહોંચી છે, પરંતુ આનું પણ મૂળ કારણ સ્ત્રીઓને સંપૂર્ણ સ્વતંત્રતા, નિર્લજ્જતા, સ્ત્રી – પુરુષનો મેળ મેળાપ અને દારૂ છે. કોઈ પણ ઈસ્લામી દેશમાં જો સ્ત્રીઓને આવી જ આઝાદી આપવામાં આવી, પડદાનો ત્યાગ કરવામાં આવે, બન્ને જાતીઓને મળવાનો અવસર આપવામાં આવે, મિશ્ર તાલીમ આપવામાં આવે તો તેનું પરિણામ ચારિત્ર્ય હિનતા, જાતીય મેળાપ, સિવિલ મેરેજ વગેરે સિવાય કંઈ નથી. તે ઈસ્લામી દેશોમાં જયાં પશ્ચિમની સંસ્કૃતિનું અનુકરણ અને જયાં પડદાને બિલ્કુલ ખતમ કરવામાં

આવી રહયો છે અને પુરુષો તેમજ સ્ત્રીઓના મેળાપમાં આઝાદી આપવામાં આવી રહી છે, પછી વર્તમાન પત્રો, સિનેમા, ટી.વી., મેગેઝીન અને હુકૂમત તરફથી છૂટ બલ્કે પ્રેરણા આપવામાં આવી રહી છે ત્યાં રોગના લક્ષણો સ્પષ્ટ રીતે જાહેર થવા લાગ્યા છે અને આ કુદરતી નિયમ છે તેનાથી કયાંય છુટકારો નથી. (ઈસ્લામિયત ઔર મગરિબિયત કી કશ્મકશ : ૨૩૯ / ૨૪૦)

ઈસ્લામી દેશો અને અરબ દેશોમાં નવચેતના અને પશ્ચિમની અસરના અનેક કારણો જવાબદાર છે. જેમાં સૌથી અગત્યનું કારણ આવશ્યક પશ્ચિમી શિક્ષણ વ્યવસ્થા છે. આ શિક્ષણ ભૌતિકતા અને નાસ્તિકતા પર આધારિત છે. અલ્લામા ઈકબાલના મતે....

એક સાજિશ હૈ ફકત દીનો મરવ્વત કે ખિલાફ

અને આ શિક્ષણની વ્યવસ્થાએ અમુક ભાગ્યશાળી લોકો સિવાય બધા મુસ્લિમ નવયુવાનોને એટલા બદલી નાખ્યા કે તેઓ ઈસ્લામ અને તેની તાલીમથી અજાણ અને સંપૂર્ણ મુસ્લિમ સમાજથી અલગ થઈ ગયા.

બીજુ બુનિયાદી કારણ મિડીયા દ્વારા નિર્લજ્જતા અને સદાચારથી વિરૂદ્ધ શંકા–કુશંકાઓમાં નાખનારા પ્રોગ્રામ છે. દરેક આબાલ – વૃદ્ધ જાણે છે કે આ મિડીયા કેવી રીતે અખ્લાકી બગાડ પેદા કરે છે.

પશ્ચિમની ચુંગલથી ઈસ્લામી દેશોને બચાવવા પહેલું પગલું તાલીમી વ્યવસ્થાની તરબીબમાં ફેરફાર કરી રૂહાનિયત, તૌહિદ અને ખુદામાં વિશ્વાસ પેદા કરનારા વિષયોને દાખલ કરવામાં આવે તેમજ ચારિત્ર્ય હિનતા અને નિર્લજ્જતા પેદા કરનારા બધા વિષયોને ખતમ કરવામાં આવે. આ કેટલુંય મુશ્કેલ કામ અને લાંબા ગાળે અસર કરનારું કેમ ન હોય તેના વગર પશ્ચિમી પ્રવાહને બંધ કરી શકશે નહીં.

બીજુ પગલું નુકસાનકારક મિડીયાથી હિફાઝતની યુકિત છે જેમાં રેડિયો, ટી.વી., વર્તમાન પત્રો અને પ્રકાશનો શામેલ છે. આ કામ લોકોથી વધારે હુકૂમતનું છે.

યુરોપની બધી વૈજ્ઞાનિક પ્રગતિ અને તેની ખૂબીઓ સાથે તેની

નકારાત્મક અસરો એટલી છે, જે અંદાજાથી બહાર છે, અલ્લામા ઈકબાલના કથન પ્રમાણે ...

યુરપમેં બહોત રોશનીએ ઈલ્મો હુનર હૈ
સચ યે હય કે બે ચશ્મએ હૈવાં હય યે ઝુલુમાત



જો કોમકે ફૈઝાને સમાવી સે હય મહરૂમ
હદ ઈસ કે કમાલાત કી હય બર્કો બુખારાત

મુસ્લિમ પ્રજા જે શ્રેષ્ઠ પ્રજા બનાવવામાં આવી હતી અને કુર્આને કરીમમાં તેને જીવવાના નિયમો આપવામાં આવ્યા, તેના માટે કયારેય પોતાની રોશન, અજોડ, સંસ્કૃતિને ત્યાગીને યુરોપની નિર્લજ્જ સંસ્કૃતિ અપનાવવાની કોઈ જરૂરત રહેતી નથી, બલ્કે એ કુર્આને કરીમની જબાનમાં استبدلون الذين هو ادنى بالذى هو خير શ્રેષ્ઠ અને ઉત્તમને છોડીને અપૂર્ણ અને નિમ્નની પસંદગી છે.

પશ્ચિમી સંસ્કૃતિના પ્રેમી અને તેના ઉપર પ્રાણ ન્યોછાવર કરનાર માટે અલ્લામા ઈકબાલની જબાનમાં એ કહેવામાં આવે છે.

કરમકે નાદાં :તવાફે શમ્અ સે આઝાદ હો
અપની ફિતરત કે તજલ્લી ઝારમેં આબાદ હો.



الله



# સૌંદર્યતા રહેમત છે,

## તેને સંતાપ(કષ્ટ) ન બનાવો !

એક લાંબી મુદ્દતથી ઈસ્લામના દુશ્મનો પુરી દુનિયામાં અને ખાસ કરીને મુસ્લિમ સમાજમાં નિર્લજ્જતા અને અશ્લીલતા ફેલાવવામાં પ્રયત્નશીલ છે. તેમનું ખાસ મિશન એ છે કે કોઈ પણ રીતે તેમની અંદર નિર્લજ્જતા અને અશ્લીલતા ફેલાય જાય. મુસ્લિમ સ્ત્રીઓ પણ એવી રીતે પડદા વગર અને મોર્ડન બની જાય જેવી રીતે યુરોપીયન સ્ત્રીઓની ઓળખ બની ચુકી છે.

વાત એ છે કે યુરોપીયન સ્ત્રીઓની અશ્લીલતા યુરોપના બગાડની શરૂઆત હતી. ઝિનાનો આમ રિવાજ, લગ્ન સંબંધોમાં તિરાડ, કૌટુંબિક ઝઘડા,લાઈલાજ બિમારીઓમાં વધારો અને અનૈતિક સંબંધો દ્વારા જન્મતા સંતાનો  એ બધું આનું જ પરિણામ છે.

આ અર્ધનગ્ન અને નિર્લજ્જતાને કારણે આજે પશ્ચિમ સમાજની સ્ત્રીઓ દુનિયાની બીજી સ્ત્રીઓની તુલનામાં વધુ કઠોર જીવન ગુજારી રહી છે અને તેમનું આ લગ્ન જીવન કૌટુંબિક સંબંધોને નષ્ટ કરવા અને નેક ખાનદાની સંબંધોને બાકી ન રાખવામાં અગત્યનો ભાગ ભજવે છે.

અલ્લાહ તઆલાએ સ્ત્રીઓનો સ્વભાવ એવો બનાવ્યો છે કે પવિત્ર કૌટુંબિક વ્યવસ્થાને સાચવવી. જીવનને ખુશી અને ભાગ્યથી ભરી દેવું અને સમાજને બુરાઈઓથી પાક અને પવિત્ર રાખવો એ દરેક સ્ત્રીમાં અલ્લાહ તઆલાએ ભાવના રાખી છે પરંતુ જયારે હેવાની અને શૈતાની ભાવનાઓ આ પવિત્ર ભાવનાઓ ઉપર કાબૂ મેળવી લે તો સ્ત્રી પોતાના સ્વભાવની બિલ્કુલ વિરૂદ્ધ ચાલવા લાગે છે તે પોતાનું જીવન જહન્નમ સમું બનાવી દે છે અને સમગ્ર કુટુંબના ટુકડે ટુકડા કરી દે છે તે પોતાની અને પરિવારની શાંતિ પણ ગુમાવી બેસે છે. પછી કેટલીક બખતે તે કંટાળીને આત્મહત્યા પણ કરી લે છે. જેમકે યુરોપમાં આત્મહત્યા કરનારી સ્ત્રીઓનો અંદાજો કરી લેવામાં આવે.

પશ્ચિમ મિડીયાએ આજે સ્ત્રીના શરીરને મહત્વનો વિષય બનાવ્યો છે,

મિડીયાએ પોતાના દરેક પ્રોગ્રામમાં જાણે – અજાણે, ટુંકો અને વિસ્તૃત દરેક રીતે સ્ત્રીઓના દિલોમાં એ બેસાડવા ઈચ્છયું કે સ્ત્રીની સૌથી મહત્વની ચીજ તેનું શરીર છે, એવી રીતે તેની બુદ્ધિ અને આત્માની ઉપેક્ષા કરીને તેના શરીરને મહત્વ આપી દીધું. જાહેરી ચમક – દમક જોઈને કેટલીય સ્ત્રીઓ આ મિડીયાની જાળમાં એવી ફસાઈ કે સખત તરસ્યો વ્યકિત દારૂને પવિત્ર સમજીને લપકે છે. મિડીયાએ સ્ત્રીઓના દિલ – દિમાગ પર તેમના શરીરની સૌંદર્યતાને કીમતી ઝેવર બનાવીને તેમને નગ્નતા, નિર્લજ્જતા અને અશ્લીલતાના માર્ગે લાવી દીધી છે. જે સમાજનો દરેક વ્યકિત સમજી શકે છે, દુઃખની વાત છે કે અલ્લાહ તઆલાએ સ્ત્રીને જે સૌંદર્ય અર્પણ કર્યુ હતું તેનો આભાર તેની ફરમાંબરદારી હતી, પરંતુ આજે નિર્લજ્જતા અને શરીરના પ્રદર્શનમાં પડીને સ્ત્રીઓ આ નેઅમતને પોતાને માટે અભિષાપ અને લાનત બનાવી રહી છે.

પવિત્રતા અને સદાચાર વિશે સ્ત્રીઓની ભુમિકા કેવી હોવી જોઈએ, અને તેમની જવાબદારીઓ કઈ છે ? તે વિશે થોડી સમજુતી મેળવીએ.

## (૧) આભાર અને પ્રશંસા

ખુબસૂરતી અને સૌંદર્યતા પર અલ્લાહનો આભાર વ્યકત કરવો એ મુસ્લિમ સ્ત્રીની જવાબદારી છે. અલ્લાહ તઆલાએ પોતાના બંદાઓને વિવિધ અંદાજમાં આભાર વ્યકત કરવા ઉપર ભાર મુકયો છે.

અલ્લાહ તઆલાનો ઈરશાદ છે :

فَاذْكُرُوْنِیْ اَذْكُرْكُمْ واشْكُرُوْلِیْ وَلَاتَكْفُرُوْن.

અર્થ : તમે મને (બંદગીથી) યાદ કરો તો હું પણ તમને (ઉપકારથી) યાદ કરીશ અને (એ ઉપકાર બદલ) મારો શુક્ર માનો અને અપકારી ન બનો,

(સૂરએ બકરહ : ૧૫૨)

اَنِ اشْكُرْلِیْ وَلِوَالِدَيْكَ

અર્થ : તમે મારો તેમજ તમારા માં–બાપનો આભાર માનો.

(સૂરએ લુકમાન:૧૪)

وَاشْكُرُوا اللّٰهَ اِنْ كُنْتُمْ اِيَّاهُ تَعْبُدُوْنَ

**અર્થ : અને જો તમે (ખાસ) તેના જ બંદા છો તો અલ્લાહનો (તન, મનથી) આભાર માનો. (સૂરએ બકરહ : ૧૭૨)**

مَايَفْعَلُ اللّٰهُ بِعَذَابِكُمْ اِنْ شَكَرْتُمْ وَآمَنْتُمْ وَكَانَ اللّٰهُ شَاكِراً عَلِيْماً

**અર્થ : (હે મુનાફિકો !) જો તમે (અલ્લાહનો) અભાર વ્યકત કરો અને ઈમાન લાવો તો તમને શિક્ષા આપી અલ્લાહને શું કરવું છે ? (ઈમાન લાવો તો) અલ્લાહ બહુ કદરદાન (અને) સર્વજ્ઞ છે. (સૂરએ નિસાઅ : ૧૪૭)**

**આભાર માનવો અને પ્રસંશા કરવી એ નબીઓના ગુણોમાંથી છે, અલ્લાહ તઆલાએ હઝરત ઈબ્રાહીમ અલૈ.ના ગુણોમાં شَاكِراً لِاَنْعَمِهٖ (અલ્લાહની નેઅમતોનો અભાર માનનારા) અને હઝરત નૂહ (અલૈ.)ના ગુણોમાં اِنَّهٗ كَانَ عَبْداً شَكُوراً (તેઓ સૌથી વધારે શુક્ર ગુજાર બંદા હતા) ફરમાવ્યું**

**શુક્રની વિરૂદ્ધ નાશુક્રી છે. કુર્આને કરીમમાં ફરમાવ્યું :**

إِنَّا هَدَيْنَاهُ السَّبِيْلَ إِمَّا شَاكِراً وَإِمَّا كَفُوراً

**અર્થ : અમે માનવીને રસ્તો બતાવી દીધો, કે તે શુક્ર ગુજાર બને અથવા તો નાશુક્રો બની જાય. (સૂરએ દહ્ર : ૩)**

**આભાર વ્યકત કરવો જે અલ્લાહને ખૂબ જ પસંદ છે ; માટે શયતાન પોતાની સંપૂર્ણ શકિત તેના ઉપર ખર્ચ કરે છે, કે અલ્લાહના બંદાઓ અને બંદીઓ અલ્લાહનો આભાર ન માને અને તેમની વાણી અથવા અમલથી નાશુક્રી થતી રહે, શયતાને અલ્લાહ સામે પોતાના ઈરાદાઓની જાહેરાત કુર્આનની જબાનમાં આ રીતે કરી હતી.**

ثُمَّ لآتِيَنَّهُم مِّن بَيْنِ أَيْدِيهِمْ وَمِنْ خَلْفِهِمْ وَعَنْ أَيْمَانِهِمْ وَعَن شَمَآئِلِهِمْ وَلاَ تَجِدُ أَكْثَرَهُمْ شَاكِرِيْنَ

**અર્થ : પછી હું તેઓ પર ચારેવ બાજુએથી આક્રમણ કરીશ, તેમની સામેથી પણ અને તેમની પાછળથી પણ અને તેમની જમણી બાજુએથી પણ**

અને તેમની ડાબી બાજુએથી પણ અને તુ એમનામાંથી વધુ પડતા લોકોને નાશુક્રા જોઈશ. (અલ અઅ્રાફ : ૧૭)

શયતાનના આ જ હુમલા અને વસવસાનો અસર છે કે માનવીની મોટા ભાગે સંખ્યા નાશુક્રી શકે છે.

કુર્આને કરીમમાં છે :

إِنَّ الإِنسَانَ لَظَلُومٌ كَفَّار

અર્થ:નિઃશક માનવી ઘણો બેઈન્સાફ,મોટો નાશુક્રો છે.(સૂ.ઈબ્રાહીમ :૩૪)

ઘણાં ઓછા અલ્લાહના એવા બંદા તૌફીકવાળા હોય છે, જે તેની નેઅમતોનો આભાર માને છે,જેવું કે કુર્આનમાં છે :

وَقَلِيلٌ مِّنْ عِبَادِیَ الشَّكُور

અર્થ : મારા બંદાઓમાં આભાર માનનાર ઘણા ઓછા છે. (સૂરએ સબાઃ ૧૩)

આપણી બહેનોએ દરેક ક્ષણે અલ્લાહે અર્પિત કરેલ સૌદર્ય અને રૂપની મહાન નેઅમત પર માથાથી લઈ પગ સુધી આભારી રહેવું જોઈએ; એટલા માટે કે દિલની શાંતિ, નફસની રાહત અને દુનિયા અને આખિરતમાં અલ્લાહના અઝાબથી હિફાઝત બધુ શુક્રની ઈબાદત સાથે સંલગ્ન છે, કુર્આનમાં એનું જ વર્ણન છે :

مَّا يَفْعَلُ اللّهُ بِعَذَابِكُمْ إِن شَكَرْتُمْ وَآمَنتُمْ وَكَانَ اللّهُ شَاكِراً عَلِيما

અર્થઃ જો તમે આભાર માનનાર બનો અને સાચા દિલે ઈમાન લઈ આવો તો અલ્લાહ અઝાબ આપીને શું કરશે અલ્લાહ મોટો કદરદાન અને જાણકાર છે. (સૂરએ નિસાઅ : ૧૪૭)

અલ્લાહ તઆલાએ શુક્રના બે એવા માર્ગો રાખ્યા છે જે અન્ય વસ્તુમાં નથી રાખ્યા.

(૧) નેઅમતોના પતનથી સુરક્ષા શુક્ર દ્વારા જ શકય છે, કોઈ પણ નેઅમત ત્યાં સુધી સુરક્ષિત અને હંમેશાં રહે છે જયાં સુધી તેનો સાચા દિલથી આભાર વ્યકત કરવામાં ન આવે. સૌંદર્યતા એક મહાન નેઅમત છે. કયારેક સૌંદર્યતા બિમારીથી કરમાય જાય છે, કયારેક કોઈ આપત્તિનો શિકાર થઈ

જાય છે. માટે તેની હિફાઝત માટે કયારેય નાશુક્રી કરવામાં ન આવે.

إِنَّ اللّٰهَ لَا يُغَيِّرُ مَا بِقَوْمٍ حَتّٰى يُغَيِّرُوا مَا بِأَنْفُسِهِمْ

અર્થ: નિ:શક અલ્લાહ તઆલા કોઈ પ્રજાની હાલત ત્યાં સુધી નથી બદલતો જયાં સુધી તે પોતે પોતાની હાલતમાં પરિવર્તન ન કરી લે.

(સૂ.રઅદ :૧૧)

એક વાત યાદ રાખવા જેવી છે કે જયાં સુધી નેઅમતોની નાશુક્રી કરવામાં ન આવે ત્યાં સુધી નેઅમત બાકી રહે છે. નાશુક્રી શરૂ થઈ જાય તો નેઅમત છીનવી લેવામાં આવે છે અને તેનાથી વંચિત કરી દેવામાં આવે છે.

(૨) નેઅમતોમાં વધારો આભાર દ્વારા જ શકય છે, અલ્લાહ તઆલાનો અટલ કાનૂન છે.

وَإِذْ تَأَذَّنَ رَبُّكُمْ لَئِن شَكَرْتُمْ لَأَزِيدَنَّكُمْ وَلَئِن كَفَرْتُمْ إِنَّ عَذَابِي لَشَدِيدٌ

અર્થ : અને તે સમયને યાદ કરો જયારે તમારા પરવરદિગારે એલાન ફરમાવી દીધું હતું : જો તમે વાસ્તવમાં આભાર માન્યો તો તમને હજુ વધારે અર્પણ કરીશ અને જો તમે નાશુક્રી કરી તો યકીન કરો મારો અઝાબ ઘણો જ સખત છે. ( સૂ.ઈબ્રાહીમ :૭)

હઝરત અલી (રદિ.) ફરમાવે છે :

اِنَّ النِّعْمَةَ مَوْصُوْلَةٌ بِالشُّكْرِيَتَعَلَّقُ بِالْمَزِيْدِ وَهُمَامَقْرُوْنَانِ فِيْ قَرْنٍ فَلَنْ يَنْقَطِعَ الْمَزِيْدُ مِنَ اللّٰهِ حَتّٰى يَنْقَطِعَ الشُّكْرُ مِنَ الْعَبِيْدِ .

અર્થ : નિ:શંક નેઅમતો (નું બાકી રહેવું) શુક્ર સાથે જોડાયેલું છે અને શુક્ર નેઅમતના વધારા સાથે જોડાયેલું છે, આ બંને એક બીજા સાથે જોડાયેલ છે. નેઅમતોના વધારાનો સિલસિલો અલ્લાહ તઆલા તરફથી બંધ થતો નથી, જયાં સુધી શુક્રનો સિલસિલો બંદાઓ તરફથી બંધ ન થઈ જાય.

(ઈદતસ્સાબિરીન : વ ઝખીરતુશ્શાકિરીન લિઈબ્નીલ કય્યિમ : ૧૨૩)

આભાર વડે સ્ત્રીઓ સૌંદર્યતામાં વધારે કરી શકે છે. સૌંદર્યતામાં વધારાનો અર્થ એ છે કે અલ્લાહ તઆલા પતિઓના દિલમાં પત્નીની મુહબ્બત

વધારી દે છે. સ્ત્રીઓની પ્રથમ જવાબદારી એ છે કે શુક્ર વડે પોતાની સુંદરતાને પોતાના હકમાં નેઅમત બનાવે. નાશુક્રી દ્વારા તેને અઝાબ ન બનાવે. એટલા માટે ખૂબ જ હોશિયાર અને સાવધ રહેવાની જરૂરત છે.

## (૨) ગર્વ અને અભિમાનથી બચવું

આપણા સમાજમાં ઘણી સ્ત્રીઓ છે જે પોતાના સૌંદર્યને એક બીજા સામે જાહેર કરે છે, બે સહેલીઓ છે, બંને એકબીજાથી ખુબસૂરત છે તે ઘમંડના રોગમાં ફસાયેલી છે. બે બહેનોમાં એક વધારે ખૂબ સુરત છે બીજી બહેન પોતાને તુચ્છ સમજે છે. જાહેરી સૌંદયતાને કારણે ખુબસુરત સ્ત્રીઓ ગર્વ અને અભિમાનને કારણે તેમને બરબાદ કરી રહી છે અને વધુ સૌંદર્યતા ન ધરાવનારી સ્ત્રીઓ કમીનો અનુભવ કરે છે ; બલ્કે અલ્લાહથી ફરિયાદ કરીને દીનની તાલીમથી દુર્લક્ષ્ય સેવીને પાપ કરી રહી છે માટે આ બંનેના સુધારની જરૂરત છે.

ગર્વ–અભિમાન અલ્લાહ તઆલાની નજરોમાં અપ્રિય અને ગંભીર છે, અલ્લાહ તઆલાએ સ્પષ્ટ રીતે પોતાની અપ્રિયતાનું એલાન કર્યુ છે.

إِنَّ اللّٰهَ لَا يُحِبُّ مَن كَانَ مُخْتَالًا فَخُورا

અર્થ: નિઃશંક, અલ્લાહ એવા દરેક ગર્વિષ્ઠ પતરાજીવાળા–અભિમાનીને પસંદ કરતો નથી. (સૂરએ નિસાઅ : ૩૬)

સ્પષ્ટ કરી દીધું કે ગર્વ – અભિમાન જન્નત અને તેની નેઅમતોથી રોકવાવાળી વસ્તુ છે.

નબી (સલ.)નો ઈર્શાદ છે :

لَا يَدْخُلُ الْجَنَّةَ مَنْ فِىْ قَلْبِهٖ مِثْقَالُ ذَرَّةٍ مِنْ كِبْرٍ

અર્થ : જેના દિલમાં અંશ બરાબર પણ અભિમાન હશે તે જન્નતમાં દાખલ થઈ શકશે નહીં. (મુસ્લિમ)

لَايَدْخُلُ شَیْءٍ مِنَ الْكِبْرِ الْجَنَّةَ.

**અર્થ : અભિમાનનો કોઈ અંશ જન્નતમાં દાખલ થઈ શકતો નથી.**
**(મુસ્નદે અહમદ)**

اَلَااُخْبِرُكُمْ بِاَهْلِ النَّارِ ؟ كُلُّ عُتُلٍ جَوّاظٍ مُتَكَبِّرٍ.

**અર્થ: શું હું તમને જહન્નમીઓ વિશે ન બતાવું દરેક માથાભારે, બદમિજાઝ–બંડખોર, અકડનાર અને અભિમાની (જહન્નમી છે)**
**(બુખારી શરીફ)**

**અભિમાન જેવી રીતે અલ્લાહને અપ્રિય છે એવી જ રીતે તેની મખ્લુકને પણ અપ્રિય સમજે છે, અલ્લાહ તઆલાએ દુનિયામાં પણ ઈજ્જત અને મુહબ્બત નરમી સાથે રાખી છે, અભિમાનનની સજા દુનિયામાં પણ બેઈજ્જતી અને નાકામી છે. એટલા માટે કુર્આન અને હદીસમાં દરેક વ્યકિતને અભિમાનથી દૂર રહેવાની અને નરમીથી રહેવાની તાકીદ કરી છે. સ્ત્રીઓએ વિશેષ પોતાના સૌંદર્ય પર અભિમાન અને મોટાઈના ગુનાહમાં ફસાવવાને બદલે નરમી અને નેઅમતની કદરના ગુણને પોતાની અંદર પેદા કરવા જોઈએ.**

## (3) સુસંસ્કાર અને ચારિત્ર

**સીરત અને અખ્લાકની શ્રેષ્ઠતા સૌથી કીમતી સંપત્તિ છે, જાહેરી સૌંદર્યતાથી વધીને છે.હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને સીરત અને અખ્લાકની સૌંદર્યતા અર્પણ કરેલી હતી, કુર્આને કરીમમાં ફરમાવ્યું છે :**

وَاِنَّكَ لَعَلٰى خُلُقٍ عَظِيْمٍ

**અર્થ : ખરેખર આપ સંસ્કારના ઉચ્ચ સ્થાને હતા.(સૂરએ કલમ : ૪)**

**હઝરત અનસ (રદિ.)નું કથન છે :**

كَانَ رَسُوْلُ اللّٰهِ ﷺ اَحْسَنَ النَّاسِ خُلُقاً.

**અર્થ : આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સર્વ માનવજાતમાં સૌથી ઉચ્ચ અખ્લાકવાળા હતા. (બુખારી, મુસ્લિમ)**

**સ્ત્રીઓ માટે અસલ પરિપૂર્ણતા સીરત અને અખ્લાક છે, સૌંદર્યતા સાથે ઉચ્ચ સીરત પ્રાપ્ત થઈ જાય તો એ મહાન નેઅમત છે. અલ્લાહ અને રસૂલે પાક(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુહબ્બત અને તેની મખ્લુક(સર્જન) સાથે મુહબ્બત બંને પેદા કરવા માટે અખ્લાક છે અને હદીસમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું :**

اِنَّ مِنْ اَحَبِّكُمْ اِلَيَّ وَاَقْرَبَكُمْ مِنِّىْ مَجْلِسًايَوْمَ الْقِيَامَةِ اَحَاسِنُكُمْ اَخْلَاقًا۔

**અર્થ : કિયામતના દિવસે મારા સૌથી વધારે અને અતિ પ્રિય તે હશે જેના સંસ્કાર સારા હશે. (તિરમિઝી શરીફ)**

**એક હદીસમાં સુસંસ્કારને ઈમાનની પરિપૂર્ણતાનું કારણ દર્શાવ્યું છે :**

اَكْمَلُ الْمُؤْمِنِيْنَ اِيْمَانًااَحْسَنُهُمْ خُلُقاً۔

**અર્થ : પૂર્ણ ઈમાનવાળા તે (લોકો) છે જેમના અખ્લાક ઉત્તમ હોય. (તિરમિઝી)**

**સુસંસ્કારની મહત્વતાનો અંદાજો આ હદીસથી થઈ શકે છે.**

اِنَّ الْمُؤْمِنَ لَيُدْرِكُ بِحُسْنِ خُلُقِهٖ دَرَجَةَ الصَّائِمِ الْقَائِمِ.

**અર્થ : મો'મિન સુસંસ્કાર વડે નિરંતર રોઝા રાખનાર અને રાત્રે જાગનારનું સ્થાન પ્રાપ્ત કરી લે છે. (અબૂ દાઉદ શરીફ)**

**આપણા સમાજમાં વિશેષ કરીને સૂત્રીઓમાંથી સારા અખ્લાક નાશ પામ્યા છે. જે નિઃશક આપણી વંચિતતા અને અસંતોષી જીવનનું પરિણામ છે. સ્ત્રીએ દરેક સમયે એ ધ્યાન રાખવું જોઈએ કે અલ્લાહના દરબારમાં જાહેરી રંગ–રૂપ નહીં બલ્કે દિલ, આત્મા અને સીરત બુનિયાદ છે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની આ દુઆ છે જે દરેક સ્ત્રીએ અને ખાસ કરીને જેને અલ્લાહે સૌંદર્ય અર્પણ કર્યુ હોય એવી સ્ત્રીએ જરૂર માંગતા રહેવું જોઈએ..**

اَللّٰهُمَّ كَمَاحَسَّنْتَ خَلْقِىْ فَحَسِّنْ خُلُقِىْ .

**અર્થ : હે અલ્લાહ જેવી રીતે આપે મારી સુરત સારી બનાવી છે, (એ રીતે) મારા અખ્લાક પણ સારા બનાવ. (મુસ્નદે અહમદ)**

## (૪) નેક જીવનસાથીની પસંદગી

ઈસ્લામની તાલીમ એ છે કે જીવનસાથીની પસંદગી વખતે પુરુષ અને સ્ત્રી બન્નેએ માલ – સંપત્તિ અને પ્રતિષ્ઠાને બદલે દીનદારીને બુનિયાદ બનાવવી જોઈએ. દીનદાર, નેક, સંસ્કારી, મુહબ્બત કરનાર, હક્કો અદા કરનારો, ભલે તેની પાસે સંપત્તિ ઓછી હોય, તે એવા માલદારથી શ્રેષ્ઠ છે જે સંપત્તિ તો ધરાવતો હોય, પરંતુ દીનદારી, સીરત, વફાદારી અને હક્કોને અદા કરવામાં બેફિકર હોય. રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પતિની પસંદગીમાં સુસંસ્કારને બુનિયાદ બનાવી છે, હઝરત અબૂ હાતિમ મુઝની (રહ.) આપ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી નકલ કરે છે :

اِذَاجَاءَ كُمْ مَنْ تَرْضَوْنَ دِيْنَهٗ وَخُلُقَهٗ فَزَوِّجُوْهُ اِلَّاتَفْعَلُوْاتَكُنْ فِتْنَةٌ فِىْ الْاَرْضِ وَفَسَادٌ كَبِيْرٌ.

અર્થ : હે છોકરીઓના વાલીઓ ! જો તમારી પાસે એવો રિશ્તો આવી જાય, જેની દીનદારી અને સંસ્કારને તમે પસંદ કરતા હોવ તો તેની સાથે નિકાહ કરી લો, જો તમે એમ નહી કરો તો જમીન પર ફિતના અને ગંભીર ફસાદ ફેલાય જશે. (તિરમિઝી શરીફ)

હઝરત જુલયબીબ (રદિ.) ખુબ જ ટુંકા કદના અને કદરૂપા હતા, તેમનો રિશ્તો નકકી થતો ન હતો, આપ (સલ.)એ અન્સારની એક પ્રતિષ્ઠિત કુટુંબની છોકરી સાથે તેમનો રિશ્તો નક્કી કરાવ્યો. ઘટના એમ છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ તેમને છોકરીના પિતા પાસે નિકાહનો પયગામ લઈને મોકલ્યા, છોકરીના પિતા તેમની કદરૂપતા જોઈને વિચારમાં પડી ગયા. છોકરીને જયારે ખબર પડી કે આ માણસ મારો નિકાહનો પયગામ લઈને આવ્યો છે તો તે છોકરીએ પોતાના પિતા સામે કુર્આનની આયત પઢી.

ومَا كَانَ لِمُؤْمِنٍ وَّلَا مُؤْمِنَةٍ اِذَا قَضَى اللّٰهُ وَرَسُوْلُهٗ اَمْرًا اَنْ يَكُوْنَ لَهُمُ الْخِيَرَةُ مِنْ اَمْرِهِمْ

અર્થ : અને કોઈ ઈમાનદાર પુરુષ અને ઈમાનદાર સ્ત્રીને ઘટિત નથી કે

જ્યારે અલ્લાહ તથા તેનો રસૂલ કોઈ કામનો હુકમ આપી દે તો (ફરી) તેમને માટે પોતાના કામનો અધિકાર રહે. (સૂરએ અહ્ઝાબ : ૩૬)

ત્યાર પછી એ છોકરીએ કહયું કે હું નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ના ફેસલા પર રાજી છું,આ વાત સાંભળીને આપ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને ભલાઈ અને પવિત્ર સુખમય જીવનની દુઆ આપી, (તો) એ દુઆનો એ અસર થયો કે તેમને ખૂબ સંપત્તિ પ્રાપ્ત થઈ, ત્યાર પછી હઝરત જુલયબીબ (રદિ.) એક ગઝવહમાં સાત કાફિરોને કતલ કરીને પોતે શહીદ થયા, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમની લાશ જોઈને ફરમાવ્યું : هٰـذَا مِـنِّىْ وَاَنَا مِنْهُ (આ મારાથી છે અને હુ એમનાથી છું.) એટલે આ મારો મહેબૂબ છે, પછી પોતાના પવિત્ર હાથ વડે લાશ ઉઠાવી અને ઉઠાવી રાખી અહિંયા સુધી કે કબર તૈયાર થઈ ગઈ અને તેમને દફન કર્યા.

(અસદુલ ગાબહ : ૭૭૨)

આ ઘટનાથી નબવી યુગની એ ઈર્ષાપાત્ર મહિલાઓનું આચરણ સામે આવે છે જેણીઓએ શકલ–સુરત અને ધન–સંપત્તિના બદલે નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આદેશ અનુસાર નેક અને દીનદાર જીવન સાથીને સ્વીકાર્યો, ઈસ્લામ દરેક સ્ત્રીથી આ જ ચરિત્ર્યની માંગણી કરે છે.

## (૫) બૂરી નજરોથી પોતાના સૌંદર્યની સુરક્ષા

આપણા સમાજમાં ખાસ કરીને સૌંદર્યવાન સ્ત્રીઓ વાસનાના ભુખ્યા લોકોનો શિકાર બનતી હોય છે, સામાજિક પડતી અને અખ્લાકની નાબૂદીએ સ્ત્રીઓને પડદાને બદલે બનાવ – શણગાર સહિત પોતાની સુંદરતા પ્રદર્શિત કરવા પર મજબુર કરી છે.

શરીઅતે પડદાનો આદેશ એટલા માટે આપ્યો કે સમાજ પવિત્ર રહે, કુર્આને કરીમમાં છે :

يَا أَيُّهَا النَّبِيُّ قُل لِّأَزْوَاجِكَ وَبَنَاتِكَ وَنِسَاءِ الْمُؤْمِنِينَ يُدْنِينَ عَلَيْهِنَّ مِن
جَلَابِيبِهِنَّ ذَٰلِكَ أَدْنَىٰ أَن يُعْرَفْنَ فَلَا يُؤْذَيْنَ وَكَانَ اللَّهُ غَفُوراً رَّحِيما

**અર્થ :હે નબી (સલ.) ! પોતાની પત્નીઓ તથા પોતાની પુત્રીઓ તથા મુસલમાનોની સ્ત્રીઓને ફરમાવી દો કે પોતાના (મુખ) ઉપર પોતાની ચાદરોને (માથાથી) સહેજ નીચી લટકાવે, એમાં જલદીથી ઓળખાઈ જશે તો તેણીઓને સતાવવામાં નહિ આવે અને અલ્લાહ મોટો બખ્શનાર (તથા) દયાળુ છે.**

**(સૂરએ અહ્ઝાબ : ૫૯)**

**એવી રીતે સીધા ઉમ્મહાતુલ મુઅમિનીનને અને પરોક્ષ રીતે બીજી સ્ત્રીઓને સંબોધન કર્યુ.**

يَا نِسَاءَ النَّبِيِّ لَسْتُنَّ كَأَحَدٍ مِّنَ النِّسَاءِ إِنِ اتَّقَيْتُنَّ فَلَا تَخْضَعْنَ بِالْقَوْلِ فَيَطْمَعَ

الَّذِىْ فِىْ قَلْبِهِ مَرَضٌ وَقُلْنَ قَوْلاً مَّعْرُوفاً وَقَرْنَ فِىْ بُيُوتِكُنَّ وَلَا تَبَرَّجْنَ تَبَرُّجَ

الْجَاهِلِيَّةِ الْأُولَى وَأَقِمْنَ الصَّلَاةَ وَآتِينَ الزَّكَاةَ وَأَطِعْنَ اللَّهَ وَرَسُولَهُ إِنَّمَا يُرِيدُ اللَّهُ

لِيُذْهِبَ عَنكُمُ الرِّجْسَ أَهْلَ الْبَيْتِ وَيُطَهِّرَكُمْ تَطْهِيرًا

**અર્થ : હે નબી (સલ.)ની પત્નીઓ ! જો તમે પરહેઝગારી રાખો ત્યારે તો તમે સામાન્ય સ્ત્રીઓ પૈકી કોઈના સમાન નથી. માટે (પરપુરુષ માટે) તમે કોમળતાથી વાત ન કરો કે પછી (એથી) જેના દિલમાં (બદીનો) રોગ હોય તે લલચાવા લાગે અને વાજબી વાતો કહો અને પોતાના ઘરોમાં નિરાંતે બેસો અને આગલી અજ્ઞાનતાના રિવાજ મુજબ (વગર પરદે બહાર) ફર્યા ન કરો તેમજ નમાઝ પઢતી રહો તથા ઝકાત આપતી રહો અને (પ્રત્યેક બાબતમાં) અલ્લાહ તથા તેના રસૂલ (સલ.)ની ફરમાંબરદારી કરતી રહો; (એથી) અલ્લાહ તો એમ જ ચાહે છે કે હે નબી (સલ.)ના ઘરવાળાઓ ! તમારાથી (ગુનાહની) ગંદી વાતોને દૂર કરે અને તમને (દરેક પ્રકારે) પાક–સાફ રાખે.**

**(સૂરએ અહઝાબ: ૩૨ / ૩૩)**

**ઉકત આયતોથી સમજી શકાય છે કે બુરખો અને પડદા વિશે સ્ત્રીઓની જવાબદારી ઘણી છે અને સૌંદર્યનું પ્રદર્શન જેવા બૂરા કાર્યથી બચવું તેમની અગત્યની ફરજ છે.**

## (૬) શરઈ પોશાકનો પ્રબંધ

સ્ત્રીઓની એક ખાસ અગત્યની જવાબદારી શરઈ પોશાકની છે. શરઈ પોશાકની શરતો એ છે.

(૧) સાતિર (સંપૂર્ણ શરીરને ઢાંકે તેવો) હોવો : સ્ત્રીઓનો પોશાક એવો હોવો જરૂરી છે જે તેના આખા શરીરને ઢાંકે. સ્પષ્ટ છે કે સ્ત્રીની જવાબદારીમાંથી છે કે પોતાના ચહેરાનો પણ પડદો કરે.

(૨) પારદર્શક ન હોવો : સ્ત્રીનો પોશાક જાડો હોવો જોઈએ, પારદર્શક પોશાક છુપાવવા અને પડદાના બદલે ફિતના અને કામવાસનાને ઉત્તેજન આપે છે, માટે એક હદીસમાં એવા પારદર્શક વસ્ત્રો ધારણ કરનારી સ્ત્રીઓને ધિક્કારપાત્ર અને જન્નતથી વંચિત બતાવી છે.

سَيَكُوْنُ فِىْ آخِرِ اُمَّتِىْ نِسَاءٌ كَاسِيَاتٌ عَارِيَاتٌ اِلْعَنُوْهُنَّ فَاِنَّهُنَّ مَلْعُوْ

અર્થ : ખૂબ જ નિકટ અંતિમ યુગમાં મારી ઉમ્મતમાં એવી સ્ત્રીઓ હશે જેમણે વસ્ત્રો પહેર્યા હશે, પરંતુ (પારદર્શક હોવાના કારણે) નગ્ન હશે, તેમની ઉપર લાનત મોકલું તે ધિક્કારપાત્ર (ખુદાની રહમતથી દૂર) છે.

(મુસ્લિમ શરીફ)

(૩) આકર્ષક ન હોય : શરીઅતે મહિલાઓને તાકીદ કરી છે કે તે એવા વસ્ત્રો પહેરે જે પડદાનો હેતુ સિદ્ધ કરે, સામાન્ય બનાવ – શણગાર કરવો જોઈએ.પોશાક સાદો હોવો જોઈએ, પુરુષો માટે આકર્ષણનું કેન્દ્ર બને એવા વસ્ત્રોથી બચવું જોઈએ.

(૪) પુરુષો જેવો પોશાક ન પહેરવો : હદીસ શરીફમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.) રિવાયત ફરમાવે છે.

لَعَنَ رَسُوْلُ اللّٰهِ ﷺ اَلرَّجُلَ يَلْبَسُ لِبْسَةَ الْمَرْأَةِ وَالْمَرْأَةَ تَلْبِسُ لِبْسَةَ الرَّجُلِ

અર્થ : અલ્લાહના રસૂલ (સલ.) એ સ્ત્રીઓનો પોશાક પહેરનાર પુરુષો અને પુરુષોનો પોશાક પહેરનાર સ્ત્રીઓ પર લાનત ફરમાવી છે.

ઈર્શાદે નબવી છે :

ثَلَاثَةٌ لَايَدْخُلُوْنَ الْجَنَّةَ وَلَايَنْظُرُاللّٰهُ اِلَيْهِمْ يَوْمَ الْقِيَامَةِ اَلْعَاقُ لِوَالِدَيْهِ وَالْمَرْأَةُ

الْمُتَرَجِّلَةُ الْمُتَشَبِّهَةُ بِالرِّجَالِ وَالدَّيّوثُ.

**અર્થ : ત્રણ વ્યકિતઓ એવા છે જે ન જન્નતમાં દાખલ થશે અને ન કયામતના દિવસે તેમની ઉપર અલ્લાહ રહમતની નજર ફરમાવશે, (૧) માતા – પિતાનો નાફરમાન (૨) પુરુષો સાથે એકરૂપતા કરનારી સ્ત્રીઓ (૩) દય્યુસ ( જે પોતાના ઘરના વ્યભિચાર પર ચુપ રહે અને ન તેની ગૈરત (શરમ) જાગૃત થાય) (મુસ્તદરક હાકિમ)**

**(૫) સુગંધિત વસ્ત્રો પહેરીને નીકળવું : સ્ત્રીઓ માટે સુગંધિત વસ્ત્રો પહેરીને બહાર નીકળવું નિષેધ છે. એક હદીસમાં છે :**

اَيُّمَااِمْرَأَةٍ اِسْتَعْطَرَتْ فَمَرَّتْ عَلٰى قَوْمٍ لِيَجِدُوْامِنْ رِيْحِهَافَهِىَ زَانِيَةٌ

**અર્થ : જે સ્ત્રી સુગંધ લગાવીને નીકળે અને લોકો પાસેથી પસાર થાય, જેથી તેઓ તેની સુગંધનો અનુભવ કરે, એવી સ્ત્રી દુરાચારી છે.**

**(તિરમિઝી શરીફ)**

**(૬) તંગ કપડાં ન પહેરવા : એવા તંગ કપડાં ન પહેરવા જે શરીરના અંગો – ઉપાંગોને જાહેર કરે, તેની મનાઈ છે, તે પોશાકના હેતુને નષ્ટ કરે છે અને હયા–શરમને પાયમાલ કરે છે. આજે સમાજમાં સ્ત્રીઓએ શરીરના અંગો–ઉપાંગોને જાહેર કરનારો જે પોશાક અપનાવ્યો છે તે બિલકુલ ગેર શરઈ છે.**

## (૭) બનાવ અને શણગારમાં સાદગી

**બનાવ – શણગાર સ્ત્રીના સ્વભાવમાંથી છે. ઈસ્લામ જે સ્વભાવિક ધર્મ છે એટલા માટે તે બનાવ અને શણગારની મનાઈ કરતો નથી, બલ્કે તેની છુટ આપે છે. અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સારી પત્નીના ગુણોમાં એક ગુણ એ દર્શાવ્યો છે.**

اِنْ نَظَرَ اِلَيْهَا سَرَّتْهُ

**અર્થ : પતિ તેને જુએ તો ખુશ થઈ જાય.**

કુર્આને કરીમમાં ફરમાવ્યું છે :

قُلْ مَنْ حَرَّمَ زِيْنَةَ اللّٰهِ الَّتِيْ أَخْرَجَ لِعِبَادِهِ وَالْطَّيِّبَاتِ مِنَ الرِّزْقِ قُلْ هِيَ لِلَّذِيْنَ

آمَنُوْا فِي الْحَيَاةِ الدُّنْيَا خَالِصَةً يَوْمَ الْقِيَامَةِ كَذٰلِكَ نُفَصِّلُ الآيَاتِ لِقَوْمٍ يَعْلَمُوْنَ

અર્થ : (હે નબી (સલ.) !) આપ પૂછો કે અલ્લાહની તે શોભા જેને તેણે પોતાના બંદાઓ માટે પેદા કરી છે તેને, તેમજ ખાવા(પીવા)ની પવિત્ર ચીજોને કોણે હરામ કરી છે ? આપ ફરમાવી દો કે એ નેઅ્મતો દુનિયાની જિંદગીમાં અસલ તો ઈમાનવાળાઓ માટે જ છે, પણ કિયામતના દિવસે ખાસ તેમના જ માટે રહેશે. (સૂરએ અઅરાફ : ૩૨)

શરીઅતમાં પોશાકનો મૂળ હેતુ શરીરનો પડદો છે, સાથે પોશાક માનવી માટે શણગારનું સાધન છે, સારો પોશાક તે છે જે આ બંને હેતુઓ પુરા કરે. કુર્આને કરીમમાં છે :

يَا بَنِيْ آدَمَ قَدْ أَنزَلْنَا عَلَيْكُمْ لِبَاساً يُوَارِيْ سَوْءَاتِكُمْ وَرِيْشا

અર્થ : હે આદમની અવલાદ ! અમે તમારા માટે પોશાક ઉત્પન્ન કર્યો કે જે તમારી નગ્નતાને ઢાંકે છે અને (તે તમારા શરીરનો) શણગાર પણ છે;
(સૂરએ અઅરાફ : ૨૬)

ઈસ્લામનો મૂળ હેતુ તેમાં મધ્યમમાર્ગ છે, માટે શણગારમાં પણ મધ્યમમાર્ગ અનિવાર્ય છે. ઈસ્લામ શણગારને જરૂરી ઠેરવે છે અને એ વાતનો ખ્યાલ રાખે છે.

(૧) શણગાર હલાલ હોય અને તેમાં કોઈ દીનના ફરજમાં વિઘ્ન ન હોય અથવા અલ્લાહના સર્જનમાં કોઈ ફેરફાર ન થાય.

(૨) શણગારમાં અતિરેક કરવો નહીં.

(૩) શણગાર સ્વાસ્થય માટે હાનિકારક ન હોય.

હદીસ શરીફમાં શરીરના કોઈ ભાગને સોય વગેરે વડે છુંદાવીને (કોચી)ને નિશાન બનાવવા, ચહેરાના કુદરતી વાળને(જે એબ સુધી વધેલા ન હોય) સાફ કરવા, દાંતો વચ્ચે કૃત્રિમ રીતે ગેપ રખાવવી, અન્યના વાળને

અથવા કૃત્રિમ વાળને પોતાના વાળ સાથે જોડનારને લાનતપાત્ર કહયો છે. અને તેને હરામ ઠેરવ્યું છે. આજે સ્ત્રીઓએ ઉપરની ત્રણે બાબતો પર ધ્યાન આપવાની જરૂર છે.

## અંતિમ વાત

સ્ત્રીનું મૂળ સૌંદર્ય તેનો ચહેરો અને શરીરની ખુબસૂરતી નથી બલ્કે સદાચાર અને પરહેઝગારી છે, કુર્આને કરીમે પોશાક સાથે ફરમાવ્યું :

وَلِبَاسُ التَّقْوٰى ذٰلِكَ خَيْرٌ

અર્થ : પરહેઝગારીનો લિબાસ સૌથી શ્રેષ્ઠ છે. (સુરએ અઅરાફ : ૨૬)

એક શાયરના મતે

اِذَاالْمَرْأُلَمْ يَلْبَسْ ثِيَابًامِنَ التُّقٰى تَجَرَّدَعُرْيَانًاوَاِنْ كَانَ كَاسِيًا

જયાં સુધી માનવી તકવા – પરહેઝગારીનો પોશાક ન પહેરી લે ત્યાં સુધી તે નગ્ન જ છે ભલે તેના શરીર પર કપડાં હોય.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે :

اِنَّ لِلْحَسَنَةِ ضِيَاءً فِىْ الْوَجْهِ وَنُوْرًافِىْ الْقَلْبِ وَسَعَةً فِىْ الرِّزْقِ وَقُوَّةً فِىْ الْبَدَنِ

وَمَحَبَّةً فِىْ قُلُوْبِ الْخَلْقِ.

નેકી અને તકવાનો અસર ચહેરાની રોનક, દિલની નુરાનિયત, રોઝીમાં બરકત, શારિરીક શકિત, અને ખુદાની મખ્લૂક સાથે મુહબ્બતના રૂપમાં પેદા થાય છે. (જમાલિક નિઅમતુન : ફઝલે મુહમ્મદ : ૩૮)

## તૌબા-પ્રાયશ્ચિત અનિષ્ટ નિવારક

પરવરદિગારની કૃપાળુ શાન છે કે તેને નિર્લજ્જતા, દુરાચારી, અશ્લીલતા જેવા દરેક ગુનાહ અને બુરાઈને ખતમ કરવા માટે ઉમ્મતે મુસ્લિમાને તૌબાનું ખૂબ જ અસરકારક ઔષધ અર્પણ કર્યુ છે. અલ્લાહ તઆલાએ કુર્આને કરીમમાં ઈરશાદ ફરમાવ્યો :

قُلْ يَا عِبَادِيَ الَّذِيْنَ أَسْرَفُوا عَلٰى أَنفُسِهِمْ لَا تَقْنَطُوا مِن رَّحْمَةِ اللّٰهِ إِنَّ اللّٰهَ يَغْفِرُ الذُّنُوبَ جَمِيْعاً إِنَّهُ هُوَ الْغَفُوْرُ الرَّحِيْمُ

અર્થ :(હે નબી સલ. ! મારા તરફથી લોકોને) આપ ફરમાવી દો કે હે મારા તે બંદાઓ ! જેમણે (ગુનાહો કરી) પોતાના ઉપર બેહદ જુલ્મ કર્યો છે તમે અલ્લાહની રહમતથી નિરાશ થશો નહિ. બેશક, અલ્લાહ (પાછલા) સૌ ગુનાહ માફ કરી દેશે, બેશક તે જ (ગુનાહ) બખ્શનાર મહા દયાળુ છે.

(સૂરએ ઝુમર : ૫૩)

અલ્લાહ તઆલા દરેક ઈમાનવાળાને તૌબાનો હુકમ આપે છે :

يااَيُّهَاالَّذِين آمَنُوْاتُوْبُوْااِلَى اللّٰهِ تَوْبَةً النَّصُوْحاً

અર્થ : એ મો'મિનો તમે બધા મળીને અલ્લાહ સામે તૌબા કરો, આશા છે કે સફળતા મળશે. (સૂરએ નૂર : ૩૧)

અન્ય એક જગ્યાએ અલ્લાહ તઆલા ફરમાવે છે :

وَهُوَيَقْبَلُ التَّوْبَةَ عَنْ عِبَادِهٖ وَيَعْفُوْا عَنِ السَّيِّئاتِ

અર્થ : એ જ છે જે પોતાના બંદાઓની તૌબા કબૂલ કરે છે અને બુરાઈઓને જતી કરી છે. (સૂરએ શુરા : ૨૫)

હદીસ શરીફમાં દરેક ગુનેહગારોમાં તૌબા કરનારને શ્રેષ્ઠ અને તૌબા વડે ગુનાહોથી બિલકુલ પાક – સાફ બતાવ્યો છે, અલ્લાહ તઆલાએ નબીઓ (અલૈ.)ને ગુનાહોથી પવિત્ર રાખ્યા છે, બાકી દરેક માનવી સ્વભાવિક રીતે ગુનાહ કરે જ છે. એટલા માટે અલ્લાહ તઆલા ગુનેહગારોને અલ્લાહની

કૃપાથી માયુસ–નિરાશ થવાની મનાઈ કરે છે અને તૌબાને માનવીય ગુણ દર્શાવ્યો છે, માટે કુર્આન શરીફમાં સફળ ઈમાનવાળાના ગુણો બયાન કરતા ફરમાવ્યું التائبون તૌબા કરનારા.

હદીસે કુદસીમાં અલ્લાહ તઆલા ફરમાવે છે :

یاعبادی انکم تخطئون بِاللَّیۡلِ وَالنَّهَارِ وَاَنَااغفر الذُنُوب جَمِیۡعًا فَاسۡتَغۡفِرونی اغفر لکم.

અર્થ :હે મારા બંદાઓ ! તમે દિવસ – રાત ગુનાહ કરો છો, હું સર્વ ગુનાહોને માફ કરુ છું, તમે મારી પાસે માફી માંગો હું તમને માફ કરી દઈશ.

(કિતાબુત્તવ્વાબીન : ઈબ્ને કુદામા)

## દૃઢ સંકલ્પ અને તૌબા

અશ્લીલ અને નિર્લજ્જ વાતાવરણમાં આપણા અનેક યુવાનો પોતાની યુવાનીને કલંકિત કરી રહયા છે અને યુવાનીના નશામાં એટલા મગ્ન છે કે તેમાંથી નીકળવા માંગે છે છતાં નીકળી શકતા નથી. એવા લોકોને ઈસ્લામ દૃઢ સંકલ્પ કરીને તૌબા અને તકવાના માર્ગે ચાલવાની તાકીદ કરે છે. જયાં સુધી તેઓ મક્કમ ઈરાદા સાથે ગુનાહના દલદલથી નીકળીને અલ્લાહ સામે માફી નહીં માંગે ત્યાં સુધી ન દુનિયા અને આખિરતમાં સફળ થઈ શકે છે અને રાહત પ્રાપ્ત કરી શકે છે.

## અનુસરણ પાત્ર નમૂના

પ્રખ્યાત સહાબી હઝરત માઈઝ અસ્લમી (રદિ.)નો કિસ્સો છે, તેમનાથી ઝિના થઈ ગયો, તેમને એટલો પછતાવો થયો કે જાતે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં હાજર થયા અને પોતાનો ગુનોહ કબુલ્યો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ વિચાર–વિમર્શ કર્યો, પરંતુ તેઓ ગુનાહના એકરાર પર અડગ રહયા,અંતે સજા આપવામાં આવી, તેમના દફન પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ બધા મુસલમાનોને તેમના માટે મગફિરતની દુઆ કરવાનો હુકમ આપ્યો અને ફરમાવ્યું :

لَقَدُ تَابَ تَوُبَةً لَوُ قَسِمَتُ بَيُنَ اُمَّةٍ لَوَسِعَتُهُمُ

**અર્થ : તેમણે એવી તૌબા કરી છે કે જો તે આખી એક (ગુનેહગાર) કોમમાં વહેંચી દેવામાં આવે તો બધા માટે પર્યાપ્ત (માફી) થઈ જાય.**

**(મુસ્લિમ શરીફ)**

**એવી રીતે ગામીદિયા નામની એક સ્ત્રી આપની સેવામાં હાજર થાય છે, ખૂબ જ પછતાવા સહિત ઝિનાનો સ્વીકાર કરે છે, તે ઝિનાથી ગર્ભવતી છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેમનો મામલો બાળકના જન્મ પર ટાળે છે, જન્મ પછી આવે છે, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે, કે દૂધ પીવાની મુદત ખતમ થઈ જાય ત્યારે આવવું, પછી આવે છે, સજા આપવામાં આવે છે. પથ્થર મારવામાં આવે છે, હઝરત ખાલિદ (રદિ.) પણ હાજર હોય છે, તેઓ પણ પથ્થર નાંખે છે, તેઓ પોતાનો પથ્થર ગામીદિયાના માથા પર નાંખે છે, ગામીદિયાના માથામાંથી લોહી ઉડે છે તેના છાંટા હઝરત ખાલિદ (રદિ.)ના ચહેરા પર આવે છે, તેઓ ગુસ્સામાં કોઈ ગાળ અથવા સખત વાત કહે છે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સાંભળે છે તો ફરમાવે છે :**

مَهُلًايا خَالِدُ : فَوَ الَّذِىُ نَفُسِىُ بِيَدِهٖ لَقَدُتَابَتُ تَوُبَةً لَوُ تَابَهَا صَاحِبُ مَكُسٍ لَغُفِرَلَهٗ.

**અર્થ : ખાલિદ થોભી જાઓ ! ખુદાની કસમ આ સ્ત્રીએ એવી સાચી તૌબા કરી છે કે જો નાજાઈઝ વસૂલી કરનાર પણ એવી તૌબા કરે તો માફ કરી દેવામાં આવે. (મુસ્લિમ શરીફ)**

**ગામીદિયાના મૃત્યુ પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેની જનાઝાની નમાઝ પઢાવે છે, હઝરત ઉમર (રદિ.) અરજ કરે છે કે આ તો ઝિના કરનારી હતી આપ તેની નમાઝ પઢાવો છો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું :**

لَقَدُ تَابَتُ تَوُبَةً لَوُ قُسِمَتُ بَيُنَ سَبُعِيُنَ مِنُ اَهُلِ الُمَدِيُنَةِ لَوُسِعَتُهُمُ وَهَلُ وَجَدُتَ تَوُبَةً اَفُضَلَ مِنُ اَنُ جَادَتُ بِنَفُسِهَالِلّٰهِ عَزَّوَجَلَّ.

અર્થ : આ સ્ત્રીએ એવી તૌબા કરી છે કે જો આ તૌબા મદીનાના સિત્તેર ગુનેહગારોમાં વહેંચી દેવામાં આવે, તો બધાની માફી માટે પર્યાપ્ત થઈ જાય. અલ્લાહને રાજી કરવા માટે પ્રાણ કુરબાન કરવાથી મોટી અને શ્રેષ્ઠ તૌબા થઈ શકે છે ? (મુસ્લિમ શરીફ)

હઝરત અબૂ હુરયરહ (રદિ.) પોતાનો કિસ્સો બયાન કરે છે :

''એક રાત્રે ઈશાની નમાઝ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાછળ પઢીને નીકળ્યો, જોયું કે એક સ્ત્રી નકાબ ઓઢી રસ્તામાં ઊભી છે. તેને કહયું : અબૂ હુરયરહ !મારાથી મોટો ગુનોહ થઈ ગયો છે, શું મારા માટે તૌબાની ગુંજાઈશ છે ? મેં પૂછયું કે શું ગુનોહ થઈ ગયો છે ? તે બોલી કે મેં ઝિના કર્યો છે અને ઝિના દ્વારા પેદા થયેલ બાળકને પણ મેં મારી નાખ્યું છે, જેથી હઝરત અબૂ હુરયરહ (રદિ.)એ કહયું : તુ જાતે પણ બરબાદ થઈ અને નાનકડા જીવને પણ મારી નાખ્યો, તારા માટે તૌબાની ગુંજાઈશ નથી. આ સાંભળતા જ તે સ્ત્રી પોકારી ઉઠી અને બેભાન થઈ ગઈ. હું જતો રહયો, મનોમન વિચાર્યુ કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) હાજર છે તો મસ્અલો બતાવવાની શી જરૂરત છે ? સવારે હું આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ની ખિદમતમાં હાજર થયો, આખો કિસ્સો સંભળાવ્યો તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જોરથી ઈન્ના લિલ્લાહી વ ઈન્ના ઈલયહિ રાજિઉન પઢી અને ફરમાવ્યું કે તમે જાતે બરબાદ થયા અને તેને પણ બરબાદ કરી, શું તમને આ આયતની ખબર ન હતી ? પછી સૂરએ ફુરકાનની તે આયતો પઢી જેમાં અલ્લાહ તઆલાના નેક બંદાઓના ગુણો બયાન કરવામાં આવ્યા છે. તેમાં ઝિના ન કરવાનું પણ બયાન છે અને એ પણ ફરમાવ્યું કે જે ઝિના કરશે તે સજા ભોગવશે, પછી એ પણ ફરમાવ્યું કે જે ગુનેહગાર બંદાઓ સાચી તૌબા કરી લે તો અલ્લાહ તઆલા તેમની બુરાઈઓને ભલાઈમાં બદલી નાખશે અને માફ કરી નાખશે. આ સાંભળી હું આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મજલિસથી બહાર આવ્યો. હું તે સ્ત્રીને મદીનાની ગલીઓમાં શોધતો રહયો દરેકને હું તેની ખબર અંતર પુછતો, મારી આ હાલત જોઈને બાળકો મને

પાગલ કહેવા લાગ્યા. છેવટે રાત્રે મને તે સ્ત્રી ત્યાં જ મળી. મેં એને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની વાત બતાવી અને કહયું કે તારી તૌબા કબૂલ થઈ શકે છે. આ સાંભળીને તેણીની આંખોમાં હર્ષના આંસુ વહેવા લાગ્યા અને પોતાનો બાગ જરૂરિયાતવાળાઓને સદકો કરી દીધો.

(કિતાબુત્તવ્વાબીન : ઈબ્ને કુદામા : ૯૨ , ૯૩)

## સાચી તૌબાનું એક ઉદાહરણ

ઈમામ ઝોહરી (રહ.) રિવાયત કરે છે કે એક વખતે હઝરત ઉમર (રદિ.) રડતા રડતા હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં હાજર થયા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કારણ પુછયું તો અરજ કરી કે યા રસૂલુલ્લાહ ! દરવાજા પર એક યુવાન રડી રહયો છે, જેણે મારા દિલને ધ્રુજાવી દીધું, ફરમાવ્યું : ઉમર તેને અંદર લઈ આવો, તે યુવાન અંદર આવ્યો, તે રડી રહયો હતો, નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ પૂછયું તમારા રડવાનું કારણ શું છે ? યુવાને કહયું મારા ગુનાહોનો બોજ મને રડાવી રહયો છે. મને ડર છે કે રબ્બે જબ્બાર મારી ઉપર ખૂબ જ ગુસ્સે હશે.

નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : હે યુવાન ! તેં અલ્લાહ તઆલા સાથે કોઈને ભાગીદાર ઠેરવ્યો છે ? અરજ કરી ના, પૂછયું : શું તેં કોઈ જાનને નાહક કતલ કરી છે, અરજ કરી ના, નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું કે પછી અલ્લાહ તઆલા તારા ગુનાહોને માફ કરી દેશે. ભલે તે સાત આકાશ, સાત જમીન અને પહાડોથી વધીને કેમ ન હોય, પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પૂછયું  તારા ગુનાહ મોટા છે કે ખુરશી ? તેણે કહયું : મારા ગુનાહ મોટા છે. ફરમાવ્યું તારા ગુનાહ મોટા છે કે અર્શ મોટો છે ? તેણે કહયું કે મારા ગુનાહ મોટા છે. ફરમાવ્યું મોટા ગુનાહોને મારો રબ જ માફ કરશે. સારુ બતાવો તમારા ગુનાહ કયા છે ? તેણે અજર કરી કે હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મને તમારી શરમ આવે છે (આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું : બતાવો !

કહેવા લાગ્યો કે હું કફન ચોર હતો. સાત વર્ષ સુધી આ જ કામ કરતો રહયો, એક વાર અન્સારની યુવાન છોકરી મૃત્યુ પામી, મેં આદત પ્રમાણે કબર

ખોદી અને કફન ઉતારીને જતો રહયો, થોડે દૂર ગયો ને શયતાને મને બહેકાવ્યો અને કામવાસનાને ભડકાવી, હું પરત આવ્યો અને તેની સાથે ઝિના કર્યો, જયારે હું ફારિગ થઈ ગયો તો મને એવું લાગ્યું કે જાણે એ છોકરી એવું કહી રહી છે કે હે ખુદાના બંદા ! તને કયામતના દિવસે સજા અને ઈનામ આપનારા ખુદાથી શરમ નથી આવતી ? તુ મને મૃત્યુ પામેલા ટોળામાં નગ્ન કરીને જતો રહયો અને મને અલ્લાહના દરબારમાં નાપાકીની અવસ્થામાં હાજર થવા પર મજબૂર કરી ગયો. આ સાંભળી નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ના ચહેરા પર નિરાશા જાહેર થઈ. તે યુવાન ત્યાંથી ઉઠીને જતો રહયો, મદીનાની બહાર પહાડોની વચ્ચે ચાળીસ દિવસ સુધી રડતો અને ફરિયાદ કરતો રહયો, પોતાના પરવરદિગારથી તૌબા કરતો રહયો, તેને અલ્લાહ તઆલા વગર કોઈ આશા દેખાતી ન હતી, ચાળીસ દિવસ સુધી ખુબ રડી રડીને માફી માંગી, એક વખતે આકાશ તરફ માથું ઉઠાવીને કહેવા લાગ્યો કે હે પરવરદિગાર ! જો આપે મારી તૌબા કબૂલ કરી લીધી છે તો નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ને જાણ કરી દો, જો તૌબા કબૂલ નથી કરી તો આગ મોકલીને મને દુનિયામાં જ કોલસો બનાવી દો, પરંતુ આખિરતના અઝાબથી બચાવી લે જે.

એટલામાં હઝરત જિબ્રઈલ (અલૈ.) હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં હાજર થયા અને સલામ કરી અને કહયું કે અલ્લાહ તઆલાએ આપ પર સલામ મોકલી છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું કે અલ્લાહ જ સલામ છે. હઝરત જિબ્રઈલ (અલૈ.) એ અરજ કરી કે અલ્લાહ રબ્બુલ ઈઝઝત ફરમાવે છે કે શું મખ્લુકને આપે પૈદા ફરમાવી છે ? ફરમાવ્યું મને પણ અને બધી મખ્લુકને અલ્લાહ તઆલાએ જ પેદા કરી છે અરજ કરી કે અલ્લાહ તઆલા પૂછે છે કે બંદાઓની તૌબા આપ કબૂલ કરો છો ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું કે મારી પણ અને બધા બંદાઓની તૌબાને અલ્લાહ તઆલા જ કબૂલ કરે છે. અલ્લાહ તઆલા ફરમાવે છે કે મેં તે નવયુવાનની તૌબા કબૂલ કરી દીધી. આપ પણ તેની ઉપર પ્રેમની નજર ફરમાવો, નબી(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ

નવયુવાનને બોલાવીને તૌબા કબૂલ થવાની ખૂશખબરી સંભળાવી.

(હયા અને પાકદામની : ૩૫૮, ૩૫૯)

## દૃષ્ટાંતરૂપ આચરણ

એ નકલ કરવામાં આવ્યું છે કે એક યુવાન અન્સારી સહાબી ષઅલબા બિન અબ્દુર્રહમાન (રદિ.) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં રહેતા હતા, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ તેમને કોઈ કામ માટે મોકલ્યા હતા. રસ્તામાં કોઈ અન્સારી સહાબી (રદિ.) ના મકાન પાસેથી પસાર થયા અને ભૂલ એ થઈ કે ઘરની અંદર એક સ્ત્રીને ગુસલ (સ્નાન) કરતા જોઈ લીધી. હવે તેમને ચિંતા થવા લાગી કે મારાથી બહુ મોટી ભૂલ થઈ ગઈ, કયાંક આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર વહી ન આવી જાય. ગભરાયને નાસી ગયા. મક્કા અને મદીનાની વચ્ચે કોઈ પહાડમાં સંતાય ગયા, ચાળીસ દિવસ સુધી આવ્યા નહીં, ચાળીસ દિવસ પછી હઝરત જિબ્રઈલ (અલૈ.) અલ્લાહ તઆલા તરફથી સંદેશો પાઠવે છે, કે હે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)! અલ્લાહ તઆલા તમને સલામ કહે છે અને ફરમાવે છે કે રસ્તામાં પહાડોની વચ્ચે તમારી ઉમ્મતનો એક વ્યકિત છે, જે લગાતાર અલ્લાહની પનાહ અને માફી માંગી રહયો છે, જેથી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત ઉમર (રદિ.)અને હઝરત સલમાન (રદિ.)ને હુકમ આપ્યો કે જાઓ અને ષઅલબા (રદિ.)ને લઈ આવો, એ બન્ને ષઅલબા (રદિ.)ની શોધમાં નીકળ્યા, રસ્તામાં એક ગોવાળની મુલાકાત થઈ, હઝરત ઉમર(રદિ.)એ એને પુછયું કે આ પહાડોમાં કોઈ યુવાન રહે છે ? તેણે કહયું કે કદાચ તમને એ યુવાનની શોધ છે, જે જહન્નમથી નાસી રહયો છે, હઝરત ઉમર (રદિ.) એ ફરમાવ્યું કે તમને એની શી રીતે ખબર પડી કે તે જહન્નમથી નાસી રહયો છે ? તેણે કહયું કે દરરોજ મધ્યરાત્રે આ પહાડોમાંથી નીકળે છે, તેનો હાથ તેના માથા ઉપર હોય છે,એ રડતા રડતા એમ કહે છે કે'' હે ખુદા ! કાશ! તુ મને પેદા ન કરતો, કાશ! તારા ફેસલાના દિવસમાં બચી જતો.'' હઝરત ઉમર (રદિ.) એ ફરમાવ્યું : હા ! અમને તેની જ

શોધ છે, હઝરત ઉમર (રદિ.) તેની તાકમાં રહયા અને રાત્રે જેવા ષઅલબા (રદિ.)નીકળ્યા હઝરત ઉમર (રદિ.) અને હઝરત સલમાન (રદિ.)એ તેમને પકડી લીધા,ષઅલબાએ પૂછયું, શું આપ (સલ.)ને મારા પાપની જાણ થઈ ગઈ ? જવાબ મળ્યો ખબર નહીં, અમે તો તમને ખિદમતે નબવીમાં હાજર કરીશું. ષઅલબા (રદિ.)એ કહયું : મને નમાઝના સમયે મદીનામાં પહોંચાડો, એ લોકો મદીનામાં પહોંચ્યા તો નમાઝ થઈ રહી હતી. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની તિલાવત સાંભળતા જ ષઅલબા બેભાન થઈને ઢળી પડયા, નમાઝ પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ષઅલબાને હરકત આપી ત્યારે તેમને ભાન આવ્યું, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું : કેમ ગાયબ હતા ? ષઅલબાએ જવાબ આપ્યો કે ફલાણા ગુનાહના કારણે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું: શું તમને એ આયત બતાવું જે ગુનાહ દૂર કરી દે ? તમે આ આયત પઢયા કરો.

رَبَّنَا آتِنَا فِي الدُّنيَا حَسَنَةً وَفِي الآخِرَةِ حَسَنَةً وَقِنَا عَذَابَ النَّارِ

અર્થ : હે અમારા પરવરદિગાર ! અમને દુનિયામાં ભલાઈ આપ તેમજ આખિરતમાં પણ નેઅ્મત આપ અને દોઝખના અઝાબથી અમને બચાવ.

ષઅલબાએ કહયું કે મારો ગુનોહ મોટો છે, આપ (સલ) એ ફરમાવ્યું કે અલ્લાહનું કલામ તેના કરતા પણ મહાન છે, પછી ફરમાવ્યું : જાઓ ઘરમાં આરામ કરો, આઠ દિવસ પછી હઝરત સલમાન (રદિ.) એ આવીને આપ (સલ.)થી બતાવ્યું કે ષઅલબાની હાલત ખૂબ જ ખરાબ છે, તે મૃત્યુની નજીક છે, આપ સલ. ષઅલબાના ઘરે પહોંચ્યા, ષઅલબાનું માથું પોતાના ખોળામાં મુકયું, ષઅલબાએ માથુ હટાવી લીધું, આપ (સલ.)એ કારણ પુછયું, ષઅલબાએ જવાબ આપ્યો કે આ માથુ ગુનાહોથી ભરેલું છે, આ આપના મુબારક ખોળાને લાયક જ કયાં છે ? આપ (સલ.) એ પુછયું તમે શું ઈચ્છો છો ? ષઅલબા બોલ્યા : બસ મારા ગુનાહોની માફી. એટલામાં હઝરત જિબ્રઈલ (અલૈ.) આવ્યા અને ફરમાવ્યું : હે મુહમ્મદ (સલ.) અલ્લાહ ફરમાવે છે કે જો મારો આ બંદો જમીનના બરાબર પણ ગુનાહો કરી લેશે તો પણ હું માફ કરી

દઈશ. મારી રહમત ખૂબ જ વિશાળ છે. ષઅલબાને ખબર પડી તો એક ચીખ મારી અને રૂહ પાંજરામાંથી ઉડી ગઈ. (કિતાબુત્તવ્વાબીન : ૯૪ , ૯૫)

## વિચારવા પાત્ર વાત

હઝરત ષઅલબા (રદિ.)નું એ આચરણ શું આજના યુગમાં મુસ્લિમ નવયુવાનો માટે આદર્શ નથી ? વિચાર કરવામાં આવે કે એક સ્ત્રીને જોઈ લેવા પર કેટલો એહસાસ પેદા થઈ ગયો કે આખી જિંદગીનું અમન પરેશાનીમાં બદલાય ગયું અને આખું જીવન તૌબા – ઈસ્તિગ્ફારમાં પસાર કર્યુ, આજે આપણે ન જાણે કેટલાય પાપો કરીએ છીએ પરંતુ તે એહસાસ અને પરેશાની પેદા થતી નથી જે ત્વરિત તૌબા – ઈસ્તિગ્ફારના માર્ગે લઈ જાય.

## હાય ! નિષ્ફળતા

આપણો માલિક અને સર્જનહાર આપણને તે લોકોની જેમ જોવા માંગે છે જે કુર્આને કરીમમાં છે :

وَالَّذِيْنَ إِذَا فَعَلُوا فَاحِشَةً أَوْ ظَلَمُوا أَنْفُسَهُمْ ذَكَرُوا اللّٰهَ فَاسْتَغْفَرُوا لِذُنُوبِهِمْ

وَمَن يَغْفِرُ الذُّنُوبَ إِلَّا اللّٰهُ وَلَمْ يُصِرُّوا عَلٰى مَا فَعَلُوا وَهُمْ يَعْلَمُونَ

અર્થ : અને એવા લોકો કે જ્યારે કદી કોઈ નિર્લજ્જ કામ (જેમ કે વ્યભિચાર વગેરે) કરી બેસે છે અથવા પોતાના હકમાં ખોટું કામ કરી લે છે, તો (તરત) અલ્લાહને યાદ કરે છે. ફરી પોતાના ગુનાહોની માફી ચાહે છે અને અલ્લાહ સિવાય ગુનાહોને કોણ માફ કરી શકે છે ? અને તેઓ પોતાના (બુરા) કામ પર જાણી જોઈ અડી પણ રહેતા નથી. (સૂરએ આલી ઈમરાન : ૧૩૫)

અને આપણી હાલત એ હોય છે કે એવી પવિત્ર અને પાક લોકોની નકલને બદલે તે દુરાચારી અને નગ્ન લોકોની સંસ્કૃતિની નકલ કરે જે ઈમાન અને અખ્લાક તો શું ; માનવતા અને માનવીય ગુણોને પણ વિખેરતી જઈ રહી છે, પવિત્રતા અને ઈજ્જતને ભયાનક અધોગતિ તરફ લઈ જઈ રહી છે અને પડદો તેમજ શરમની ચાદરનો દોરો દોરો ખેંચી રહી છે.

## રહમતની પોકાર

ગુનાહોમાં વ્યસ્ત રહેનારાઓ માટે અલ્લાહે તૌબાનો દરવાજો ખોલી રાખ્યો છે. તેની રહમત દરેક ઘડીએ અવાજ લગાવી રહી છે, તેની કરીમી દરેક પળે પોકારી રહી છે. તેની ગફ્ફારી દરેક ક્ષણે સાદ પાડી રહી છે અને જાણે એવું કહે છે :

હમ તો સાઈલ બ –કરમ હૈ કોઈ સાઈલ હી નહીં
રાહ દિખલાએ કિસે, કોઈ રહરવ મંઝિલ હી નહીં

અને

ઈ દર ગહે મા દર ગેહે નવમીદી નેસ્ત
સદ બાર અગર તોબા શિકસ્તી બાઝ આ

અર્થ : અમારો આ દરબાર નિરાશાનો દરબાર નથી, સો વખત જો તૌબા તૂટી જાય, પાછા ફરી આવો અને માફીનો પરવાનો લઈ જાઓ.

## હે કાશ !

કાશ ! આપણે ખુદા તરફથી લગાવવામાં આવતી રહમતની પોકાર અને માફીની સદાને સાંભળી શકતા, કાશ! જીવનની છેલ્લી ઘડીએ પણ આપણને ભાન આવી જાય અને આપણે ગુનાહોથી નફરત કરીને પવિત્રતાના ઉચ્ચ ગુણો પ્રાપ્ત કરી લઈએ,જે અંબિયા(અલૈ.)ની શાન હતી, સહાબા(રદિ)ની નિશાની હતી, કુર્આને કરીમની ઓળખ હતી અને દરેક યુગના નેક લોકોની પુંજી હતી, પવિત્ર જીવન જ છુટકારાનું કારણ બની શકે,બસ અલ્લાહની તોફીક ઈચ્છીએ છીએ:

અલ્લાહ અગર તોફીક ન દે, ઈન્સાન કે બસકા કામ નહીં.

# અગત્યના શબ્દો

| | |
|---|---|
| ઈમાન : | આસ્થા, શ્રદ્ધા,ધર્મ પરનો દઢ વિશ્વાસ |
| આપ (સલ.): | પયગમ્બર હઝરત મુહમ્મદ સાહેબ |
| કાફીર : | ઈસ્લામી માન્યતા પ્રમાણે ઈશ્વર(અલ્લાહ)ને ન માનનાર, વિધર્મી, નાસ્તિક |
| કુફ્ર : | અસ્વીકૃતિ, નાસ્તિકતા |
| ઝિના : | વ્યભિચાર |
| તૌબા : | પ્રાયશ્ચિત,પશ્ચાત્તાપ,પસ્તાવો |
| અખ્લાક : | આદત,ટેવ,સ્વભાવ,વર્તણુક,સદાચાર,શિષ્ટાચાર |
| ફિતનો : | ઉપદ્રવ, દંગો, ફસાદ, બળવો |
| બદ નજર: | બદ નિગાહ, કુદષ્ટિ, ખરાબ નજર, બૂરી નજર |
| લાનત : | ધિક્કાર,ફિટકાર, શરમ, નામોશી, બદનામી |
| દીનઃ | ધર્મ |
| દીનદારીઃ | ધર્મપાલન, ધાર્મિકતા |
| નફ્સ : | આત્મા, મન, રૂહ |
| જાઈઝ : | ઉચિત, યોગ્ય |
| ફરમાંબરદાર: | આજ્ઞાંકિત, તાબેદાર, કહ્યાગરું |
| આખિરત : | પરલોક, કયામત, ન્યાયનો દિવસ |
| નેકી : | ભલાઈ, ઉપકાર, પુણ્ય |
| શરીઅત : | શરિયત,કુરાનનું અનુશાસન,ધાર્મિક નિયમો, ઈસ્લામ |
| ફિતરત : | પ્રકૃતિ |

| | |
|---|---|
| મહરમ : | ઈસ્લામમાં જેની સાથે લગ્ન ન થઈ શકે એવી સંબંધિત વ્યકિત |
| બદગુમાની : | ખોટી ધારણા,ખોટી શંકા, અવિશ્વાસ |
| બયઅત : | વફાદારીના શપથ,કરાર, વચન |
| રિવાયત : | વર્ણન, કોઈની કહેલી વાત કહેવી, કથન |
| બદકારી : | દુરાચારી, વ્યભિચારી |
| ઉમ્મત : | કોમ,જાતિ, ધાર્મિક સમુદાય, સંપ્રદાય |
| નાજાઈઝ : | અનુચિત, અયોગ્ય, ગેરકાનૂની |
| ના ફરમાની : | અવજ્ઞા,હુકમ પાળવાનો ઈન્કાર કરવું. |
| બયાન : | વર્ણન, કથન |
| હલાલ : | કુર્આન દ્વારા માન્ય કરાયેલું, યોગ્ય, વાજબી |
| હરામ : | કુર્આન દ્વારા અમાન્ય ઠેરવેલું. અધર્મી, નિષિદ્ધ |
| અઝાબ : | પિડા, દુઃખ, વેદના, ગુન્હાની સજા, પ્રકોપ |
| તકવા : | સંયમ, અલ્લાહનો ડર |
| હિફાઝત : | સંભાળ, રક્ષા |
| હદીસ શરીફ : | પયગમ્બર સાહેબે ફરમાવેલી વાત |
| હિદાયત : | શિખામણ, આદેશ, હુકમ, ઉપદેશ |
| હિકમત : | સમજ શકિત, યુકિત, બુદ્ધિમત્તા, અકલમંદી |
| ઈજાઝત : | રજા, પરવાનગી. |
| ખિદમત : | સેવા, |
| નિકાહ : | લગ્ન |
| કતલ : | હત્યા |
| મહેર : | નિકાહ વખતે નવવધૂને પતિ તરફથી મળતી રકમ |
| સવાબ : | પૂણ્ય |